॥ श्रीहरिः॥ 1365

# નિત્યકર્મ-પૂજાપ્રકાશ

नित्यकर्म-पूजाप्रकाश ( गुजराती )

गीताप्रेस गोरखपुर
GITA PRESS, GORAKHPUR

ગીતાપ્રેસ, ગોરખપુર

॥ શ્રીહરિઃ ॥

# નિત્યકર્મ-પૂજાપ્રકાશ

( नित्यकर्म-पूजाप्रकाश, गुजराती )

ત્વમેવ માતા ચ પિતા ત્વમેવ
ત્વમેવ બન્ધુશ્ચ સખા ત્વમેવ ।
ત્વમેવ વિદ્યા દ્રવિણં ત્વમેવ
ત્વમેવ સર્વં મમ દેવદેવ ॥

લેખક : પરમાચાર્ય પં. શ્રી રામભવનજી મિશ્ર
શ્રી લાલબિહારીજી મિશ્ર

1365 Nityakaram Puja Prakash_Section_1_1_Front

॥ શ્રીહરિઃ ॥

# નિવેદન

ભારતીય સંસ્કૃતિ પુનર્જન્મ અને કર્મના સિદ્ધાંતને આધારિત છે. સંસારમાં સર્વત્ર સુખ-દુઃખ, હાનિ-લાભ, જીવન-મરણ, દરિદ્રતા-સમ્પન્નતા, રુગ્ણતા-સ્વસ્થતા અને બુદ્ધિમત્તા-અબુદ્ધિમત્તા આદિ ભિન્નતા સ્પષ્ટરૂપે જણાઈ આવે છે. પણ આ વૈવિધ્યપણું દ્રષ્ટ-કારણોથી જ થવું આવશ્યક નથી, કારણ કે આવાં ઘણાં જ ઉદાહરણો પ્રાપ્ત થાય છે કે એક જ મા-બાપનાં એક સાથે જન્મેલાં જોડિયાં સંતાનોનું શિક્ષણ, દીક્ષા, પાલન-પોષણ આદિ સરખાં હોવા છતાંય વ્યક્તિગતરૂપે તેમની પરિસ્થિતિઓ જુદી જુદી હોય છે, જેમ કે કોઈ રુગ્ણ, કોઈ સ્વસ્થ, કોઈ દરિદ્ર તો કોઈ સમ્પન્ન, કોઈ અંગહીન તો કોઈ સર્વાંગ સુન્દર વગેરે. આથી એ સ્પષ્ટ છે કે જન્માંતરીય ધર્માધર્મરૂપ અદ્રષ્ટપણે આ ભોગોનું કારણ છે. માટે માનવજન્મ ધરીને પોતાના કર્તવ્યનું પાલન અને સ્વ-ધર્માચરણ પ્રત્યે દરેક વ્યક્તિએ અત્યાધિક સાવધાન રહેવું જોઈએ.

પ્રત્યેક મનુષ્યના જીવનમાં કેટલીક પળો એવી હોય છે, જ્યારે તેની બુદ્ધિ નિર્મળ અને સાત્ત્વિક રહે છે તથા એ પળોમાં કરેલાં કર્મો શુભકામનાઓથી પરિપૂર્ણ અને પુણ્યવર્ધન કરનારાં હોય છે, પણ સામાન્યપણે કામ-ક્રોધ, લોભ-મોહ, મદ-માત્સર્ય, ઈર્ષ્યા-દંભ, રાગ-દ્વેષ આદિ દુર્ગુણોથી વશીભૂત માનવનો મોટા ભાગનો વખત પાપાચરણમાં જ વ્યતીત થતો હોય છે, જેને તે પોતે પણ સમજી શકતો નથી. ચોવીસ કલાકમાંથી જો આપણે એક કલાકનો સમય ભગવદ્ આરાધના કે પરોપકારાદિ શુભ કાર્યો નિમિત્તે અર્પણ કરીએ તો શુભ કાર્યોનું પુણ્ય આપણને અવશ્ય પ્રાપ્ત

**********************************************************

થશે જ. પણ બાકીના ત્રેવીસ કલાક જો આપણે અવૈદ્ય અર્થાત્ અશાસ્ત્રીય (નિષિદ્ધ) ભોગ-વિલાસમાં તથા એ ભોગ્ય પદાર્થોના સાધન-સંચયમાં વાપર્યા તો તેનું પાપ પણ અવશ્ય ભોગવવું પડશે. માટે જીવનની પ્રત્યેક પળ ભગવદ્ આરાધના રૂપે પરિણમે એ આવશ્યક છે, જેથી મનુષ્ય પોતાના જીવનકાળમાં જ ભગવાનનું સામીપ્ય પ્રાપ્ત કરી શકે અને પૂર્ણરૂપે કલ્યાણનો ભાગી બને. આ માટે વેદ-શાસ્ત્રોમાં પ્રાતઃકાળે ઉઠવાના સમયથી માંડીને રાત્રે શયન સુધી તથા જન્મથી માંડીને મૃત્યુ પર્યંતના વિધિ-વિધાનોનું વિવેચન વિધિ-નિષેધ રૂપે થયું છે; જે માનવના કર્તવ્યાકર્તવ્ય અને ધર્માધર્મનો નિર્ણય કરે છે.

વૈદિક, સનાતન, ધર્મશાસ્ત્ર સમ્મત સ્વધર્માનુષ્ઠાન જ સર્વેશ્વર સર્વશક્તિમાન ભગવાનની મહાન સેવા અર્થાત્ એમની પૂજા છે, જે માનવને શ્રેય (કલ્યાણ) પ્રદાન કરે છે. ગીતામાં ભગવાને સ્વયં કહ્યું છે – **'સ્વકર્મણા તમભ્યર્ચ્ય સિદ્ધિં વિન્દતિ માનવઃ।'** માટે વેદાદિ સમસ્ત શાસ્ત્રોમાં નિત્ય અને નૈમિત્તિક કર્મો માનવ માટે પરમધર્મ અને પરમ કર્તવ્ય કહ્યાં છે. દરેક મનુષ્યના સિરે ત્રણ પ્રકારનાં ઋણ હોય છે - દેવઋણ, પિતૃઋણ અને માનવ (ઋષિ) ઋણ. નિત્યકર્મ કરવાથી મનુષ્ય ત્રણે જાતનાં ઋણોમાંથી મુક્ત થઈ જાય છે.

**'યત્કૃત્વાનૃણ્યમાપ્નોતિદૈવાત્ પૈત્ર્યાચ્ચ માનુષાત્।'**

જે વ્યક્તિ શ્રદ્ધા-ભક્તિથી જીવનપર્યંત પ્રતિદિન યથાધિકાર સ્નાન, સંધ્યા, ગાયત્રી-જપ, દેવપૂજન, બલિવૈશ્વદેવ, સ્વાધ્યાય આદિ નિત્યકર્મો કરે છે, તેની બુદ્ધિ આત્મનિષ્ઠ થઈ જાય છે. આત્મનિષ્ઠ બુદ્ધિ થવાથી ધીરે ધીરે મનુષ્યમાંથી બુદ્ધિની ભ્રાંતિ, જડતા, વિવેકહીનતા, અહંકાર સંકોચ અને ભેદભાવ નાશ પામી જાય છે, ત્યારે તે મનુષ્ય પરમાત્મચિંતનમાં સંલગ્ન થઈને અહર્નિશ પરબ્રહ્મ પરમેશ્વરની પ્રાપ્તિ માટે જ પ્રયત્ન કરતો રહે

છે. એનાથી તેને પરમાનંદની અનુભૂતિ થવા માંડે છે. પરમાનંદની અનુભૂતિ થવાથી તે મનુષ્ય ધીરે ધીરે દૈવીગુણોથી સંપન્ન થઈને ઈશ્વરોન્મુખ થઈ જાય છે. ઈશ્વરોન્મુખ થયા બાદ મનુષ્યને પરમાત્માના વાસ્તવિક તત્ત્વનું પરિજ્ઞાન થવા માંડે છે અને પછી તે સદા-સર્વદા માટે જીવનમુક્ત થઈ જાય છે તથા **'સત્યં જ્ઞાનમનન્તં બ્રહ્મ'**માં પરિનિષ્ઠિત થઈને આત્મોદ્ધાર કરી લે છે. આ જ માનવ-જીવનની વિશિષ્ઠ સફળતા છે. એટલે જ માનવજન્મને સફળ કરવા માટે માનવમાત્રે નિત્યકર્મ નિયમિતરૂપે કરવાં જોઈએ.

કેટલાંક નિત્યકર્મો તો એવાં છે, જે પ્રત્યેક વ્યક્તિએ રાગપૂર્વક નિયમિતરૂપે કરવાં જ પડે છે. જેમકે શૌચાદિ કૃત્ય, સ્નાન, ભોજન, શયન આદિ. પણ આ બધાં કર્મો શાસ્ત્રની આજ્ઞાનુસાર થવાં જોઈએ, તો જ તે ધર્માચરણમાં પરિણમશે. જીવનનાં સાધારણમાંય સાધારણ ક્રિયા-વિધાનોનું પણ શાસ્ત્રોએ વિવેચન કર્યું છે અને પોતાની સંમતિ પણ આપી છે. પ્રાતઃકાળે ક્યારે ઊઠવું, ઊઠ્યા પછી સૌપ્રથમ શું શું કરવું વગેરે માટે શૌચ, દંતધાવન, સ્નાન, ભોજન, શયન આદિ દરેકની વિધિઓ બતાવવામાં આવી છે. એટલે એ મુજબ જીવન વિતાવવું એ જ કલ્યાણ-પથનો આધાર છે.

પ્રસ્તુત પુસ્તકમાં પ્રાતઃકાળે જાગ્યા બાદ પ્રાતઃકાલીન ભગવત્-સ્મરણથી માંડી શૌચાચાર, આભ્યંતર-શૌચ, દંતધાવન-વિધિ, ક્ષૌરકર્મ, સ્નાન, સંધ્યા-ઉપાસના, જપ, તર્પણ, બ્રહ્મયજ્ઞ, બલિવૈશ્વદેવ આદિ પંચમહાયજ્ઞોનું વિવેચન, દેવપૂજન, માનસપૂજા, સૂર્ય-નમસ્કાર, નિત્ય-દાન, સંકલ્પ-વિધિ, અતિથિ-સત્કાર, ભોજનવિધિ, શયન-વિધાન આદિ પ્રકરણોની સાથેસાથે નિત્યપાઠ માટે સ્તોત્રોનો સંગ્રહ પણ કરવામાં આવ્યો છે તથા વિભિન્ન દેવોની રોજિંદી સ્તુતિઓ તથા આરતીઓનું સંકલન થયું છે. વિશિષ્ઠ પૂજા-

| વિષય | પાના નં. |
|---|---|

**વિષય** **પાના નં.**

| વિષય | પાના નં. |
|---|---|

**વિષય** **પાના નં.**

~~■~~

## ચિત્ર-સૂચી

### (સાદાં ચિત્રો)



~~■~~

॥ શ્રીહરિઃ ॥
॥ શ્રીગણેશાય નમઃ ॥
॥ શ્રીમાતાપિતૃભ્યાં નમઃ । શ્રી ગુરુભ્યો નમઃ ॥

# નિત્યકર્મ-પૂજાપ્રકાશ

લમ્બોદરં પરમસુન્દરમેકદન્તં રક્તામ્બરં ત્રિનયનં પરમં પવિત્રમ્।
ઉદ્યદ્દિવાકરનિભોજ્જ્વલકાન્તિકાન્તં વિઘ્નેશ્વરં સકલવિઘ્નહરં નમામિ॥

## ગૃહસ્થનાં નિત્યકર્મોનું ફળ-કથન

**અથોચ્યતે ગૃહસ્થસ્ય નિત્યકર્મ યથાવિધિ ।**
**યત્કૃત્વાનૃણ્યમાપ્નોતિ દૈવાત્ પૈત્ર્યાચ્ચ માનુષાત્ ॥**

(આશ્વલાયન)

શાસ્ત્રવિધિ મુજબ ગૃહસ્થનાં નિત્યકર્મોનું નિરૂપણ કરવામાં આવે છે, જે કર્યાથી મનુષ્ય દેવસંબંધિત, પિતૃસંબંધિત અને મનુષ્ય સંબંધિત ત્રણેય ઋણમાંથી મુક્ત થઈ જાય છે.

**'જાયમાનો વૈ બ્રાહ્મણસ્ત્રિભિર્ઋણવા જાયતે'** (તૈ. સં. ૬/૩/૧૦/૫) મુજબ મનુષ્ય જન્મ લેતાંની સાથે જ ત્રણ ઋણવાળો થઈ જાય છે. તેમાંથી મુક્ત (ઉઋણ) થવા માટે શાસ્ત્રોએ નિત્યકર્મનું વિધાન કર્યું છે. નિત્યકર્મમાં શારીરિક શુદ્ધિ, સંધ્યાવંદન, તર્પણ અને દેવ-પૂજન પ્રભૃતિ શાસ્ત્રનિર્દિષ્ટ કર્મો આવે છે. તેમાં મુખ્ય નીચે દર્શાવેલાં છ કર્મ બતાવ્યાં છે–

**સન્ધ્યા સ્નાનં[1] જપશ્ચૈવ દેવતાનાં ચ પૂજનમ્ ।**
**વૈશ્વદેવં તથાઽઽતિથ્યં ષટ્ કર્માણિ દિને દિને ॥**

(બૃ. પ. સ્મૃ. ૧/૩૯)

મનુષ્યે સ્નાન, સંધ્યા, જપ, દેવપૂજન, બલિવૈશ્વદેવ અને અતિથિ-સત્કાર – આ છ કર્મ પ્રતિદિન કરવાં જોઈએ.

---

૧. અહીં સ્નાન શબ્દ સ્નાનપૂર્વનાં બધાં કૃત્યો માટે ઉપલક્ષકરૂપે નિર્દિષ્ટ છે. 'પાઠક્રમાદર્થક્રમો બલીયાન્'ના આધારે પ્રથમ સ્નાન પછી સંધ્યા સમજવી જોઈએ.

## પ્રાતઃ જાગ્યા બાદ સ્નાન પૂર્વેનાં કૃત્ય

પ્રાતઃકાળે ઊઠ્યા બાદ સ્નાનપૂર્વે જે આવશ્યક વિભિન્ન કૃત્યો છે, શાસ્ત્રોએ તે માટે પણ સુનિયોજિત વિધિ-વિધાન બતાવ્યાં છે. ગૃહસ્થે પોતાના નિત્યકર્મો અંતર્ગત સ્નાનપૂર્વેનાં કૃત્ય પણ શાસ્ત્ર-નિર્દિષ્ટ પદ્ધતિએ જ કરવાં જોઈએ; કારણ કે ત્યાર પછી જ તે અગ્રિમ ષટ્કર્મો કરવાનો અધિકારી બને છે. આથી અહીં ક્રમાનુસાર જાગ્યા બાદ અને સ્નાનપૂર્વેનાં કર્મોનું નિરૂપણ કરવામાં આવે છે.

**બ્રાહ્મ મુહૂર્તમાં જાગવું :** સૂર્યોદયથી ચાર ઘડી (લગભગ દોઢ કલાક) પૂર્વે બ્રાહ્મમુહૂર્તમાં જ જાગી જવું જોઈએ. આ સમયે ઊંઘવું શાસ્ત્રમાં નિષિદ્ધ છે.[૧]

**કરાવલોકન :** આંખ ખુલતાં જ બન્ને હાથની હથેળીઓને નિહાળતાં નિહાળતાં નિમ્નલિખિત શ્લોકનો પાઠ કરો–

**કરાગ્રે વસતે લક્ષ્મીઃ કરમધ્યે સરસ્વતી ।**
**કરમૂલે સ્થિતો બ્રહ્મા પ્રભાતે કરદર્શનમ્ ॥**

(આચારપ્રદીપ)

‘હાથના અગ્રભાગમાં લક્ષ્મી, હાથ મધ્યે સરસ્વતી અને હાથના મૂળભાગમાં બ્રહ્માજી નિવાસ કરે છે, માટે પ્રાતઃકાળે બન્ને હાથોનું અવલોકન કરવું જોઈએ.’

---

૧. **બ્રાહ્મે મુહૂર્તે યા નિદ્રા સા પુણ્યક્ષયકારિણી ।**
**તાં કરોતિ દ્વિજો મોહાત્ પાદકૃચ્છ્રેણ શુદ્ધ્યતિ ॥**

(આચારેન્દુ, પૃ. ૧૭માં સ્મૃતિરત્નાવલીનું વચન)

બ્રાહ્મમુહૂર્તની નિદ્રા પુણ્યોનો નાશ કરનારી છે. એ વખતે જે કોઈ શયન કરે છે, તેને આ પાપમાંથી છૂટકારો મેળવવા પાદકૃચ્છ્ર નામે (વ્રત) પ્રાયશ્ચિત્ત કરવું જોઈએ. (રોગની અવસ્થામાં કે કીર્તન આદિ શાસ્ત્રવિહિત કાર્યોના લીધે આ સમયે જો નિદ્રા આવી જાય તો તેને માટે પ્રાયશ્ચિત્તની જરૂરિયાત નથી રહેતી)

**અવ્યાધિતં ચેત્ સ્વપન્તં..... વિહિતકર્મશ્રાન્તે તુ ન ॥**

(આચારેન્દુ., પૃ. ૧૭)

**ભૂમિવન્દના :** પથારીમાંથી ઊઠીને પૃથ્વી પર પગ મૂકતાં પૂર્વે પૃથ્વીમાતાને નમસ્કાર કરો અને તેમના પર પગ મૂકવાની વિવશતા માટે તેમની ક્ષમા માંગતાં નીચેનો શ્લોક બોલવો :

**સમુદ્રવસને દેવિ પર્વતસ્તનમણ્ડિતે ।**
**વિષ્ણુપત્નિ નમસ્તુભ્યં પાદસ્પર્શં ક્ષમસ્વ મે ॥**

'સમુદ્રરૂપી વસ્ત્રોને ધારણ કરનારા, પર્વતોરૂપી સ્તનોથી મંડિત ભગવાન વિષ્ણુનાં પત્ની પૃથ્વીદેવી! આપ મારા પાદ-સ્પર્શને ક્ષમા કરો.'

**મંગલદર્શન :** તત્પશ્ચાત્ ગોરોચન, ચંદન, સુવર્ણ, શંખ, મૃદંગ, દર્પણ, મણિ આદિ માંગલિક વસ્તુઓનાં દર્શન કરવાં તથા ગુરુ, અગ્નિ અને સૂર્યને નમસ્કાર કરવાં.[૧]

**માતા, પિતા, ગુરુ અને ઈશ્વરનું અભિવાદન :** પગ, હાથ, મોં ધોઈને કોગળા કરો. ત્યારબાદ રાત્રિનાં વસ્ત્ર બદલી આચમન કરો.[૨] ફરીથી નિમ્નલિખિત શ્લોકો ભણી સર્વે અંગો પર જળ છાંટો. આમ કરવાથી માનસિક સ્નાન થઈ જાય છે.

**માનસિક શુદ્ધિનો મંત્ર –**

**ૐ અપવિત્રઃ પવિત્રો વા સર્વાવસ્થાં ગતોઽપિ વા ।**
**યઃ સ્મરેત્ પુણ્ડરીકાક્ષં સ બ્રાહ્યાભ્યન્તરઃ શુચિઃ ॥**
**અતિનીલઘનશ્યામં નલિનાયતલોચનમ્ ।**
**સ્મરામિ પુણ્ડરીકાક્ષં તેન સ્નાતો ભવામ્યહમ્ ॥**

(આચારભૂષણ, પૃ. ૪માં વામનપુરાણનું વચન)

---

૧. **રોચનં ચન્દનં હેમં મૃદઙ્ગં દર્પણં મણિમ્ ।**
**ગુરુમગ્નિં રવિં પશ્યેન્નમસ્યેત્ પ્રાતરેવ હિ ॥**
(આચારમયૂખ, પૃ. ૯માં કાત્યાયનનું વચન)

૨. **ઉત્થાય પશ્ચિમે યામે રાત્રિવાસઃ પરિત્યજેત્ ।**
**પ્રક્ષાલ્ય હસ્તપાદાસ્યાન્યુપસ્પૃશ્ય હરિં સ્મરેત્ ॥**
(આચારરત્ન, પૃ. ૮માં અંગિરા)

અભ્યાસ અનુસાર શૌચાદિ કર્મોથી નિવૃત્ત થઈને પણ વસ્ત્રાદિ બદલીને તથા શુદ્ધ થઈને આગળની ક્રિયાઓ કરી શકાય છે.

*************************************************************

ત્યારબાદ મૂર્તિમાન ભગવાન માતા-પિતા અને ગુરુજનોનું અભિવાદન કરો,[1] પછી પરમપિતા પરમાત્માનું ધ્યાન કરો.

## કર્મ અને ઉપાસનાનો સમુચ્ચય (તન્મૂલક સંકલ્પ) –

તત્પશ્ચાત્ પરમાત્માને પ્રાર્થના કરો કે 'હે પરમાત્મન્! શ્રુતિ અને સ્મૃતિ આપની જ આજ્ઞાઓ છે.[2] આપની એ આજ્ઞાઓ પાળવા હું અત્યારથી માંડીને શયન સુધીનાં તમામ કાર્યો કરીશ. તેથી આપ મારા પર પ્રસન્ન થાઓ, કારણ કે આજ્ઞાપાલનથી મોટી સ્વામીની બીજી કોઈ સેવા હોતી નથી'–

**ત્રૈલોક્યચૈતન્યમયાદિદેવ! શ્રીનાથ! વિષ્ણો! ભવદાજ્ઞયૈવ ।**
**પ્રાતઃ સમુત્થાય તવ પ્રિયાર્થં સંસારયાત્રામનુવર્તયિષ્યે ॥**
**સુપ્તઃ પ્રબોધિતો વિષ્ણો! હૃષીકેશેન યત્ ત્વયા ।**
**યદ્યત્ કારયસે કાર્યં તત્ કરોમિ ત્વદાજ્ઞયા ॥**

(વ્યાસ)

આપની એ પણ આજ્ઞા છે કે કામ કરવાની સાથે સાથે હું આપનું સ્મરણ[3] કરતો રહું. તદ્નુસાર યથાસંભવ આપનું સ્મરણ કરતાં કરતાં અને નામ લેતાં લેતાં હું કાર્ય કરતો રહીશ તથા તે આપને સમર્પિત પણ કરતો રહીશ. આ કર્મરૂપી પૂજાથી આપ પ્રસન્ન થાઓ.

---

૧. **ઉત્થાય માતાપિતરૌ પૂર્વમેવાભિવાદયેત્ ।**
**આચાર્યશ્ચ તતો નિત્યમભિવાદ્યો વિજાનતા ॥**

૨. **શ્રુતિસ્મૃતી મમૈવાજ્ઞે૦।** વાધૂલસ્મૃ. ૧૮૯, બ્રહ્મપુ૦, આચારેન્દુ પૃષ્ઠ ૨૨

૩. (ક) **મામનુસ્મર યુદ્ધ્ય ચ ।** (ગીતા ૮/૭)

(ખ) **કર્મકાલેડપિ સર્વત્ર સ્મરેદ્ વિષ્ણું હવિર્ભુજમ્ ।**
**તેન સ્યાત્ કર્મ સંપૂર્ણં તસ્મૈ સર્વં નિવેદયેત્ ॥**

(આશ્વલાયન)

# અજપાજપ[1]

માનવશરીર અત્યંત મહત્ત્વપૂર્ણ અને દુર્લભ છે. જો શાસ્ત્ર અનુસાર એનો ઉપયોગ કરવામાં આવે તો મનુષ્ય બ્રહ્મને પણ પામી શકે છે. આ માટે શાસ્ત્રોમાં ઘણાં સાધન દર્શાવવામાં આવ્યાં છે. તેમાં સૌથી સુગમ સાધન છે – 'અજપાજપ'. આ સાધનથી આપણને જણાય છે કે જીવ ઉપર ભગવાનની કેટલી અસીમ દયા છે. અજપાજપનો સંકલ્પ કરી લેવાથી ચોવીસ કલાકમાંથી એક પણ ક્ષણ વ્યર્થ જતી નથી – ભલેને આપણે જાગતા હોઈએ, સ્વપ્નમાં હોઈએ કે પછી સુષુપ્તિમાં હોઈએ, પ્રત્યેક સ્થિતિમાં 'હંસઃ'[2]નો જપ શ્વાસક્રિયા દ્વારા અનાયાસે થતો જ રહે છે. સંકલ્પ કરવાથી આ જપ મનુષ્ય દ્વારા કરેલો ગણાય છે.[3]

**(ક) કરેલા અજપાજપના સમર્પણનો સંકલ્પ : 'ૐ વિષ્ણુર્વિષ્ણુર્વિષ્ણુઃ, અદ્ય બ્રહ્મણોઽહ્નિ દ્વિતીયપરાર્ધે શ્રીશ્વેતવારાહકલ્પે વૈવસ્વતમન્વન્તરેઽ-ષ્ટાવિંશતિતમે કલિયુગે કલિપ્રથમચરણે જમ્બૂદ્વીપે ભરતખણ્ડે ભારતવર્ષે....**

---

૧. (ક) **'ન જપ્યતે, નોચ્ચાર્યતે (અપિતુ શ્વાસપ્રશ્વાસયોર્ગમનાગમનાભ્યાં સમ્પાદ્યતે) ઈતિ અજપા।** (શબ્દકલ્પદ્રુમ) અર્થાત્ જપ્યા વિના અને ઉચ્ચારણ કર્યા વિના કેવળ શ્વાસ આવવા-જવાથી જે જપ સંપન્ન થાય છે, તેને 'અજપા' કહે છે.

(ખ) અગ્નિપુરાણમાં કહેવાયું છે કે શ્વાસ-પ્રશ્વાસ દ્વારા 'હંસઃ' 'સોઽહં'ના રૂપે શરીરસ્થિત બ્રહ્મનું જ ઉચ્ચારણ થતું રહે છે, માટે તત્ત્વવેત્તા આને જ 'જપ' કહે છે.

**ઉચ્ચરતિ સ્વયં યસ્માત્ સ્વદેહાવસ્થિતઃ શિવઃ।**
**તસ્માત્ તત્ત્વવિદાં ચૈવ સ એવ જપ ઉચ્યતે॥** (૨૧૪/૨૪)

૨. (ક) **ઉચ્છ્વાસશ્ચૈવ નિઃશ્વાસો હંસ ઈત્યક્ષરદ્વયમ્।**
**તસ્માત્ પ્રાણસ્થહંસાખ્ય આત્માકારેણ સંસ્થિતઃ॥**

(ખ) પરમાત્માને હંસ એટલા માટે કહેવામાં આવે છે કે તે જીવોના આવાગમનને હરી લે છે – **'હન્તિ જીવસંસારમિતિ હંસઃ।'** (ઉત્તરગીતા ૧/૫માં ગૌડપાદાચાર્ય)

(ગ) ભગવાને હંસાવતાર પણ લીધો હતો. (જુઓ શ્રીમદ્ ભા. ૧૧/૧૩)

૩. **અજપા નામ ગાયત્રી યોગિનાં મોક્ષદાયિની।**
**તસ્યાઃ સંકલ્પમાત્રેણ જીવન્મુક્તો ન સંશયઃ॥**

(આચારરત્નમાં અઙ્ગિરા, આચારભૂષણ, પૃ. ૨)

**સ્થાને.... નામસંવત્સરે.... ઋતૌ....માસે પક્ષે.... તિથૌ... દિને પ્રાતઃકાલે...ગોત્રઃ, શર્મા (વર્મા, ગુપ્તઃ) અહં હ્યસ્તનસૂર્યોદયાદારભ્ય અદ્યતનસૂર્યોદયપર્યન્તં શ્વાસક્રિયયા ભગવતા કારિતં 'અજપાગાયત્રીજપકર્મ' ભગવતે સમર્પયે। ૐ તત્સત્ શ્રીબ્રહ્માર્પણમસ્તુ।**

**(ખ) આજે કરાનારા અજપાજપનો સંકલ્પ :** કરેલા અજપાજપ ભગવાનને અર્પણ કરીને આજે સૂર્યોદયથી માંડીને કાલે સૂર્યોદય સુધી થનારા અજપાજપનો સંકલ્પ કરો – **'ૐ વિષ્ણુઃ'**થી પ્રારંભ કરીને... **'અહં'** સુધી બોલ્યા પછી આગળ બોલવું - **અદ્ય સૂર્યોદયાદારભ્ય શ્વસ્તનસૂર્યોદયપર્યન્તં ષટ્શતાધિકૈકવિંશતિસહસ્ર- (૨૧૬૦૦) સંખ્યાકોચ્છ્વાસનિઃશ્વાસાભ્યાં હંસં સોહંરૂપાભ્યાં ગણેશબ્રહ્મવિષ્ણુમહેશજીવાત્મપરમાત્મ ગુરુપ્રીત્યર્થમ્ - જપાગાયત્રીજપં કરિષ્યે[૧]।**

તે પછી ભગવન્નામોનું કીર્તન કરવું. તદ્ઉપરાંત, નીચે દર્શાવેલ શ્લોકોનો પાઠ કરવો.

## પ્રાતઃ સ્મરણીય શ્લોક

નિમ્નલિખિત શ્લોકોનો પ્રાતઃકાળે પાઠ કરવાથી ઘણું કલ્યાણ થાય છે, જેમકે – (૧) દિવસ સારો વીતે છે, (૨) દુઃસ્વપ્ન, કલિદોષ, શત્રુ, પાપ અને ભવભયનો નાશ થાય છે, (૩) વિષનો ભય રહેતો નથી, (૪) ધર્મની વૃદ્ધિ થાય છે, અજ્ઞાનીને જ્ઞાન પ્રાપ્ત થાય છે, (૫) રોગ થતો નથી, (૬) પૂર્ણ આયુષ્ય પ્રાપ્ત થાય છે, (૭) વિજય મળે છે, (૮) નિર્ધન ધનવાન બને છે, (૯) ભૂખ-તરસ અને કાર્યમાં વિઘ્ન નડતું નથી તથા (૧૦) સર્વે વિઘ્નોમાંથી મુક્તિ મળે છે વગેરે.

નિષ્કામી જનોએ પણ કેવળ ભગવત્ પ્રીતિ માટે આ શ્લોકોનો પાઠ કરવો જોઈએ –

---

૧. જે દિવસે અજપાજપનો આરંભ કરવો હોય તે દિવસે પહેલા લખેલ ('ક' વાળો) સમર્પણ-સંકલ્પ ન કરવો. તે દિવસે ફક્ત (બીજો 'ખ' વાળો) સંકલ્પ કરવો. બીજા દિવસે 'ક' વાળો સંકલ્પ બોલીને 'ખ'વાળો સંકલ્પ કરવો, કારણ કે આરંભના દિવસે પહેલો સંકલ્પ સંગત થતો નથી.

***********************************************

**ગણેશસ્મરણ—**

**પ્રાતઃ સ્મરામિ ગણનાથમનાથબન્ધું**
**સિન્દૂરપૂરપરિશોભિતગણ્ડયુગ્મમ્ ।**
**ઉદ્દણ્ડવિઘ્નપરિખણ્ડનચણ્ડદણ્ડ-**
**માખણ્ડલાદિસુરનાયકવૃન્દવન્દ્યમ્ ॥**

'અનાથોના બંધુ, સિંદૂરથી શોભાયમાન બંને ગંડસ્થળોવાળા, પ્રબળ વિઘ્નોનો નાશ કરવામાં સમર્થ અને ઇન્દ્રાદિ દેવોથી નમસ્કૃત શ્રીગણેશનું પ્રાતઃકાળે સ્મરણ કરું છું.'

**વિષ્ણુસ્મરણ—**

**પ્રાતઃ સ્મરામિ ભવભીતિમહાર્તિનાશં**
**નારાયણં ગરુડવાહનમબ્જનાભમ્ ।**
**ગ્રાહાભિભૂતવરવારણમુક્તિહેતું**
**ચક્રાયુધં તરુણવારિજપત્રનેત્રમ્ ॥**

'સંસારના ભયરૂપી મહાન દુઃખને નષ્ટ કરનારા, મગરથી ગજરાજને મુક્ત કરનારા, ચક્રધારી અને નવીન કમળદળ સમાન નેત્રોવાળા, પદ્મનાભ ગરુડ વાહનવાળા ભગવાન શ્રીનારાયણનું હું પ્રાતઃકાળે સ્મરણ કરું છું.'

**શિવસ્મરણ—**

**પ્રાતઃ સ્મરામિ ભવભીતિહરં સુરેશં**
**ગઙ્ગાધરં વૃષભવાહનમમ્બિકેશમ્ ।**
**ખટ્વાઙ્ગશૂલવરદાભયહસ્તમીશં**
**સંસારરોગહરમૌષધમદ્વિતીયમ્ ॥**

'સંસારના ભયને નષ્ટ કરનારા, દેવેશ, ગંગાધર, વૃષભવાહન, પાર્વતીપતિ, હાથમાં ખટ્વાઙ્ગ અને ત્રિશૂલ ધારણ કરેલા અને સંસારરૂપી રોગનો નાશ કરવા માટે અદ્વિતીય ઔષધ-સ્વરૂપ, અભય અને વરદ મુદ્રાયુક્ત હસ્તવાળા ભગવાન શિવનું હું પ્રાતઃકાળે સ્મરણ કરું છું.'

**દેવીસ્મરણ–**

**પ્રાતઃ સ્મરામિ શરદિન્દુકરોજ્જ્વલાભાં**
**સદ્રત્નવન્મકરકુણ્ડલહારભૂષામ્ ।**
**દિવ્યાયુધોર્જિતસુનીલસહસ્રહસ્તાં**
**રક્તોત્પલાભચરણાં ભવતીં પરેશામ્ ॥**

'શરદ્કાલીન ચન્દ્રમા સમાન ઉજ્જ્વળ આભાવાળાં, ઉત્તમ રત્નોથી જડિત મકરાકૃત કુંડળો તથા હારોથી સુશોભિત, દિવ્ય આયુધોથી દીપ્ત સુંદર નીલા હજારો હાથવાળાં, લાલ કમળની આભાથી યુક્ત ચરણોવાળાં ભગવતી દુર્ગા દેવીનું હું પ્રાતઃકાળે સ્મરણ કરું છું.'

**સૂર્યસ્મરણ–**

**પ્રાતઃ સ્મરામિ ખલુ તત્સવિતુર્વરેણ્યં**
**રૂપં હિ મણ્ડલમૃચોઽથ તનુર્યજૂંસિ ।**
**સામાનિ યસ્ય કિરણાઃ પ્રભવાદિહેતું**
**બ્રહ્માહરાત્મકમલક્ષ્યમચિન્ત્યરૂપમ્ ॥**

'સૂર્યનું એ પ્રશસ્ત રૂપ, જેનું મંડળ ઋગ્વેદ, શરીર યજુર્વેદ તથા કિરણો સામવેદ છે. જેઓ સૃષ્ટિ આદિના કારણ છે, બ્રહ્મા અને શિવનાં સ્વરૂપ છે તથા જેમનું રૂપ અચિન્ત્ય અને અલક્ષ્ય છે, પ્રાતઃકાળે હું એમનું સ્મરણ કરું છું.'

**ત્રિદેવોની સાથે નવગ્રહસ્મરણ–**

**બ્રહ્મા મુરારિસ્ત્રિપુરાન્તકારી**
**ભાનુઃ શશી ભૂમિસુતો બુધશ્ચ ।**
**ગુરુશ્ચ શુક્રઃ શનિરાહુકેતવઃ**
**કુર્વન્તુ સર્વે મમ સુપ્રભાતમ્ ॥**

(માર્ક. સ્મૃ. પૃ. ૩૨)

'બ્રહ્મા, વિષ્ણુ, શિવ, સૂર્ય, ચન્દ્રમા, મંગળ, બુધ, ગુરુ, શુક્ર, શનિ, રાહુ અને કેતુ – એ સર્વે મારા પ્રાતઃકાળને મંગળમય કરો.'

ઋષિસ્મરણ–

ભૃગુર્વસિષ્ઠઃ ક્રતુરઙ્ગિરાશ્ચ
મનુઃ પુલસ્ત્યઃ પુલહશ્ચ ગૌતમઃ।
રૈભ્યો મરીચિશ્ચ્યવનશ્ચ દક્ષઃ
કુર્વન્તુ સર્વે મમ સુપ્રભાતમ્ ॥

(વામનપુ. ૧૪/૩૩)

'ભૃગુ, વસિષ્ઠ, ક્રતુ, અંગિરા, મનુ, પુલસ્ત્ય, પુલહ, ગૌતમ, રૈભ્ય, મરીચિ, ચ્યવન અને દક્ષ – એ સમસ્ત મુનિગણો મારા પ્રાતઃકાળને મંગળમય કરો.'

**સનત્કુમારઃ સનકઃ સનન્દનઃ સનાતનોઽપ્યાસુરિપિઙ્ગલૌ ચ।**
**સપ્ત સ્વરાઃ સપ્ત રસાતલાનિ કુર્વન્તુ સર્વે મમ સુપ્રભાતમ્ ॥**
**સપ્તાર્ણવાઃ સપ્ત કુલાચલાશ્ચ સપ્તર્ષયો દ્વીપવનાનિ સપ્ત।**
**ભૂરાદિકૃત્વા ભુવનાનિ સપ્ત કુર્વન્તુ સર્વે મમ સુપ્રભાતમ્ ॥**

(વામનપુ. ૧૪/૨૪,૨૭)

'સનત્કુમાર, સનક, સનંદન, સનાતન, આસુરિ અને પિંગલ આદિ ઋષિગણ; ષડ્જ, ઋષભ, ગાંધાર, મધ્યમ, પંચમ, ધૈવત તથા નિષાદ – એ સપ્તસ્વર; અતળ, વિતળ, સુતળ, તળાતળ, મહાતળ, રસાતળ તથા પાતાળ - એ સાત અધોલોક સર્વે મારા પ્રાતઃકાળને મંગળમય કરો. સાતેય સમુદ્ર, સાતેય કુળપર્વત, સપ્તર્ષિગણ, સાતેય વન તથા સાતેય દ્વીપ, ભૂર્લોક, ભુવર્લોક આદિ સાતેય લોક સર્વે મારા પ્રાતઃકાળને મંગળમય કરો.'

પ્રકૃતિસ્મરણ–

પૃથ્વી સગન્ધા સરસાસ્તથાપઃ
સ્પર્શી ચ વાયુર્જ્વલિતં ચ તેજઃ।
નભઃ સશબ્દં મહતા સહૈવ
કુર્વન્તુ સર્વે મમ સુપ્રભાતમ્ ॥

(વામનપુ. ૧૪/૨૬)

'ગંધયુક્ત પૃથ્વી, રસયુક્ત જળ, સ્પર્શયુક્ત વાયુ, પ્રજ્વલિત તેજ, શબ્દસહિત આકાશ અને મહત્તત્ત્વ – એ સર્વે મારા પ્રાતઃકાળને મંગળમય કરો.'

ઈત્થં પ્રભાતે પરમં પવિત્રં પઠેત્ સ્મરેદ્વા શૃણુયાચ્ચ ભક્ત્યા ।
દુઃસ્વપ્નનાશસ્ત્વિહ સુપ્રભાતં ભવેચ્ચ નિત્યં ભગવત્પ્રસાદાત્ ॥
(વામન પુ. ૧૪/૨૮)

'આ પ્રમાણે ઉપર્યુક્ત આ પ્રાતઃસ્મરણીય પરમ પવિત્ર શ્લોકોનો જે મનુષ્ય ભક્તિપૂર્વક પ્રાતઃકાળે પાઠ કરે છે, સ્મરણ કરે છે અથવા સાંભળે છે, ભગવદ્ કૃપાથી તેનાં દુસ્વપ્નો નાશ પામી જાય છે અને તેનું પ્રભાત મંગળમય થાય છે.'

## પુણ્યશ્લોકોનું સ્મરણ

પુણ્યશ્લોકો નલો રાજા પુણ્યશ્લોકો જનાર્દનઃ ।
પુણ્યશ્લોકા ચ વૈદેહી પુણ્યશ્લોકો યુધિષ્ઠિરઃ ॥
અશ્વત્થામા બલિર્વ્યાસો હનૂમાંશ્ચ વિભીષણઃ ।
કૃપઃ પરશુરામશ્ચ સપ્તૈતે ચિરજીવિનઃ ॥
(પદ્મપુ. ૫૧/૬-૭)

સપ્તૈતાન્ સંસ્મરેન્નિત્યં માર્કણ્ડેયમથાષ્ટમમ્ ।
જીવેદ્ વર્ષશતં સાગ્રમપમૃત્યુવિવર્જિતઃ ॥
(આચારેન્દુ. પૃ. ૨૨)

કર્કોટકસ્ય નાગસ્ય દમયન્ત્યા નલસ્ય ચ ।
ઋતુપર્ણસ્ય રાજર્ષેઃ કીર્તનં કલિનાશનમ્ ॥
(માર્ક. સ્મૃ. પૃ. ૩૨)

પ્રહ્લાદનારદપરાશરપુણ્ડરીકવ્યાસામ્બરીષશુકશૌનકભીષ્મદાલ્ભ્યાન્ ।
રુક્માઙ્ગદાર્જુનવસિષ્ઠવિભીષણાદીન્ પુણ્યાનિમાન્ પરમભાગવતાન્ નમામિ ॥
ધર્મો વિવર્ધતિ યુધિષ્ઠિરકીર્તનેન પાપં પ્રણશ્યતિ વૃકોદરકીર્તનેન ।
શત્રુર્વિનશ્યતિ ધનંજયકીર્તનેન માદ્રીસુતૌ કથયતાં ન ભવન્તિ રોગાઃ ॥

વારાણસ્યાં ભૈરવો દેવઃ સંસારભયનાશનઃ ।
અનેકજન્મકૃતં પાપં સ્મરણેન વિનશ્યતિ ॥
વારાણસ્યાં પૂર્વભાગે વ્યાસો નારાયણઃ સ્વયમ્ ।
તસ્ય સ્મરણમાત્રેણ અજ્ઞાની જ્ઞાનવાન્ ભવેત્ ॥
વારાણસ્યાં પશ્ચિમે ભાગે ભીમચણ્ડી મહાસતી ।
તસ્યાઃ સ્મરણમાત્રેણ સર્વદા વિજયી ભવેત્ ॥

**************************************************

વારાણસ્યામુત્તરે ભાગે સુમન્તુર્નામ વૈ દ્વિજઃ ।
તસ્ય સ્મરણમાત્રેણ નિર્ધનો ધનવાન્ ભવેત્ ॥
વારાણસ્યાં દક્ષિણે ભાગે કુક્કુટો નામ બ્રાહ્મણઃ ।
તસ્ય સ્મરણમાત્રેણ દુઃસ્વપ્નઃ સુસ્વપ્નો ભવેત્ ॥
ઉમા ઉષા ચ વૈદેહી રમા ગઙ્ગેતિ પઞ્ચકમ્ ।
પ્રાતરેવ પઠેન્નિત્યં સૌભાગ્યં વર્ધતે સદા ॥
સોમનાથો વૈદ્યનાથો ધન્વન્તરિરથાશ્વિનૌ ।
પઞ્ચૈતાન્ યઃ સ્મરેન્નિત્યં વ્યાધિસ્તસ્ય ન જાયતે ॥
કપિલા કાલિયોऽનન્તો વાસુકિસ્તક્ષકસ્તથા ।
પઞ્ચૈતાન્ સ્મરતો નિત્યં વિષબાધા ન જાયતે ॥
હરં હરિં હરિશ્ચન્દ્રં હનૂમન્તં હલાયુધમ્ ।
પઞ્ચકં વૈ સ્મરેન્નિત્યં ઘોરસંકટનાશનમ્ ॥
આદિત્યશ્ચ ઉપેન્દ્રશ્ચ ચક્રપાણિર્મહેશ્વરઃ ।
દણ્ડપાણિઃ પ્રતાપી સ્યાત્ ક્ષુત્તૃડ્બાધા ન બાધતે ॥
વસુર્વરુણસોમૌ ચ સરસ્વતી ચ સાગરઃ ।
પઞ્ચૈતાન્ સંસ્મરેદ્ યસ્તુ તૃષા તસ્ય ન બાધતે ॥
સનત્કુમારદેવર્ષિશુકભીષ્મપ્લવઙ્ગમાઃ ।
પઞ્ચૈતાન્ સ્મરતો નિત્યં કામસ્તસ્ય ન બાધતે ॥
રામલક્ષ્મણૌ સીતા ચ સુગ્રીવો હનુમાન્ કપિઃ ।
પઞ્ચૈતાન્ સ્મરતો નિત્યં મહાબાધા પ્રમુચ્યતે ॥
વિશ્વેશં માધવં ઢુણ્ઢિં દણ્ડપાણિં ચ ભૈરવમ્ ।
વન્દે કાશીં ગુહાં ગઙ્ગાં ભવાનીં મણિકર્ણિકામ્ ॥

(પદ્મપુરાણ)

મહર્ષિર્ભગવાન્ વ્યાસઃ કૃત્વેમાં સંહિતાં પુરા ।
શ્લોકૈશ્ચતુર્ભિર્ધર્માત્મા પુત્રમધ્યાપયચ્છુકમ્ ॥
માતાપિતૃસહસ્રાણિ પુત્રદારાશતાનિ ચ ।
સંસારેષ્વનુભૂતાનિ યાન્તિ યાસ્યન્તિ ચાપરે ॥

**********************************************

હર્ષસ્થાનસહસ્રાણિ ભયસ્થાનશતાનિ ચ ।
દિવસે દિવસે મૂઢમાવિશન્તિ ન પણ્ડિતમ્ ॥
ઊર્ધ્વબાહુર્વિરૌમ્યેષ ન ચ કશ્ચિચ્છૃણોતિ મે ।
ધર્માદર્થશ્ચ કામશ્ચ સ કિમર્થં ન સેવ્યતે ॥

ન જાતુ કામાન્ન ભયાન્ન લોભાદ્ ધર્મં ત્યજેજ્જીવિતસ્યાપિ હેતોઃ ।
ધર્મો નિત્યઃ સુખદુઃખે ત્વનિત્યે જીવો નિત્યો હેતુરસ્ય ત્વનિત્યઃ ॥

ઈમાં ભારતસાવિત્રીં પ્રાતરુત્થાય યઃ પઠેત્ ।
સ ભારતફલં પ્રાપ્ય પરં બ્રહ્માધિગચ્છતિ ॥

(આચારેન્દુ, પૃ. ૨૨માં વ્યાસવચન)

સૌરાષ્ટ્રે સોમનાથં ચ શ્રીશૈલે મલ્લિકાર્જુનમ્ ।
ઉજ્જયિન્યાં મહાકાલમોઙ્કારમમલેશ્વરમ્ ॥
કેદારં હિમવત્પૃષ્ઠે ડાકિન્યાં ભીમશઙ્કરમ્ ।
વારાણસ્યાં ચ વિશ્વેશં ત્ર્યમ્બકં ગૌતમીતટે ॥
વૈદ્યનાથં ચિતાભૂમૌ નાગેશં દારુકાવને ।
સેતુબન્ધે ચ રામેશં ઘુશ્મેશં ચ શિવાલયે ॥
દ્વાદશૈતાનિ નામાનિ પ્રાતરુત્થાય યઃ પઠેત્ ।
સર્વપાપવિનિર્મુક્તઃ સર્વસિદ્ધિફલો ભવેત્ ॥

(આચારભૂષણ, પૃ. ૧૦માં શિવપુરાણનું વચન)

**દૈનિક કૃત્ય-સૂચી-નિર્ધારણ :** આ સમયે દિવસ-રાત્રિનાં કાર્યોની સૂચી તૈયાર કરી લેવી. આજે ધર્મનાં કયાં કયાં કાર્યો કરવાં છે? ધન માટે શું કરવું છે? શરીરે કોઈ કષ્ટ તો નથી ને? જો હોય તો તેનું કારણ શું છે અને એનો પ્રતીકાર શું છે[1]?

---

૧. બ્રાહ્મે મુહૂર્તે બુધ્યેત ધર્માર્થૌ ચાનુચિન્તયેત્ ।
કાયક્લેશાંશ્ચ તન્મૂલાન્ વેદતત્ત્વાર્થમેવ ચ ॥
(મનુ. ૪/૯૨)

# શૌચાચાર

**શૌચે યત્નઃ સદા કાર્યઃ શૌચમૂલો દ્વિજઃ સ્મૃતઃ ।**
**શૌચાચારવિહીનસ્ય સમસ્તા નિષ્ફલાઃ ક્રિયાઃ ॥**

(દક્ષસ્મૃ. ૫/૨, બાધૂલસ્મૃ. ૨૦)

'શૌચાચારમાં સદા પ્રયત્નશીલ રહેવું જોઈએ, કારણ કે બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્યનું મૂળ શૌચાચાર જ છે, શૌચાચારનું પાલન ન કરવાથી સર્વે ક્રિયાઓ નિષ્ફળ થઈ જાય છે.'

**શૌચ વિધિ :** જો ખુલ્લી જગ્યા મળે તો ગામના નૈર્ઋત્ય ખૂણે (દક્ષિણ અને પશ્ચિમ વચ્ચે) થોડેક દૂર જવું.[૧] રાત્રે દૂર ન જવું. નગરવાસી ઘરના શૌચાલયમાં સુવિધાનુસાર મળ-મૂત્રનો ત્યાગ કરે. માટી અને જળપાત્ર લેતા જવું. એ પવિત્ર જગ્યાએ મૂકવાં. જળપાત્રને હાથમાં રાખવાનો નિષેધ છે. માથું અને શરીર ઢાંકેલું રાખો. જનોઈ જમણા કાને ચઢાવવી. જનોઈને જમણા હાથેથી કાઢીને (કંઠમાં કરીને) પહેલા જમણા કાને વીંટો, પછી એને માથા પરથી લઈ જઈ ડાબા કાને પણ વીંટી દો.[૨] શૌચ માટે બેસતી વખતે સવાર, સાંજે અને દિવસે ઉત્તર બાજુ મુખ કરવું તથા રાત્રે દક્ષિણ બાજુ.[૩] યજ્ઞમાં ન વપરાતાં તણખલાઓથી જમીન ઢાંકી દેવી. તત્પશ્ચાત્ મૌન રહીને શૌચ-ક્રિયા પતાવવી. એ વખતે શ્વાસ જોરથી લેવો નહીં અને થૂંકવું પણ નહીં.[૪]

---

૧. **નૈર્ઋત્યામિષુવિક્ષેપમતીત્યાભ્યધિકં ભુવઃ ।** (પારાશર.)

૨. આમ કરવાથી માથું ઢાંકવાનું કામ પૂર્ણ થઈ જાય છે–
**શિરોવેષ્ટનસ્ય તુ તદા તેનૈવ સિદ્ધેઃ ।** (આચારભૂષણ, પૃ. ૧૪)

૩. **દિવા સંધ્યાસુ કર્ણસ્થબ્રહ્મસૂત્ર ઉદઙ્મુખઃ ।**
**કુર્યાન્મૂત્રપુરીષે તુ રાત્રૌ ચ દક્ષિણામુખઃ ॥**
(યાજ્ઞ. ૧/૧૬, બાધૂલસ્મૃ. ૮)

૪. **અન્તર્ધાય તૃણૈર્ભૂમિં શિરઃ પ્રાવૃત્ય વાસસા ।**
**વાચં નિયમ્ય યત્નેન ષ્ઠીવનોચ્છ્વાસવર્જિતઃ ॥**
(દે. ભા. ૧૧/૨/૯)

શૌચ પશ્ચાત પહેલા માટી અને જળથી લિંગને એક વાર ધૂઓ.[૧] પશ્ચાત્ મળસ્થાનને ત્રણવાર માટી-જળથી ધૂઓ.[૨] દરેક વખતે માટીનું પ્રમાણ લીલા આંબળા જેટલું હોવું જોઈએ.[૩] તત્પશ્ચાત્ ડાબા હાથને એકવાર માટીથી ધોઈ આઘો રાખો, એનાથી કંઈ સ્પર્શો નહિ. તે પહેલા જરૂર પડ્યે ડાબા હાથથી નાભિ નીચેનાં અંગોનો સ્પર્શ કરી શકાતો હતો, પરંતુ હવે નહીં. નાભિની ઉપરનાં સ્થાનોને સદાય જમણા હાથેથી અડવું જોઈએ.[૪] જમણા હાથ વડે જ લોટા કે વસ્ત્રોનો સ્પર્શ કરો. કાછડી વાળીને અગાઉથી રાખી મૂકેલ માટીના ત્રણ ભાગોમાંથી હાથ ધોવા અને કોગળો કરવાના નિયત સ્થળે આવો. પશ્ચિમ બાજુ બેસીને માટીના પહેલા ભાગથી ડાબા હાથને દસ વાર અને બીજા ભાગથી બન્ને હાથને પહોંચા સુધી સાત વખત ધૂઓ. જળપાત્રને ત્રણવાર ધોઈ, ત્રીજા ભાગથી પહેલા જમણા પગને અને પછી ડાબા પગને ત્રણ-ત્રણ[૫] વાર માટી અને જળ લઈ ધૂઓ. એ પછી ડાબી[૬] બાજુએ બાર[૭] કોગળા કરો. વધેલી માટીને સારી રીતે વહેવડાવી નાખો.

---

૧. **લિઙ્ગશૌચં પુરા કૃત્વા ગુદશૌચં તતઃ પરમ્ ।** (આશ્વલાયન, આચારેન્દુ પૃ. ૨૪)

૨. **એકા લિઙ્ગે ગુદે તિસ્ત્રસ્તથા વામકરે દશ ।**
**ઉભયોઃ સપ્ત દાતવ્યા મૃદઃ શુદ્ધિમભીપ્સતા ॥** (મનુસ્મૃતિ ૫/૧૩૬)

૩. **આર્દ્રામલકમાત્રાસ્તુ ગ્રાસા ઈન્દુવ્રતે સ્મૃતાઃ ।**
**તથૈવાહુતયઃ સર્વાઃ શૌચે દેયાશ્વ મૃત્તિકાઃ ॥** (બાધૂલ સ્મૃ. ૧૮)

૪. **ધર્મવિદ્ દક્ષિણં હસ્તમધઃ શૌચે ન યોજયેત્ ।**
**તથા ચ વામહસ્તેન નાભેરૂર્ધ્વં ન શોધયેત્ ॥** (આચારભૂષણ, પૃષ્ઠ ૧૮માં દેવલ)

૫. **તિસૃભિશ્ચાતલાત્ પાદૌ શોધ્યૌ ગુલ્ફાત્ તથૈવ ચ ।**
**હસ્તૌ ત્વામણિબન્ધાચ્ચ લેપગન્ધાપકર્ષણે ॥** (મરીચિ)

૬. **પુરતઃ સર્વદેવાશ્ચ દક્ષિણે પિતરસ્તથા ।**
**ઋષયઃ પૃષ્ઠતઃ સર્વે વામે ગણ્ડૂષમાચરેત્ ॥**
(પારિજાત, આચારરત્ન, પૃ. ૧૫)

૭. **કુર્યાદ્ દ્વાદશ ગણ્ડૂષાન્ પુરીષોત્સર્જને દ્વિજઃ ।**
**મૂત્રે ચત્વાર એવ સ્યુર્ભોજનાન્તે તુ ષોડશ ॥**
(આશ્વલાયન, આચારેન્દુ, પૃ. ૨૪)

જળપાત્રને માટી અને જળથી ધોઈને વિષ્ણુનું સ્મરણ કરી, શિખા બાંધીને યજ્ઞોપવીતને 'ઉપવીત'[1] કરો. અર્થાત્ ડાબા ખભે રાખીને જમણા હાથ નીચે કરી નાખો. પછી બે વાર આચમન કરો.

**(ક) મૂત્ર-શૌચ-વિધિ :** કેવળ લઘુશંકા (પેશાબ) કર્યા પછી શૌચની (શુદ્ધ થવાની) વિધિ કંઈક જુદા પ્રકારની છે. લઘુશંકા પછી જો અહીં નિર્દિષ્ટ કરેલ ક્રિયા ન કરવામાં આવે તો પ્રાયશ્ચિત્ત કરવું પડે છે.[2] માટે એની ઉપેક્ષા ન કરો.

વિધિ આ પ્રમાણે છે : લઘુશંકા પછી લિંગને એક વખત, ત્રણ વાર ડાબા હાથને અને બે વાર બંને હાથોને માટીથી ધોવાં.[3] એક એક વાર પગ પણ માટી લગાડીને ધોવા. પછી બન્ને હાથ યોગ્ય રીતે ધોઈને ચાર કોગળા કરવા. આચમન કરવું, ત્યારબાદ માટીને સારી રીતે વહેવડાવી દેવી. સ્થાન સાફ કરી નાખવું. ઉતાવળમાં અથવા માર્ગે જતાં જળથી લિંગ પ્રક્ષાલન કરી લેવાથી તેમજ હાથ-પગ ધોઈને કોગળો કરવાથી સામાન્ય શુદ્ધિ થઈ જાય છે, પણ આટલું અવશ્ય કરવું જોઈએ.

**(ખ) પરિસ્થિતિ ભેદથી શૌચમાં ભેદ :** શૌચ અથવા શુદ્ધિની પ્રક્રિયા

---

૧. **દક્ષિણં બાહુમુત્સૃજ્ય વામસ્કન્ધે નિવેશિતમ્ ।**
**યજ્ઞોપવીતમિત્યુક્તં દેવકાર્યેષુ શસ્યતે ॥**

૨. **મૂત્રોત્સર્ગં દ્વિજઃ કૃત્વા ન કુર્યાચ્છૌચમાત્મનઃ ।**
**મોહાદ્ ભુઙ્ક્તે ત્રિરાત્રેણ જલં પીત્વા વિશુદ્ધ્યતિ ॥**

(અઙ્ગિરા)

૩. **એકા લિઙ્ગે તુ સવ્યે ત્રિરુભયોર્મૃદ્દ્વયં સ્મૃતમ્ ।**
**મૂત્રશૌચં સમાખ્યાતં મૈથુને દ્વિગુણં સ્મૃતમ્ ॥**

(દક્ષસ્મૃતિ ૫/૫)

**********************************************

પરિસ્થિતિવશ બદલાઈ જાય છે. સ્ત્રી અને શૂદ્ર માટે તથા રાત્રે અન્યો માટે પણ એ અડધી થઈ જાય છે. યાત્રા(માર્ગ)માં ચોથા ભાગની થઈ જાય છે. રોગીઓ માટે આ પ્રક્રિયા તેમની શક્તિ પર આધાર રાખે છે. શૌચનું ઉપર્યુક્ત વિધાન સ્વસ્થ ગૃહસ્થો માટે છે. બ્રહ્મચારીએ આનાથી બમણી, વાનપ્રસ્થો માટે ત્રણ ગણી અને સંન્યાસીઓએ ચારગણી પ્રક્રિયા કરવાનું શાસ્ત્રોક વિધાન છે.[૧]

**(ગ) આભ્યન્તર શૌચ[૨] :** માટી અને ધૂળથી થનારું આ શૌચકાર્ય બાહ્ય છે. તેની અબાધિત આવશ્યકતા છે, પણ આભ્યન્તર શૌચ વિના એ પ્રતિષ્ઠિત થઈ શકતું નથી. મનોભાવને શુદ્ધ રાખવા એ આભ્યન્તર શૌચ ગણાય છે. કોઈ પ્રત્યે ઈર્ષ્યા, દ્વેષ, ક્રોધ, લોભ, મોહ, ઘૃણા આદિના ભાવ ન હોવા એ આભ્યન્તર શૌચ છે. શ્રીવ્યાઘ્રપાદનું કથન છે કે જો પર્વત જેટલી માટી અને ગંગાના સમસ્ત જળથી જીવનપર્યંત કોઈ બાહ્યશુદ્ધિ કરતો રહે પણ તેની પાસે 'આંતરિક શૌચ' ન હોય તો તે શુદ્ધ થઈ શકતો નથી.[૩] માટે આભ્યન્તર શૌચ અત્યાવશ્યક છે. ભગવાન સૌમાં વિદ્યમાન છે. એટલે કોઈથીય દ્વેષ, ક્રોધાદિ શા માટે કરવા? સૌમાં ભગવાનનાં દર્શન કરતાં કરતાં બધી જ પરિસ્થિતિઓને ભગવાનનું વરદાન સમજી, સૌમાં મૈત્રીભાવ રાખો. સાથે સાથે ભગવાનનું સ્મરણ પ્રત્યેક ક્ષણે કરતા રહી એમની આજ્ઞા સમજી શાસ્ત્રવિહિત કાર્ય કરતાં રહેવું.

---

૧. **સ્ત્રીશૂદ્રયોરર્ધમાનં શૌચં પ્રોક્તં મનીષિભિઃ ।**
**દિવા શૌચસ્ય નિશ્યર્ધં પથિ પાદો વિધીયતે ॥**
**આર્તઃ કુર્યાદ્ યથાશક્તિ શક્તઃ કુર્યાદ્ યથોદિતમ્ ॥**
(આચારભૂષણમાં આદિત્યપુરાણ, દક્ષસ્મૃતિ ૫/૧૧-૧૩)

૨. **શૌચં તુ દ્વિવિધં પ્રોક્તં બાહ્યમાભ્યન્તરં તથા ।**
**મૃજ્જલાભ્યાં સ્મૃતં બાહ્યં ભાવશુદ્ધિસ્તથાન્તરમ્ ॥**
(વાધૂલસ્મૃ. ૧૯)

૩. **ગઙ્ગાતોયેન કૃત્સ્નેન મૃદ્ભારૈશ્ચ નગોપમૈઃ ।**
**આમૃત્યોશ્ચાચરન્ શૌચં ભાવદુષ્ટો ન શુધ્યતિ ॥**
(આચારેન્દુમાં વ્યાઘ્રપાદ, એ જ ભાવ દક્ષસ્મૃતિ ૫/૨/૧૦માં છે.)

******************************************************

# આચમન વિધિ

પ્રત્યે કાર્યમાં આચમનનું વિધાન છે. આચમનથી આપણે કેવળ પોતાની જ શુદ્ધિ કરતા નથી, પણ બ્રહ્માથી માંડીને તૃણનેય તૃપ્ત કરીએ છીએ.[૧] આચમન ન કરવાથી આપણાં સમસ્ત કૃત્યો વ્યર્થ બની જાય છે.[૨] એટલે શૌચ પછી પણ આચમનનું વિધાન છે.

કાછડી ખોસી, શિખા બાંધીને, ઉપવીતી થઈને બેસવું અને ત્રણ વાર આચમન કરવા જોઈએ.[૩] ઉત્તર, ઈશાન કે પૂર્વ બાજુ મુખ રાખીને બેસવું.[૪] હાથ ઘૂંટણથી બહાર ન રાખવો. દક્ષિણ અને પશ્ચિમ બાજુ મુખ રાખીને આચમન ન કરવું.[૫]

**આચમન માટે જળનું પ્રમાણ :** જળ એટલું લો કે બ્રાહ્મણના હૃદય સુધી, ક્ષત્રિયનાં કંઠ સુધી, વૈશ્યના તાળવા સુધી અને શૂદ્ર તથા સ્ત્રીઓની

---

૧. **એવં સ બ્રાહ્મણો નિત્યમુપસ્પર્શનમાચરેત્ ।**
**બ્રહ્માદિસ્તમ્બપર્યન્તં જગત્ સ પરિતર્પયેત્ ॥**
(વ્યાઘ્રપાદ)

૨. **યઃ ક્રિયાં કુરુતે મોહાદનાચમ્યૈવ નાસ્તિકઃ ।**
**ભવન્તિ હિ વૃથા તસ્ય ક્રિયાઃ સર્વા ન સંશયઃ ॥**
(પુરાણસાર)

૩. **નિબદ્ધશિખકચ્છસ્તુ દ્વિજ આચમનં ચરેત્ ।**
**કૃત્વોપવીતં સવ્યેંડસે વાઙ્મનઃકાયસંયતઃ ॥**
(બૃહત્પરાશર)

૪. (ક) **અન્તર્જાનુઃ શુચૌ દેશે ઉપવિષ્ટ ઉદઙ્મુખઃ ।**
**પ્રાઙ્ વા બ્રાહ્મેન તીર્થેન દ્વિજો નિત્યમુપસ્પૃશેત્ ॥**
(યાજ્ઞવલ્ક્ય, આચારાધ્યાય, શ્લોક ૧૮)

(ખ) **ઐશાનાભિમુખો ભૂત્વોપસ્પૃશેચ્ચ યથાવિધિ ॥**
(હારીત)

૫. **યામ્યપ્રત્યઙ્મુખત્વેન કૃતમાચમનં યદિ ।**
**પ્રાયશ્ચિત્તં તદા કુર્યાત્ સ્નાનમાચમનં ક્રમાત્ ॥**
(સ્મૃતિ-રત્નાવલી, આચારરત્ન, પૃ. ૧૬)

****************************************************

જીભ સુધી પહોંચી શકે.[૧] હથેળી વાળીને ગાયના કાન જેવો આકાર કરી લેવો. કનિષ્ઠિકા અને અંગૂઠાને છૂટા રાખવા. શેષ આંગળીઓ ભેગી રાખી બ્રાહ્મતીર્થથી[૨] નીચે દર્શાવેલ એક એક મંત્ર બોલીને આચમન કરવું, જેથી અવાજ ન થાય. આચમન વખતે ડાબા હાથની તર્જનીથી જમણા હાથના જળનો સ્પર્શ કરો[૩] તો સોમપાનનું ફળ મળે છે.

**ॐ કેશવાય નમઃ। ॐ નારાયણાય નમઃ। ॐ માધવાય નમઃ।**

આચમન બાદ અંગૂઠાના મૂળ ભાગથી હોઠને બે[૪] વાર લૂછી '**ॐ હૃષીકેશાય નમઃ**' બોલી હાથ ધોઈ નાખવા. પછી અંગૂઠાથી[૫] નાક, આંખો અને કાનનો સ્પર્શ કરો. છીંક આવ્યેથી, થૂંક્યા બાદ, ઊંઘીને ઊઠ્યા પછી, વસ્ત્ર પહેર્યા પછી, આંસુ આવ્યેથી પણ આચમન કરવું અથવા જમણા કાનના સ્પર્શથી પણ આચમન વિધિ પૂર્ણ થઈ જાય છે.[૬]

---

૧. **હૃત્કણ્ઠતાલુગાભિસ્તુ યથાસંખ્યં દ્વિજાતયઃ।**
**શુધ્યેરન્ સ્ત્રી ચ શૂદ્રશ્ચ સકૃત્સ્પૃષ્ટાભિરન્તતઃ॥**
(યાજ્ઞવલ્ક્યસ્મૃતિ, આચારાધ્યાય, શ્લોક ૨૧)

૨. (ક) અંગુઠાના મૂળને 'બ્રાહ્મતીર્થ' કહે છે.
(ખ) **આયતં પૂર્વતઃ કૃત્વા ગોકર્ણાકૃતિવત્ કરમ્।**
**સંહતાઙ્ગુલિના તોયં ગૃહીત્વા પાણિના દ્વિજઃ।**
**મુક્તાઙ્ગુષ્ઠકનિષ્ઠેન શેષેણાચમનં ચરેત્॥**
(આચારરત્ન, પૃ. ૧૬માં ભરદ્વાજ, દે. ભા. ૧૧/૧૬/૨૭)

૩. **દક્ષિણે સંસ્થિતં તોયં તર્જન્યા સવ્યપાણિના।**
**તત્તોયં સ્પૃશતે યસ્તુ સોમપાનફલં લભેત્॥**
(આચારપ્રદીપ આચારરત્ન, પૃ. ૧૬)

૪. **ત્રિઃ પ્રાશ્યાપો દ્વિરુન્મૃજ્ય ખાન્યદ્ભિઃ સમુપસ્પૃશેત્।**
(યાજ્ઞવલ્ક્ય, આચારાધ્યાય, શ્લોક ૨૦)

૫. **અગ્નિરઙ્ગુષ્ઠસ્તસ્માત્ તેનૈવ સર્વાણિ સંસ્પૃશેત્।**

૬. **ક્ષુતે નિષ્ઠીવને સુપ્તે પરિધાનેઽશ્રુપાતને।**
**પઞ્ચસ્વેતેષુ ચાચામેચ્છ્રોત્રં વા દક્ષિણં સ્પૃશેત્॥**
(દે. ભા. ૧૧/૩/૨; આચારેન્દુમાં માર્કણ્ડેય)

***************************************************

આચમન બેસીને કરવું જોઈએ – એ આગળ લખાયું છે; પણ ઘૂંટણથી ઉપરના જળમાં ઊભા રહીને પણ આચમન કરી શકાય છે. જ્યારે જળ ઘૂંટણથી ઓછું હોય તો આ અપવાદ લાગુ પડતો નથી, ત્યારે બેસીને જ આચમન કરવું જોઈએ.[૧]

## સંકલ્પ

સ્નાન, સંધ્યા, દાન, દેવપૂજન તથા કોઈ પણ સત્કર્મના પ્રારંભમાં સંકલ્પ કરવો આવશ્યક છે. અન્યથા બધાં જ કર્મો વિફળ થઈ જાય છે.[૨] હાથમાં પવિત્રી ધારણ કરી તથા આચમન આદિથી શુદ્ધ થઈને જમણા હાથમાં કેવળ જળ અથવા જળ, અક્ષત્ પુષ્પ આદિ લઈને નિમ્નલિખિત સંકલ્પ કરો :

**'ૐ વિષ્ણવે નમઃ, ૐ વિષ્ણવે નમઃ, ૐ વિષ્ણવે નમઃ । ૐ અદ્ય બ્રહ્મણોઽહ્નિ દ્વિતીયપરાર્ધે શ્રીશ્વેતવારાહકલ્પે વૈવસ્વતમન્વન્તરેઽષ્ટાવિંશતિતમે કલિયુગે કલિપ્રથમચરણે બૌદ્ધાવતારે ભૂર્લોકે જમ્બૂદ્વીપે ભરતખણ્ડે ભારતવર્ષે... ક્ષેત્રે[૩] નગરે ગ્રામે... નામ-સંવત્સરે[૪]... માસે[૫] (શુક્લ/કૃષ્ણ)**

---

૧. **જાન્વોરૂર્ધ્વં જલે તિષ્ઠન્નાચાન્તઃ શુચિતામિયાત્ ।**
**અધસ્તાચ્છતકૃત્વોઽપિ સમાચાન્તો ન શુધ્યતિ ॥**
(આચારેન્દુ, પૃ. ૨૯માં, વિષ્ણુ-સ્મૃતિનું વચન)

૨. **સંકલ્પ્ય ચ તથા કુર્યાત્ સ્નાનદાનવ્રતાદિકમ્ ।**
**અન્યથા પુણ્યકર્માણિ નિષ્ફલાનિ ભવન્તિ હિ ॥**
(આચારેન્દુ, માર્કણ્ડેયપુરાણનું વચન)

૩. જો કોઈ તીર્થમાં સ્નાન કરી રહ્યા હોઈએ તો ખાલી જગ્યામાં તીર્થનું નામ, નગરમાં હોઈએ તો એ નગરનું નામ અને ગામમાં હોઈએ તો એ ગામનું નામ મૂકવું.

૪. પંચાગમાં પહેલા પાને જ સંવત્સરનું નામ લખ્યું હોય છે. ખાલી જગ્યામાં તે સંવત્સરનું નામ મૂકવું. વર્ષના આરંભવાળું સંવત્સર જ સંકલ્પાદિમાં મુકાય છે, પછીનું નહીં.

૫. ચૈત્ર, વૈશાખ, જ્યેષ્ઠ, આષાઢ, શ્રાવણ, ભાદ્રપદ, આશ્વિન, કાર્તિક, માર્ગશીર્ષ, પોષ, માઘ, ફાલ્ગુન – આ શબ્દો જરૂરિયાત મુજબ ખાલી જગ્યામાં મૂકવા.

************************************************

**પક્ષે... તિથૌ[1]... વાસરે[2]... ગોત્રઃ[3] ... શર્મા/વર્મા/ગુપ્તોડહમ્[4] પ્રાતઃ (મધ્યાહ્ને, સાયં) સર્વકર્મસુ શુદ્ધ્યર્થં શ્રુતિસ્મૃતિપુરાણોક્તફલપ્રાપ્ત્યર્થં શ્રીભગવત્પ્રીત્યર્થં ચ અમુક કર્મ કરિષ્યે।**

## દંતધાવન-વિધિ

મુખશુદ્ધિ વિનાનાં પૂજા-પાઠ, મંત્ર-જપ આદિ નિષ્ફળ થાય છે, માટે પ્રતિદિન મુખ-શુદ્ધિ અર્થે દંતધાવન અથવા મંજન વગેરે અવશ્ય કરવાં જોઈએ.[5] દાતણ કરવા માટે બે દિશાઓ જ શાસ્ત્રોક્ત છે – ઈશાન કોણ અને પૂર્વ.[6] આથી આ જ દિશાઓ સામે મુખ કરીને બેસી જવું. બ્રાહ્મણ માટે દાતણ બાર આંગળ, ક્ષત્રિયનું નવ આંગળ, વૈશ્યનું છ આંગળ અને શૂદ્ર તથા સ્ત્રીઓનું ચાર-ચાર આંગળનું હોવું જોઈએ.[7] દાતણ લગભગ

---

૧. પ્રતિપદા, દ્વિતીયા, તૃતીયા, ચતુર્થી, પંચમી, ષષ્ઠી, સપ્તમી, અષ્ટમી, નવમી, દશમી, એકાદશી, દ્વાદશી, ત્રયોદશી, ચતુર્દશી, અમાવસ્યા કે પૂર્ણિમા - આ શબ્દોને તિથિ પહેલાની ખાલી જગ્યામાં મૂકવા.

૨. રવિ, સોમ, મંગળ, બુધ, બૃહસ્પતિ, શુક્ર, શનિ - આ દિવસોમાંથી દિવસ અનુસાર નામ ખાલી જગ્યામાં મૂકો.

૩. કશ્યપ, ભરદ્વાજ આદિ પોતાનાં ગોત્ર ખાલી જગ્યામાં મૂકવાં.

૪. બ્રાહ્મણ પોતાના નામના અંતે 'શર્મા', ક્ષત્રિય પોતાના નામને અંતે 'વર્મા' અને વૈશ્ય પોતાના નામના અંતે 'ગુપ્ત' શબ્દ ખાલી જગ્યામાં મૂકે.

૫. **મુખે પર્યુષિતે નિત્યં ભવત્યપ્રયતો નરઃ।**
**દન્તધાવનમુદ્દિષ્ટં જિહ્વોલ્લેખનિકા તથા॥**
**અતો મુખવિશુદ્ધ્યર્થં ગૃહ્ણીયાદ્ દન્તધાવનમ્।**
**આચાન્તોડપ્યશુચિર્નિત્યમકૃત્વા દન્તધાવનમ્॥**
(આ. સૂત્રા.)

૬. (ક) **ઈશાનાભિમુખઃ કુર્યાદ્ વાગ્યતો દન્તધાવનમ્।** (જાતુકર્ણ્ય)
(ખ) **પ્રાઙ્મુખસ્ય ધૃતિઃ સૌખ્યં શરીરારોગ્યમેવ ચ।** (ગર્ગ)

૭. **દ્વાદશાઙ્ગુલકં વિપ્રે કાષ્ઠમાહુર્મનીષિણઃ।**
**ક્ષત્રવિદ્શૂદ્રજાતીનાં નવષટ્ચતુરઙ્ગુલમ્॥**
(આચારભૂષણમાં વિષ્ણુ)

************************************************

કનિષ્ઠિકા જેટલું જાડું હોવું જોઈએ. એક છેડો કૂટીને પીંછી બનાવી લો.[૧] દાતણ કરતી વખતે હાથ ઘૂંટણ બહાર ન નીકળવા જોઈએ.[૨] દાતણ ધોઈને[૩] નિમ્નલિખિત મંત્રથી અભિમંત્રિત કરવું.

**આયુર્બલં યશો વર્ચઃ પ્રજાઃ પશુવસૂનિ ચ ।**
**બ્રહ્મ પ્રજ્ઞાં ચ મેધાં ચ ત્વં નો દેહિ વનસ્પતે ॥**

(કાત્યાયનસ્મૃ. ૧૦/૪, ગર્ગસંહિતા, વિજ્ઞાનખણ્ડ, અ. ૭)

ત્યારબાદ મૌન રહીને[૪] પેઢાં[૫]ને ઈજા પહોંચાડ્યા વિના દાતણ કરો. દાંત સારી રીતે સ્વચ્છ કર્યા બાદ દાતણ તોડીને[૬] અને ધોઈને નૈઋર્ત્ય ખૂણામાં[૭] યોગ્ય સ્થળે ફેંકી દેવું. ઊલિયાથી જીભ સાફ કરી બાર કોગળા કરવા.

**(ક) ગ્રાહ્ય દાતણ :** ચીડ, ઊમરો, આંબો, લીમડો, બીલી, કરંજ, ખેર, બાવળ આદિનાં દાતણો સારાં ગણાય છે.[૮] દૂધવાળાં અને કાંટાવાળાં વૃક્ષોનાં દાતણો પણ શાસ્ત્રોમાં જણાવ્યાં છે.[૯]

---

૧. (ક) **કનિષ્ઠિકાઙ્ગુલિવત્ સ્થૂલં પૂર્વાર્ધકૃતકૂર્ચકમ્ ।** (વિષ્ણુ.)
(ખ) જેના દાંત બહુ નાના હોય તેઓ પાતળા દાતણનો, જેમના દાંત મધ્યમ શ્રેણીના હોય તેઓ થોડાક જાડા દાતણનો અને જેના દાંત મોટા મોટા હોય તેઓ જાડા દાતણનો ઉપયોગ કરે.
**સુસૂક્ષ્મં સૂક્ષ્મદન્તસ્ય સમદન્તસ્ય મધ્યમમ્ ।**
**સ્થૂલં વિષમદન્તસ્ય ત્રિવિધં દન્તધાવનમ્ ॥** (આચારભૂષણમાં વિષ્ણુ)

૨. **કૃત્વા જાન્વન્તરા તતઃ ।**

૩. **પ્રક્ષાલ્ય ભક્ષયેત્ પૂર્વં પ્રક્ષાલ્યૈવ ચ સંત્યજેત્ ।** (આચારભૂષણમાં અંગિરા)

૪-૫. વાગ્યતો વિમૃજેદ્ દન્તાન્ માંસં નૈવ તુ પીડયેત્ ॥ (આશ્વલાયન)

૬. **પ્રક્ષાલ્ય ભંક્ત્વા શુચૌ દેશે ત્યક્ત્વા તદાચામેત્ ।** આચારરત્નમાં અઙ્ગિરા (વ્યાસ)

૭. **રાક્ષસ્યામુત્સૃજેત્ કાષ્ઠમ્ ।** (આશ્વલાયન)

૮. **ખદિરશ્ચ કરઞ્ચશ્ચ કદમ્બશ્ચ વટસ્તથા ।**
**તિન્તિડી વેણુપૃષ્ઠં ચ આમ્રનિમ્બૌ તથૈવ ચ ॥**
**અપામાર્ગશ્ચ બિલ્વશ્ચ અર્કશ્ચૌદુમ્બરસ્તથા ।**
**બદરીતિન્દુકાસ્ત્વેતે પ્રશસ્તા દન્તધાવને ॥** (આચારેન્દુમાં નારસિંહ)

૯. **સર્વે કણ્ટકિનઃ પુણ્યાઃ ક્ષીરિણશ્ચ વિશેષતઃ ॥** (હારીતસ્મૃતિ, ૪)

**(ખ) નિષિદ્ધ દાતણ :** કુશ, ખાખરો, કપાસ, ગળી, શીશમ, કાશ આદિનાં દાતણ વર્જિત છે.[૧]

**(ગ) નિષિદ્ધકાળ :** પ્રતિપદા, ષષ્ઠી, અષ્ટમી, નવમી, ચતુર્દશી, અમાવાસ્યા, પૂર્ણિમા, સંક્રાન્તિ, જન્મદિન, વિવાહ, ઉપવાસ, વ્રત, રવિવાર અને શ્રાદ્ધના અવસરે દાતણ કરવું નિષિદ્ધ છે. આથી આ દિવસોમાં દાતણ ન કરવું.[૨] રજસ્વલા તથા પ્રસૂતિ અવસ્થામાં પણ દાતણનો નિષેધ છે.[૩]

**(ઘ) નિષિદ્ધ કાળે દંતધાવન વિધિ :** જે જે અવસરોએ દાતણનો નિષેધ છે, તે તે અવસરોએ નિર્દેશિત વૃક્ષોનાં પાંદડાં કે સુગંધિત દંતમંજનથી દાંત સ્વચ્છ કરી લેવા જોઈએ.[૪] મંજન અનામિકા અને અંગૂઠાથી લગાડવું ઉત્તમ છે. અન્ય બે આંગળીઓથી પણ મંજન કરી શકાય છે, પરંતુ તર્જનીથી

---

૧. **કુશં કાસં પલાશં ચ શિંશપં યસ્તુ ભક્ષયેત્ ।**
**તાવદ્ ભવતિ ચાણ્ડાલો યાવદ્ ગઙ્ગાં ન પશ્યતિ ॥**
(આચારમયૂખ, પૃ. ૨૯માં ગર્ગ)

**ન ભક્ષયેચ્ચ પાલાશં કાર્પાસં શાકમેવ વા ।**
**દક્ષિણાભિમુખો નાદ્યાન્નીલં ધવકદમ્બકમ્ ॥** (ઉશના)

૨. **પ્રતિપદ્દર્શષષ્ઠીષુ ચતુર્દશ્યષ્ટમીષુ ચ ।**
**નવમ્યાં ભાનુવારે ચ દન્તકાષ્ઠં વિવર્જયેત્ ॥** (આચારભૂષણ, પૃ. ૩૫માં વિષ્ણુ)

**ચતુર્દશ્યષ્ટમી દર્શઃ પૂર્ણિમા સંક્રમો રવેઃ ।**
**એષુ સ્ત્રીતૈલમાંસાનિ દન્તકાષ્ઠં ચ વર્જયેત્ ॥**
**શ્રાદ્ધે જન્મદિને ચૈવ વિવાહેઽજીર્ણદોષતઃ ।**
**વ્રતે ચૈવોપવાસે ચ વર્જયેદ્ દન્તધાવનમ્ ॥** (આચારભૂષણમાં યમ)

૩. **રજસ્વલા સૂતિકા ચ વર્જયેદ્ દન્તધાવનમ્ ।**

૪. **તત્તત્પત્રૈઃ સુગન્ધૈર્વા કારયેદ્ દન્તધાવનમ્ ॥** (સ્કન્દપુરાણ, પ્રભાસખણ્ડ)

આ વચનમાં જે **'સુગન્ધૈઃ'** પદ આવ્યું છે, તેના આચારભૂષકારે બે અર્થ કર્યા છે. (ક) સુગંધિત પત્રોથી દાતણ કરવું, જેમકે પડિયાનાં પાંદડાં આદિથી - **'પત્રપરત્વે દામનકાદિપત્રાણિ'** (ખ) બીજો અર્થ છે 'સુગન્ધ ચૂર્ણ'. આ અર્થથી વૈદકશાસ્ત્રનો પ્રસિદ્ધ 'મંજન' ગણાય છે – **(વૈદ્યશાસ્ત્રપ્રસિદ્ધમેવ તત્...)**

કરવું તો સર્વથા નિષિદ્ધ જ છે.[૧] નિષિદ્ધ દાતણથી દાંત ધોવાનો નિષેધ છે, ઊલિયાનો નિષેધ નથી. માટે નિષિદ્ધ અવસરોએ પણ ઊલ તો ઉતારવી જ જોઈએ.[૨] દાતણ બાદ જો કોઈ રીતે શિખા ખુલ્લી રહી ગઈ હોય તો ગાયત્રી મંત્રથી બાંધી લેવી જોઈએ.[૩]

**(ઙ) મંજન :** ઉપર્યુક્ત વચનોથી સ્પષ્ટ છે કે શાસ્ત્રએ કેટલાક અવસરો કે તિથિઓમાં દાતણનો નિષેધ કર્યો છે, પણ તેમાં મંજનનું વિધાન છે. દાંતનો સ્વાસ્થ્ય સાથે ગાઢ સંબંધ છે, માટે શાસ્ત્રોના આ વિધિ-નિષેધ છે.[૪]

## ક્ષૌર-કર્મ

શાસ્ત્રમાં ક્ષૌર-કર્મ અથવા વાળ કપાવવાનો નિમ્નલિખિત ક્રમ નિર્દિષ્ટ

---

૧. **અનામાઙ્ગુષ્ઠાવુત્તમૌ । મધ્યમાયાઃ કનિષ્ઠિકાયાશ્ચ વિહિતપ્રતિષિદ્ધત્વાદ્ વિકલ્પઃ । તર્જની તુ સર્વમતે નિન્દ્યા ।** (આચારેન્દુ, પૃ. ૩૪)

૨. **જિહ્વોલ્લેખઃ સદૈવ તુ ।** (આચારેન્દુ, પૃ. ૩૪માં વ્યાસ)

૩. **સ્મૃત્વોઙ્કારં ચ ગાયત્રીં નિબધ્નીયાચ્છિખાં તતઃ ।** (આચારેન્દુમાં શૌનક)

૪. અહીં દાંતોની શુદ્ધિ અને સ્થાયિત્વ માટે આયુર્વેદિક પદ્ધતિએ અનુભૂત મંજનનો એક નુસખો લખવામાં આવ્યો છે. એનાથી દાંત આજીવન સ્વચ્છ અને સ્વસ્થ રહે છે. પાયરિયા જેવો અસાધ્ય રોગ પણ મટી જાય છે. પ્રાતઃકાળે અને રાત્રે સૂતી વખતે એમ બન્ને સમય આનો ઉપયોગ કરવામાં આવે.

**સામગ્રી :** પીપરમિંટ ૫ ગ્રામ, શેકેલ તૂતિયા ૧૦ ગ્રામ, મરિયાં અને અખરોટના વૃક્ષની છાલ ૨૫-૨૫ ગ્રામ, પઠાણી લોધ, સૂંઠ, તંબુલ, અર્કકરો વગેરે ૧૦૦-૧૦૦ ગ્રામ, દેશી કપૂર ૨૦૦ ગ્રામ, સંગજરાહટ ચૂર્ણ ૬૦૦ ગ્રામ, લવિંગ તેલ ૫૦ મિ.લિ. અને સેકરિન ટેબલેટ ૨૦૦.

**બનાવવાનો વિધિ :** તૂતિયાને દળી કઢાઈમાં મૂકી ધીમા તાપે શેકો. લાકડીથી હલાવતા રહો. ૨૦ મિનિટમાં તૂતિયાનો રંગ ધોળો થઈ જાય છે. તૂતિયા, પીપીરમિંટ, કપૂર લવિંગનું તેલ અને સેકરિનને જુદાં રાખવા. વધેલી સામગ્રીને કપડાથી ચાળીને ચૂર્ણ કાઢી લો. હવે ખરલમાં સેકરિનની ટીકડીઓ અને તૂતિયા મેળવીને ઘૂંટો. પછી ખરલમાંથી તેને કાઢીને જુદું મૂકી દો. હવે ખરલમાં પીપરમિંટ અને કપૂર નાંખી દો. થોડું થોડું લવિંગનું તેલ નાખીને ઘૂંટતા જવું. જ્યારે કપૂર ભળી જાય ત્યારે સર્વે સામાન તેમાં નાખીને હાથમાં ખૂબ મસળીને શીશીઓ ભરીને મજબૂત દાટો લગાવી દો.

**સેવન વિધિ :** ઘાયલ દાંત કે પેઢામાં મંજન કરતાં પહેલા પાંચ મિનિટ પૂર્વે મંજન લગાડી દેવું. ત્યારબાદ મંજન કરવું.

કરવામાં આવ્યો છે. દાઢી પહેલા જમણી બાજુથી આખી બનાવડાવવી, પછી મૂંછ, ત્યારબાદ બગલના વાળ તથા માથાના કેશ અને ત્યારબાદ આવશ્યકતાનુસાર અન્ય રુંવાડા કપાવવાં જોઈએ. અંતે નખ કપાવવાનું વિધાન છે.[૧]

એકાદશી, ચતુર્દશી, અમાવાસ્યા, પૂર્ણિમા, સંક્રાન્તિ, વ્યતિપાત, વિષ્ટિ (ભદ્રા), વ્રતના દિવસે, શ્રાદ્ધના દિવસે અને મંગળ તથા શનિવારે ક્ષૌરકર્મ વર્જિત છે.

ગર્ગાદિ મુનિઓનું ક્ષૌરકર્મ માટેનું કથન છે કે રવિવારે ક્ષૌર કરાવવાથી એક માસનું, શનિવારે સાત માસનું અને મંગળવારે આઠ માસનું આયુષ્ય તે તે દિવસના અભિમાની દેવો ક્ષીણ કરી નાખે છે. આ રીતે બુધવારે ક્ષૌર કરાવવાથી પાંચ માસનું, સોમવારે સાત માસનું અને ગુરુવારે દસ માસનું તેમજ શુક્રવારે અગિયાર માસનું આયુષ્ય તે તે દિવસના અભિમાની દેવતાઓ વધારી આપે છે. પુત્રેચ્છુ ગૃહસ્થો અને પુત્રવાળાએ સોમવારે તથા વિદ્યા અને લક્ષ્મીના ઇચ્છુકે ગુરુવારે ક્ષૌર કર્મ ન કરાવવું જોઈએ.[૨]

**તૈલાભ્યઙ્ગ-વિધિ :** ષષ્ઠી, એકાદશી, દ્વાદશી, અમાવસ્યા, પૂર્ણિમા, વ્રત અને શ્રાદ્ધના દિવસે તથા રવિ, મંગળ, ગુરુ અને શુક્રવારે તેલ ન નાંખવું પરંતુ સુગંધિત પુષ્પોથી સુવાસિત, આયુર્વેદ પદ્ધતિથી સિદ્ધ ષડવિન્દુ અને

---

૧. (ક) **શ્મશ્રૂણ્યગ્રે વાપયતેડથોપકક્ષાવથ કેશાનથ લોમાન્યથ નખાનિ ।**
(ગૃહ્યસૂત્ર)

(ખ) **અથૈતન્મનુર્વપ્ત્રે મિથુનમપશ્યત્ । સ શ્મશ્રૂણ્યગ્રેડવપત્ । અથોપકક્ષૌ અથ કેશાન્ ।**
(તૈત્તિરીય બ્રાહ્મણ)

૨. **ભાનુર્માસં ક્ષપયતિ તથા સપ્ત માર્તણ્ડસૂનુ-**
**ર્ભૌમશ્ચાષ્ટૌ વિતરતિ શુભાન્ બોધનઃ પઞ્ચમાસાન્ ।**
**સપ્તૈવેન્દુર્દશ સુરગુરુઃ શુક્ર એકાદશેતિ**
**પ્રાહુર્ગર્ગપ્રભૃતિમુનયઃ ક્ષૌરકાર્યેષુ નૂનમ્ ॥**
(વારાહીસંહિતા)

મહાભૃઙ્ગરાજ આદિ સુગંધિત તેલો વર્જિત કાળમાં વાપરી શકાય છે. આ રીતે સરસિયાના તેલનો નિષેધ નથી. મુખ્યરૂપે તલના તેલનો જ નિષેધ છે.[1]

## સ્નાન

**સ્નાનની આવશ્યકતા :** પ્રાતઃકાળે સ્નાન કર્યા બાદ મનુષ્ય શુદ્ધ થઈને જપ, પૂજા-પાઠ આદિ સમસ્ત કર્મો માટે યોગ્ય બને છે. માટે જ પ્રાતઃસ્નાનની પ્રશંસા કરવામાં આવે છે.

નવ છિદ્રવાળા અત્યંત મલિન શરીરથી દિવસ-રાત મળ નીકળતો જ રહે છે, તેથી પ્રાતઃકાળે સ્નાન કરવાથી શરીરની શુદ્ધિ થાય છે.

**પ્રાતઃસ્નાનં પ્રશંસન્તિ દૃષ્ટાદૃષ્ટકરં હિ તત્ ।**
**સર્વમર્હતિ શુદ્ધાત્મા પ્રાતઃસ્નાયી જપાદિકમ્ ॥**

(દક્ષસ્મૃ. ૨/૯)

**અત્યન્તમલિનઃ કાયો નવચ્છિદ્રસમન્વિતઃ ।**
**સ્રવત્યેષ દિવારાત્રૌ પ્રાતઃસ્નાનં વિશોધનમ્ ॥**

(દક્ષસ્મૃતિ અ. ૨/૭)

શુદ્ધ તીર્થમાં પ્રાતઃકાળે સ્નાન કરવું જોઈએ, કારણ કે આ મળથી ભરેલું શરીર શુદ્ધ તીર્થમાં સ્નાન કરવાથી શુદ્ધ થાય છે. પ્રાતઃકાળે સ્નાન કરનારની

---

૧. તૈલાભ્યઙ્ગે રવૌ તાપઃ સોમે શોભા કુજે મૃતિઃ ।
બુધે ધનં ગુરૌ હાનિઃ શુક્રે દુઃખં શનૌ સુખમ્ ॥
રવૌ પુષ્પં ગુરૌ દૂર્વા ભૌમવારે તુ મૃત્તિકા ।
ગોમયં શુક્રવારે ચ તૈલાભ્યઙ્ગે ન દોષભાક્ ॥
સાર્ષપં ગન્ધતૈલં ચ યત્તૈલં પુષ્પવાસિતમ્ ।
અન્યદ્રવ્યયુતં તૈલં ન દુષ્યતિ કદાચન ॥

(નિર્ણયસિન્ધુ)

રવિવારે તેલ લગાવવાથી તાપ, સોમવારે શોભા, મંગળવારે મૃત્યુ અર્થાત્ આયુક્ષીણતા, બુધવારે ધનની પ્રાપ્તિ, ગુરુવારે હાનિ, શુક્રવારે દુઃખ અને શનિવારે સુખ થાય છે. જો નિષિદ્ધ વારોમાં તેલ નાંખવુ હોય તો રવિવારે પુષ્પ, ગુરુવારે દૂર્વા, મંગળવારે માટી અને શુક્રવારે છાણ તેલમાં નાખીને લગાડવાથી દોષ લાગતો નથી. ગંધયુક્ત પુષ્પોથી સુવાસિત, અન્ય પદાર્થોથી યુક્ત તથા સરસિયાના તેલ દૂષિત નથી.

***********************************************************

સમીપ દુષ્ટ (ભૂત-પ્રેત આદિ) આવતા નથી. આ પ્રમાણે દુષ્ટ ફળ–શરીરની સ્વચ્છતા, અદૃષ્ટ ફળ – પાપનાશ તથા પુણ્યની પ્રાપ્તિ – આ બંને પ્રકારનાં ફળ મળે છે, માટે પ્રાતઃસ્નાન કરવું જોઈએ.

**પ્રાતઃસ્નાનં ચરિત્વાથ શુદ્ધે તીર્થે વિશેષતઃ ।**
**પ્રાતઃસ્નાનાદ્યતઃ શુદ્ધ્યેત્ કાયોઽયં મલિનઃ સદા ॥**
**નોપસર્પન્તિ વૈ દુષ્ટાઃ પ્રાતઃસ્નાયિજનં ક્વચિત્ ।**
**દૃષ્ટાદૃષ્ટફલં તસ્માત્ પ્રાતઃસ્નાનં સમાચરેત્ ॥**

(દક્ષ)

રૂપ, તેજ, બળ, પવિત્રતા, આયુષ્ય, આરોગ્ય, નિર્લોભતા, દુઃસ્વપ્નનો નાશ, તપ અને મેધા - આ દસે ગુણ સ્નાન કરનારાઓને પ્રાપ્ત થાય છે–

**ગુણા દશ સ્નાનપરસ્ય સાધો ! રૂપં ચ તેજશ્ચ બલં ચ શૌચમ્ ।**
**આયુષ્યમારોગ્યમલોલુપત્વં દુઃસ્વપ્નનાશશ્ચ તપશ્ચ મેધાઃ ॥**

(દક્ષસ્મૃતિ અ. ૨/૧૩)

વેદ-સ્મૃતિમાં કહેવાયેલાં સમસ્ત કાર્યોમાં સ્નાન આવશ્યક છે. માટે લક્ષ્મી, પુષ્ટિ અને આરોગ્યની વૃદ્ધિ ઇચ્છનારા મનુષ્યે હંમેશાં સ્નાન કરવું જોઈએ.

**સ્નાનમૂલાઃ ક્રિયાઃ સર્વાઃ શ્રુતિસ્મૃત્યુદિતા નૃણામ્ ।**
**તસ્માત્ સ્નાનં નિષેવેત શ્રીપુષ્ટ્યારોગ્યવર્ધનમ્ ॥**

**સ્નાનના ભેદ :** મંત્રસ્નાન, ભૌમસ્નાન, અગ્નિસ્નાન, વાયવ્યસ્નાન, દિવ્યસ્નાન, વારુણસ્નાન અને માનસિક સ્નાન–આ સાતેય પ્રકારનાં સ્નાન છે. **'આપો હિ ષ્ઠા.'** આદિ મંત્રોથી માર્જન કરવાનો મંત્રસ્નાન, સમસ્ત શરીર ઉપર માટી લગાડીને ભૌમસ્નાન, ભસ્મ લગાડીને અગ્નિસ્નાન, ગાયની ખરીની ધૂળ લગાવીને વાયવ્યસ્નાન, સૂર્યકિરણમાં વર્ષાના જળથી દિવ્ય સ્નાન, જળમાં ડૂબકી લગાવીને કરાતું વારુણસ્નાન, આત્મચિંતન દ્વારા માનસિક સ્નાન કહેવામાં આવ્યાં છે.

**માન્ત્રં ભૌમં તથાગ્નેયં વાયવ્યં દિવ્યમેવ ચ ।**
**વારુણં માનસં ચૈવ સપ્ત સ્નાનાન્યનુક્રમાત્ ॥**
**આપો હિ ષ્ઠાદિભિર્માન્ત્રં મૃદાલમ્ભસ્તુ પાર્થિવમ્ ।**
**આગ્નેયં ભસ્મના સ્નાનં વાયવ્યં ગોરજઃ સ્મૃતમ્ ॥**
**યત્તુ સાતપવર્ષેણ સ્નાનં તદ્ દિવ્યમુચ્યતે ।**
**અવગાહો વારુણં સ્યાત્ માનસં હ્યાત્મચિન્તનમ્ ॥**

(આચારમયૂખ, પૃ. ૪૭-૪૮, પ્રયોગપારિજાત)

**અશક્તો માટેનું સ્નાન :** સ્નાનમાં અસમર્થ હોવ તો માથું પલાળ્યા વિના પણ સ્નાન તો કરવું જ જોઈએ. અથવા ભીના લૂગડાથી શરીરને લૂછવું પણ એક જાતનું સ્નાન કહેવાયું છે –

**અશિરસ્કં ભવેત્ સ્નાનં સ્નાનાશક્તૌ તુ કર્મિણામ્ ।**
**આર્દ્રેણ વાસસા વાપિ માર્જનં દૈહિકં વિદુઃ ॥**

**સ્નાનનો વિધિ :** ઉષા ખીલ્યા પૂર્વે જ સ્નાન કરવું ઉત્તમ મનાયું છે.[૧] તેનાથી પ્રાજાપત્યનું ફળ પ્રાપ્ત થાય છે.[૨] તેલ માલિશ કરીને તથા દેહ ચોળીને નદીમાં નાહવાની મનાઈ છે. માટે નદીના બાહ્ય તટ ઉપર જે દેહ ચોળીને નાહી લેવું, પછી જ નદીમાં ડૂબકી મારવી.[૩] શાસ્ત્રોમાં આને 'મલાપકર્ષણ' સ્નાન કહેવામાં આવ્યું છે, એ અમંત્રક હોય છે. આ સ્નાન સ્વાસ્થ્ય અને શુચિતા બન્નેય માટે આવશ્યક છે. દેહ ઉપર મેલ રહી જવાથી શુચિતામાં ઊણપ આવી જાય છે અને રોમછિદ્રો પુરાયેલા રહેવાથી સ્વાસ્થ્યમાં પણ અવરોધ આવી જાય છે. એટલે જાડા કપડાથી પ્રત્યેક અંગને ખૂબ ચોળીને તટ પર જ નાહી લેવું જોઈએ. નિવૃત્ત થઈને ચણાના લોટ વગેરેથી યજ્ઞોપવીત પણ સ્વચ્છ કરી લેવી.

---

૧. ઉષઃકાલસ્તુ લોહિતાદિગુણલક્ષિતકાલાત્ પ્રાક્કાલઃ (કલ્પતરુ)
૨. ઉષસ્યુષસિ યત્ સ્નાનં નિત્યમેવારુણોદયે ।
પ્રાજાપત્યેન તત્તુલ્યં મહાપાતકનાશનમ્ ॥
(દક્ષસ્મૃ. ૨/૧૦)
૩. મલં પ્રક્ષાલયેત્તીરે તતઃ સ્નાનં સમાચરેત્ ॥ (મેધાતિથિ)

*****************************************************

ત્યારબાદ શિખા બાંધીને બન્ને હાથોમાં પવિત્રીઓ પહેરીને આચમન આદિથી શુદ્ધ થઈને જમણા હાથમાં જળ લઈને પાના નં. પાંચ મુજબ સંકલ્પ કરો – **અદ્ય... ગોત્રોત્પન્નઃ શર્મા / વર્મા / ગુપ્તોऽहम्, શ્રુતિસ્મૃતિ-પુરાણોક્તફલપ્રાપ્તિપૂર્વકં શ્રીભગવત્પ્રીત્યર્થં ચ પ્રાતઃ (મધ્યાહ્ને, સાયં) સ્નાનં કરિષ્યે।'**

સંકલ્પ કર્યા બાદ નીચે પ્રમાણેનો મંત્ર ભણી સર્વે અંગો પર માટી ચોળો–

**અશ્વક્રાન્તે! રથક્રાન્તે! વિષ્ણુકાન્તે વસુન્ધરે !**
**મૃત્તિકે! હર મે પાપં યન્મયા દુષ્કૃતં કૃતમ્ ॥**

(દક્ષસ્મૃતિ ૨/૪૬, પદ્મપુરાણ, સૃ. ૨૦/૧૫૫)

ત્યારબાદ ગંગાજીની એ ઉક્તિઓ બોલવી, જેમાં તેમણે કહેલું છે કે સ્નાન વખતે મારું જ્યાં પણ કોઈ સ્મરણ કરશે ત્યાં એ જળમાં હું આવી પહોંચીશ–

**નન્દિની નલિની સીતા માલતી ચ મહાપગા ।**
**વિષ્ણુપાદાબ્જસમ્ભૂતા ગઙ્ગા ત્રિપથગામિની ॥**
**ભાગીરથી ભોગવતી જાહ્નવી ત્રિદશેશ્વરી ।**
**દ્વાદશૈતાનિ નામાનિ યત્ર યત્ર જલાશયે ॥**
**સ્નાનોદ્યતઃ સ્મરેન્નિત્યં તત્ર તત્ર વસામ્યહમ્[1] ॥**

(આચારપ્રકાશ, આચારેન્દુ, પૃ. ૪૫)

**જળની સાપેક્ષ શ્રેષ્ઠતા :** કૂવામાંથી કાઢેલા જળ કરતાં ઝરણાનું જળ, ઝરણાના જળ કરતાં સરોવરનું જળ, સરોવરના જળ કરતાં નદીનું જળ, નદીનાં જળ કરતાં તીર્થનું જળ અને તીર્થના જળ કરતાં ગંગાજીનું જળ શ્રેષ્ઠ ગણાયું છે–

---

૧. સાધારણ કૂવા, વાવડી આદિના જળમાં ગંગાજીનું આ આવાહ્ન તો આવશ્યક છે જ, અન્ય પવિત્ર નદીઓના જળમાં પણ એ આવશ્યક ગણાયું છે. સ્કંદપુરાણમાં કહ્યું છે –

**સ્નાનકાલેऽન્યતીર્થેષુ જપ્યતે જાહ્નવી જનૈઃ ।**
**બિના વિષ્ણુપદીં કાન્યત્ સમર્થા હ્યઘશોધને ॥**

************************************************************************

**નિપાનાદુદ્ધૃતં પુણ્યં તતઃ પ્રસ્રવણોદકમ્ ।**
**તતોઽપિ સારસં પુણ્યં તતો નાદેયમુચ્યતે ॥**
**તીર્થતોયં તતઃ પુણ્યં ગઙ્ગાતોયં તતોઽધિકમ્ ॥**

(અગ્નિપુરાણ)

'જ્યાં ધોબીનો પથરો મૂકેલો હોય અને કપડાં ધોતી વખતે જ્યાં સુધી છાંટા પડતા હોય ત્યાં સુધી તે જળસ્થાન અપવિત્ર ગણાય છે.'

**વાસાંસિ ધાવતો યત્ર પતન્તિ જલબિન્દવઃ ।**
**તદપુણ્યં જલસ્થાનં રજકસ્ય શિલાઙ્કિતમ્ ॥**

(બૃ. પા. સ્મૃ.)

તત્પશ્ચાત્ નાભિપર્યંત જળમાં ઊભા રહીને, જળની ઉપરની સપાટી હટાવી કાન અને નાક બંધ કરી[૧] પ્રવાહ બાજુ અથવા સૂર્યની સામે મુખ રાખી સ્નાન કરવું. ત્રણ, પાંચ, સાત કે બાર ડૂબકીઓ ખાવી.[૨] ડૂબકી ખાતાં પહેલાં શિખા છોડી નાખવી. ગંગાના જળમાં વસ્ત્ર નિચોવવું નહિ. જળમાં મળ-મૂત્રનો ત્યાગ અને થૂંકવું અનુચિત છે. શૌચકાળનાં વસ્ત્રો પહેરીને તીર્થોમાં સ્નાન કરવાનો નિષેધ છે.

## સ્નાનાઙ્ગ-તર્પણ

ગંગાદિ તીર્થોમાં સ્નાન પશ્ચાત્ સ્નાનાઙ્ગ-તર્પણ કરવું. સંધ્યા પૂર્વે તે કરવું આવશ્યક ગણાયું છે.[૩] એ જ કારણ છે કે અશૌચમાં પણ એનો નિષેધ થતો નથી. તથા હયાત-પિતૃઓ માટે પણ એ નિર્દેશિત છે.[૪] હયાત–પિતૃઓ માટે કેવળ એનો અંતિમ અંશ ત્યાજ્ય ગણાય છે, જેનો આગળના કોષ્ઠકમાં નિર્દેશ

---

૧. **નિરુધ્ય કર્ણૌ નાસાં ચ ત્રિઃકૃત્વોન્મજ્જનં તતઃ ।** (બૃ. પરાશર) આચારરત્ન પૃ. ૩૦

૨. **નાભિમાત્રજલે તિષ્ઠન્ સપ્ત દ્વાદશ પઞ્ચ વા ।**
**ત્રિવારં વાપિ ચાપ્લુત્ય સ્નાનમેવં વિધીયતે ॥** (વિશ્વામિત્ર, આચારરત્ન પૃ. ૩૦)

૩. (ક) **સ્નાનાનન્તરં તાવત્ તર્પયેત્ પિતૃદેવતાઃ ।**
(ખ) **સ્નાનાઙ્ગતર્પણં વિદ્વાન્ કદાચિન્નૈવ હાપયેત્ ।** (બ્રહ્મવૈવર્ત, હેમાદ્રિ)

૪. **આશૌચેઽપિ તદ્ભવતિ ।... અત્ર દેવપિતૃણામેવેજ્યત્વાત્ સાઙ્ગસ્ય ચાનુષ્ઠેયત્વાજ્જીવિતપિતૃકસ્યાપ્યધિકારઃ ॥** (આચારરત્ન)

કરવામાં આવ્યો છે. તેમાં તિલક જળથી જ કરવામાં આવે છે. ડાબા હાથમાં જળ લઈને જમણા અંગૂઠાથી ઊર્ધ્વપુણ્ડ્ર કરી લેવું. તદ્ઉપરાંત, ત્રણ આંગળીઓથી ત્રિપુંણ્ડ્ર કરવું.

જલાંજલિ આપવાની રીત એ છે બન્ને હાથ ભેગા કરીને અંજલિ બનાવવી. તેમાં જળ ભરીને ગાયના સિંગડાં જેટલું અદ્ધર રાખી જળમાં જ અંજલી મૂકી દેવી.[૧] આમાં દેવ, ઋષિ, પિતૃ અને પોતાના પિતા, પિતામહ આદિનું તર્પણ થાય છે.[૨]

**(ક) દેવ-તર્પણ** – (આને સપિતૃક પણ કરવું) સવ્ય થઈને પૂર્વાભિમુખ થઈને અંગૂછાને ડાબા ખભે મૂકી દેવતીર્થથી મંત્ર ભણી-ભણીને એક-એક જલાંજલિ આપવી.

**ૐ બ્રહ્માદયો દેવાસ્તૃપ્યન્તામ્ (૧)। ૐ ભૂર્દેવાસ્તૃપ્યન્તામ્ (૧)। ૐ ભુવર્દેવાસ્તૃપ્યન્તામ્ (૧)। ૐ સ્વર્દેવાસ્તૃપ્યન્તામ્ (૧)। ૐ ભૂર્ભુવઃ સ્વર્દેવાસ્તૃપ્યન્તામ્ (૧)।**

**(ખ) ઋષિ તર્પણ** – (આને પણ સપિતૃક કરો) ઉત્તરાભિમુખ થઈને નિવીતી થઈને (જનોઈ માળાની જેમ ગળામાં પહેરીને) અને અંગૂછાને પણ માળાની જેમ લટકાવીને પ્રજાપતિ તીર્થ દ્વારા બે-બે જલાંજલિ જળમાં મૂકવી.

**ૐ સનકાદયો મનુષ્યાસ્તૃપ્યન્તામ્ (૨)। ૐ ભૂર્ઋષયસ્તૃપ્યન્તામ્ (૨)। ૐ ભુવર્ઋષયસ્તૃપ્યન્તામ્ (૨)। ૐ સ્વર્ઋષયસ્તૃપ્યન્તામ્ (૨)। ૐ ભૂર્ભુવઃસ્વર્ઋષયસ્તૃપ્યન્તામ્ (૨)।**

**(ગ) પિતૃ તર્પણ** – (આનો કેટલોક અંશ સપિતૃક ન કરવો) દક્ષિણાભિમુખ રહીને અપસવ્ય થઈ (જનોઈ જમણા ખભે અને ડાબા હાથ નીચે રાખીને) અંગૂછાને પણ જમણા ખભે રાખી પિતૃતીર્થથી ત્રણ-ત્રણ જલાંજલિ આપવી. (સપિતૃક જનોઈ કેવળ પહોંચા સુધી રાખવી, ડાબા હાથ

---

૧. **દ્વૌ હસ્તૌ યુગ્મતઃ કૃત્વા પૂરયેદુદકાઞ્ચલિમ્ ।**
**યોશૃઙ્ગમાત્રમુદ્ધૃત્ય જલમધ્યે જલં ક્ષિપેત્ ॥**
(માધવીયમાં યમસ્મૃ., આચાર., પૃ-. ૩૯)

૨. **દેવાનૃષીન્ પિતૃગણાન્ સ્વપિતૃંશ્ચાપિ તર્પયેત્ ॥** (બ્રહ્મવૈવર્ત)

************************************************

નીચે ન રાખવી) **'પ્રાચીનાવીતી ત્વાપ્રકોષ્ઠાત્'** (આચારરત્ન)।

**ૐ કવ્યવાડનલાદયઃ પિતરસ્તૃપ્યન્તામ્ (૩)। ૐ ચતુર્દશયમાસ્તૃપ્યન્તામ્ (૩)। ૐ ભૂઃ પિતરસ્તૃપ્યન્તામ્ (૩)। ૐ ભુવઃ પિતરસ્તૃપ્યન્તામ્ (૩)। ૐ સ્વઃ પિતરસ્તૃપ્યન્તામ્ (૩)। ૐ ભૂર્ભુવઃ સ્વઃ પિતરસ્તૃપ્યન્તામ્ (૩)।**

(આનાથી આગળનું કૃત્ય જીવિત-પિતૃક ન કરવું)

**ૐ અમુક ગોત્રા અસ્મત્પિતૃપિતામહપ્રપિતામહાસ્તૃપ્યન્તામ્ (૩)।**

**ૐ અમુક ગોત્રા અસ્મન્માતૃપિતામહીપ્રપિતામહ્યસ્તૃપ્યન્તામ્ (૩)।**

**ૐ અમુક ગોત્રા અસ્મન્માતામહપ્રમાતામહવૃદ્ધપ્રમાતામહાઃસપત્નીકાસ્તૃપ્યન્તામ્ (૩)। ૐ બ્રહ્માદિસ્તમ્બપર્યન્તં જગત્તૃપ્યતામ્ (૩)**[1] ।

તત્પશ્ચાત્ તટ પાસે આવીને જળમાં ઊભા રહી[2] ભૂમિ પર એક જલાંજલિ આપો, જેનો મંત્ર આ પ્રમાણે છે–

**અગ્નિદગ્ધાશ્ચ યે જીવા યેડપ્યદગ્ધાઃ કુલે મમ ।**
**ભૂમૌ દત્તેન તોયેન તૃપ્તા યાન્તુ પરાં ગતિમ્ ॥**

જળમાંથી બહાર આવીને નિમ્નલિખિત મંત્રથી જમણી બાજુ શિખાને પિતૃતીર્થ(અંગૂઠા અને તર્જનીના મધ્યભાગ)થી નીચોવવી.

**લતાગુલ્મેષુ વૃક્ષેષુ પિતરો યે વ્યવસ્થિતાઃ।**
**તે સર્વે તૃપ્તિમાયાન્તુ મયોત્સૃષ્ટૈઃ શિખોદકૈઃ॥**

---

૧. **આબ્રહ્મસ્તમ્બપર્યન્તં જગત્તૃપ્યત્વિતિક્રમાત્।**
**જલાઞ્જલિત્રયં દદ્યાદેતત્ સંક્ષેપતર્પણમ્॥** (આચારદર્પણ)

૨. **ઈદં જલસ્થેનૈવ કાર્યમ્।** (આચારરત્ન)

સુમન્તુએ કહ્યું છે કે ભીનાં વસ્ત્રે ભૂમિ પર આવી જે જલાંજલિ આપે છે, તેની તે જલાંજલિ મૃત વ્યક્તિને મળતી નથી. પછી વિવશ થઈને બિચારાને કેવળ વસ્ત્રના જળનો જ આધાર રહે છે–

**જલાર્દ્રવાસાઃ સ્થલગો યઃ પ્રદદ્યાજ્જલાઞ્જલિમ્।**
**વસ્ત્રનિશ્ચ્યોતનં પ્રેતા અપવાર્ય પિબન્તિ તે॥**

(અપવાર્ય–અઞ્જલિં ત્યક્ત્વેતિ હેમાદ્રિઃ)

**********************************************

**તર્પણ બાદનું કૃત્ય :** હવે ઉપવીતી થઈને (જનોઈને ડાબા ખભે અને જમણા હાથ નીચે રાખી) આચમન કરો અને બહાર એક અંજલિ યક્ષ્માને આપો.[૧]

**યન્મયા દૂષિતં તોયં શારીરં મલસમ્ભવમ્ ।**
**તસ્ય પાપસ્ય શુદ્ધ્યર્થં યક્ષ્માણં તર્પયામ્યહમ્ ॥**

(વિશ્વામિત્રસ્મૃતિ ૧/૮૪)

જીવિતપિતૃક વસ્ત્ર નીચોવીને સંધ્યા કરવા બેસવું[૨], પણ જેને તર્પણ કરવું છે, તેઓ અત્યારે વસ્ત્ર ન નીચોવે, તર્પણ પછી નીચોવે.[૩]

સ્નાન પશ્ચાત્ જો દેહ લૂછવામાં ન આવે, જળ એમ ને એમ સુકાવા દેવાય તો ઘણું સારું, કારણ કે માથેથી ટપકનારા જળને દેવતા, મોં પરથી ટપકનારા જળને પિતૃઓ, વચ્ચેના ભાગમાંથી ટપકનારા જળને ગંધર્વ અને નીચેથી પડનારા જળને સર્વે જંતુઓ પીવે છે.[૪] જો શક્તિ ન હોય તો ભીના

---

૧. **સ્નાનાઙ્ગંતર્પણં કૃત્વા યક્ષ્મણે જલમાહરેત્ ।**
**અન્યથા કુરુતે યસ્તુ સ્નાનં તસ્યાફલં ભવેત્ ॥**

(શૌનક)

૨. **નિષ્પીડ્ય સ્નાનવસ્ત્રં તુ પશ્ચાત્ સંધ્યાં સમાચરેત્ ।**
**અન્યથા કુરુતે યસ્તુ સ્નાનં તસ્યાફલં ભવેત્ ॥**

(વૃદ્ધમનુ આચારમયૂખ, પૃ. ૩૯)

૩. **સ્નાનાર્થમુપગચ્છન્તં દેવાઃ પિતૃગણૈઃ સહ ।**
**વાયુભૂતાસ્તુ ગચ્છન્તિ તૃષાર્તાઃ સલિલાર્થિનઃ ॥**
**નિરાશાઃ પિતરો યાન્તિ વસ્ત્રનિષ્પીડને કૃતે ।**
**તસ્માન્ન પીડ્યેદ્ વસ્ત્રમકૃત્વા પિતૃતર્પણમ્ ॥**

(પારાશર)

૪. **પિબન્તિ શિરસો દેવાઃ પિબન્તિ પિતરો મુખાત્ ।**
**મધ્યતઃ સર્વગન્ધર્વા અધસ્તાત્ સર્વજન્તવઃ ॥**
**તસ્માત્ સ્નાતો ન નિર્મૃજ્યાત્ સ્નાનશાટ્યા ન પાણિના ।**
**તિસ્રઃ કોટ્યોઽર્ધકોટી ચ યાવન્ત્યઙ્ગરુહાણિ વૈ ।**
**વસન્તિ સર્વતીર્થાનિ તસ્માન્ન પરિમાર્જયેત્ ॥**

(ગોભિલ)

**************************************************

અથવા ધોયેલા અંગૂછાથી લૂછીને સૂકાં વસ્ત્ર પહેરો.[1] ગંગાદિ તીર્થોમાં સ્નાન કરવાથી શરીર ન લૂછવાનું વિશેષ ધ્યાન રાખવું જોઈએ. અન્ય સ્થળોએ કેટલીક ક્ષણ વીત્યાબાદ અંગૂછાથી શરીર લૂછી શકાય છે. સ્નાન પછી ભીનાં વસ્ત્રોએ મળ-મૂત્ર ન કરવાં.

**બીજાઓ માટે સ્નાન :** જો કોઈ ઉદાર વ્યક્તિ માતા, પિતા, ગુરુ, ભાઈ મિત્ર આદિ માટે સ્નાન કરવા ઈચ્છે તો શાસ્ત્રોમાં તેની પણ વ્યવસ્થા જણાવાઈ છે. જેના માટે સ્નાન કરવામાં આવે છે, સ્નાનનો આઠમો ભાગ તેને મળે છે.[3] હયાત વ્યક્તિઓ માટે સ્નાનનો વિધિ જુદો છે અને મૃત વ્યક્તિઓ માટે જુદો. અહીં બંને વિધિઓ લખવામાં આવી છે.

**(ક) હયાત વ્યક્તિ માટે :** જીવિત વ્યક્તિના નામે આ પ્રમાણે (**અદ્ય... અમુક શર્મણઃ, (વર્મણઃ, ગુપ્તસ્ય, દાસસ્ય) કૃતે... સ્નાનં કરિષ્યામિ**) સંકલ્પ કરી સ્નાન કરો.

**(ખ) મૃત વ્યક્તિ માટે–** મૃત વ્યક્તિ માટે કુશમાં ગાંઠ મારી, એ કુશમાં તેનું ધ્યાન ધરી નીચે દર્શાવેલો શ્લોક ભણી કુશને નવડાવવો.

**કુશોઽસિ કુશપુત્રોઽસિ બ્રહ્મણા નિર્મિતઃ સ્વયમ્ ।**
**ત્વયિ સ્નાતે સ ચ સ્નાતો યસ્યેદં ગ્રન્થિબન્ધનમ્ ॥**

તત્પશ્ચાત્ ગ્રંથિનું વિસર્જન કરી નાખો.

---

૧. **અજ્ઞાનિ શક્તો વસ્ત્રેણ પાણિના ન ચ માર્જયેત્ ।**
**ધૌતામ્બરેણ વા પ્રોચ્છ્ય બિભૃયાચ્છુષ્કવાસસી ॥**
(દેવલ)

૨. **સ્નાનં કૃત્વાર્દ્રવસ્ત્રસ્તુ વિણ્મૂત્રં કુરુતે યદિ ।**
**પ્રાણાયામત્રયં કૃત્વા પુનઃ સ્નાનેન શુદ્ધ્યતિ ॥**
(જાબાલિ)

૩. **માતરં પિતરં વાપિ ભ્રાતરં સુહૃદં ગુરુમ્ ।**
**યમુદ્દિશ્ય નિમજ્જેત અષ્ટમાંશં લભેત સઃ ॥**
(અત્રિસ્મૃ. ૫૧)

***************************************************

## વસ્ત્રધારણ-વિધિ

ભીનાં વસ્ત્રો નદીના તટે નીચેથી ઉતારવાં જોઈએ, પણ ઘેર તો ઉપરથી[૧]જ. ઉતારેલાં વસ્ત્રોને ચોસર વાળી નીચોવો. તેને ડાબી બાજુ મૂકી. જળની બહાર આવી બે વાર આચમન કરો.[૨] નીચોવેલાં વસ્ત્રો ખભા પર રાખવાનો નિષેધ છે.[૩]

પૂર્વ દિશાએથી પ્રારંભ કરીને પશ્ચિમ બાજુ અથવા ઉત્તરથી દક્ષિણ બાજુ વસ્ત્ર પ્રસારવાં જોઈએ. આથી વિપરીત પ્રસારવાથી વસ્ત્ર અશુદ્ધ થઈ જાય છે અને તેને ફરી ધોવાં આવશ્યક છે.[૪] જળમાં સૂકાં વસ્ત્રોએ અને સ્થળમાં ભીનાં વસ્ત્રોએ પૂજાનો નિષેધ છે.[૫] વસ્ત્ર જળમાં ન નીચોવવાં.

ધોતિયું એ રીતે પહેરવું જોઈએ કે તેમાં ત્રણ કાછડી વાળી શકાય; એક કાછડી પાછળના ભાગે, બીજી નાભિ પાસે અને ત્રીજી તેની ડાબી

---

૧. **ઊર્ધ્વમુત્તારયેદ્ વસ્ત્રં ગૃહે નદ્યાં ત્વધસ્ત્યજેત્ ।** (બોધાયન)

૨. **વસ્ત્રં ચતુર્ગુણીકૃત્ય નિષ્પીડ્ય સદશં તથા ।**
**વામપ્રકોષ્ઠે નિક્ષિપ્ય સ્થલસ્થો દ્વિરાચમેત્ ॥** (જાબાલિ)

૩. **નિષ્પીડ્ય ધૌતવસ્ત્રં ચ યદિ સ્કન્ધે વિનિક્ષિપેત્ ।**
**તદાસુરં ભવેત્ કર્મ પુનઃ સ્નાનં વિશોધનમ્ ॥** (યમ)

૪. **પ્રાગગ્રમુદગગ્રં વા ધૌતં વસ્ત્રં પ્રસારયેત્ ।**
**પશ્ચિમાગ્રં દક્ષિણાગ્રં પુનઃ પ્રક્ષાલનાચ્છુચિ ॥** (શાતાતપ)

૫. **આર્દ્રવાસા જલે કુર્યાત્ તર્પણાચમનં જપમ્ ।**
**શુષ્કવાસાઃ સ્થલે કુર્યાત્ તર્પણાચમનં જપમ્ ॥** (હારીત)

**ધ્યાતવ્ય** – જો સૂકું વસ્ત્ર ઉપલબ્ધ ન થઈ શકે તો ભીનાં વસ્ત્રોને નીચોવી સાત વાર હવામાં ઝાટકવાથી તેનો ઉપયોગ સૂકાની જેમ કરી શકાય છે – **'સપ્તવારાહતં ચાર્દ્રં શુષ્કવત્ પ્રતિપાદયેત્ ।'** (સ્મૃતિરત્નાવલી)

૬. **અધૌતં... ધૌતં ચ પૂર્વેદ્યુર્ધૌતમેવ ચ ।**
**અપ્સુ યત્પીડિતં વસ્ત્રં તત્ ત્યાજ્યં સર્વથા બુધૈઃ ॥** (વિધાનપારિજાત)

*****************************************************

બાજુએ.[1] ઉપરણું (ચાદર કે ગમછો) અવશ્ય ઓઢી લેવું જોઈએ.[2]

## આસન

કુશ, કાંબળો, મૃગચર્મ, વ્યાઘ્રચર્મ અને રેશમનું આસન જપાદિ માટે વિહિત છે.[3] વાંસ, માટી, પથ્થર, તૃણ, પાંદડાં, છાણ, પલાશ, પીપળો અને જેમાં લોખંડની ખીલીઓ લગાડેલી હોય, એવા આસન ઉપર ન બેસવું.[4] પુત્રવાન ગૃહસ્થ તો મૃગચર્મ પર પણ ન બેસે.[5]

## શિખા-બંધન

સ્નાન, દાન, જપ, હોમ, સંધ્યા અને દેવાર્ચન-કર્મોમાં શિખા બાંધ્યા વિના કોઈ પણ કર્મ ન કરવું જોઈએ, કહેવાયું છે કે –

**સ્નાને દાને જપે હોમે સંધ્યાયાં દેવતાર્ચને ।**
**શિખાગ્રન્થિં વિના કર્મ ન કુર્યાદ્ વૈ કદાચન ॥**

શિખા બાંધવાનો મંત્ર આ પ્રમાણે છે :

**ચિદ્રૂપિણિ! મહામાયે! દિવ્યજેતઃ સમન્વિતે ।**
**તિષ્ઠ દેવિ! શિખામધ્યે તેજોવૃદ્ધિં કુરુષ્વ મે ॥**

---

૧. વામકુક્ષૌ ચ નાભૌ ચ પૃષ્ઠે ચૈવ યથાક્રમમ્ ।
ત્રિકચ્છેન સમાયુક્તો દ્વિજોઽસૌ મુનિરુચ્યતે ॥ (યાજ્ઞવલ્ક્ય)

૨. નિત્યમુત્તરં વાસઃ ધાર્યમ્ । (ધર્મપ્રશ્ન)

૩. કૌશેયં કમ્બલં ચૈવ અજિનં પટ્ટમેવ ચ ।
દારુજં તાલપત્રં વા આસનં પરિકલ્પયેત્ ॥

૪. વંશાસને તુ દારિદ્ર્યં પાષાણે વ્યાધિરેવ ચ ।
ધરણ્યાં તુ ભવેદ્ દુઃખં દૌર્ભાગ્યં છિદ્રદારુજે ।
તૃણે ધનયશોહાનિઃ પલ્લવે ચિત્તવિભ્રમઃ ॥ (વ્યાસ)
ગોશકૃન્મૃન્મયં ભિન્નં તથા પાલાશપિપ્પલમ્ ।
લોહબદ્ધં સદૈવાર્કં વર્જયેદાસનં બુધઃ ॥ (પ્રચેતા)

૫. મૃગચર્મ પ્રયત્નેન વર્જયેત્ પુત્રવાન્ ગૃહી । (સ્મૃત્યન્તર)

ઉપર્યુક્ત મંત્રથી અથવા ગાયત્રીમંત્રથી શિખા બાંધી લેવી જોઈએ. શિખા ન હોય તો તેના સ્થાને કુશા રાખવાનું વિધાન છે.

## યજ્ઞોપવીત ધારણ કરવાની આવશ્યકતા

ઉપનયન વખતે પિતા તથા આચાર્ય દ્વારા ત્રૈવર્ણિક બટુઓને જે યજ્ઞોપવીત ધારણ કરાવવામાં આવે છે. જે બ્રહ્મચર્ય, ગૃહસ્થ, વાનપ્રસ્થ– ત્રણેય આશ્રમોમાં યજ્ઞોપવીત અનિવાર્યપણે અખંડરૂપે ધારણ કરી રાખવાનો શાસ્ત્રોનો આદેશ છે. ધારણ કરેલી યજ્ઞોપવીત અવસ્થા-વિશેષરૂપે બદલીને નવીન યજ્ઞોપવીત ધારણ કરવી પડે છે.

**યજ્ઞોપવીત ક્યારે બદલવી?** – જો યજ્ઞોપવીત ખભા પરથી ખસીને ડાબા હાથની નીચે આવી જાય, પડી જાય[૧], કોઈ દોરો[૨] તૂટી જાય, શૌચ આદિ સમયે કાન પર ભરાવવાનું ભૂલી જવાય[૩] અને અસ્પૃશ્યનો સ્પર્શ થઈ જાય તો નવીન યજ્ઞોપવીત ધારણ કરવી જોઈએ.[૪] ગૃહસ્થ અને વાનપ્રસ્થ આશ્રમવાળાએ બે યજ્ઞોપવીત પહેરવી આવશ્યક છે.[૫] બ્રહ્મચારી એક જનોઈ પહેરી શકે છે.[૬] ચાદર અને ગમછા માટે એક બીજી યજ્ઞોપીવત ધારણ

---

૧. **વામહસ્તે વ્યતીતે તુ તત્ ત્યક્ત્વા ધારયેત્ નવમ્ ।**

૨. **પતિતં ત્રુટિતં વાપિ બ્રહ્મસૂત્રં યદા ભવેત્ ।**
**નૂતનં ધારયેદ્વિપ્રઃ સ્નાત્વા સંકલ્પપૂર્વકમ્ ॥**

૩. **મલમૂત્રે ત્યજેદ્ વિપ્રો વિસ્મૃત્યૈવોપવીતધૃક્ ।**
**ઉપવીતં તદુત્સૃજ્ય દધ્યાદન્યન્નવં તદા ॥**
(આચારેન્દુ, પૃ. ૨૪૫)

૪. **ચિતિકાષ્ઠં ચિતેર્ધૂમં ચણ્ડાલં ચ રજસ્વલામ્ ।**
**શવં ચ સૂતિકાં સ્પૃષ્ટ્વા સચૈલો જલમાવિશેત્ ॥**
**ત્યજેત્ વસ્ત્રં ચ સૂત્રં ચ... ॥**
(આચારેન્દુ, પૃ. ૨૪૫ માં આશ્વલાયન)

૫. **યજ્ઞોપવીતે દ્વે ધાર્યે શ્રૌતે સ્માર્તે ચ કર્મણિ ।**
**તૃતીયમુત્તરીયાર્થે વસ્ત્રાભાવે તદિષ્યતે ॥** (વિશ્વામિત્ર)

૬. **ઉપવીતં વટોરેકં દ્વે તથેતરયો સ્મૃતે ।** (દેવલ)

**************************************************

કરવી. ચાર માસ વીત્યા બાદ નવી યજ્ઞોપવીત પહેરી લેવી.[1] આ રીતે ઉપાકર્મમાં, જન્મના અને મરણના સૂતક બાદ, શ્રાદ્ધમાં, યજ્ઞ આદિમાં, ચન્દ્રગ્રહણ અને સૂર્યગ્રહણ બાદ પણ નવીન યજ્ઞોપવીત ધારણ કરવી જરૂરી છે.[2] યજ્ઞોપીવત કમર સુધી રહેવી જોઈએ.[3]

જેમ પથરા જ ભગવાન બનતા નથી, પ્રત્યુત મંત્રોથી ભગવાનને એમાં પ્રતિષ્ઠિત કરવામાં આવે છે, તેવી જ રીતે યજ્ઞોપવીત ફક્ત દોરો જ નથી ગણાતો. પ્રત્યુત નિર્માણ વખતથી જ યજ્ઞોપવીતમાં સંસ્કારોનું સ્થાપન થવા માંડે છે. બન્યા પછી તેની ગ્રંથિઓમાં અને નવા તંતુઓમાં ઓમકાર, અગ્નિ આદિ ભિન્ન-ભિન્ન દેવોનાં આવાહ્ન આદિ કર્મો થાય છે.[4] લોકો સુવિધા માટે વર્ષમાં એક વાર શ્રાવણી(બળેવ)ના દિવસે યજ્ઞોપવીતને અભિમંત્રિત કરી રાખે છે અને જરૂર પડે ધારણવિધિ કરી એ પહેરી લે છે. જો શ્રાવણીએ અભિમંત્રિત કરેલ યજ્ઞોપવીત ન હોય તો નીચે દર્શાવેલ વિધિથી તેને સંસ્કૃત કરી લેવી.[5]

## યજ્ઞોપવીત-સંસ્કાર અને ધારણનો વિધિ

**યજ્ઞોપવીતમાં દેવતાઓના આવાહનનો વિધિ :** યજ્ઞોપવીતને ખાખરા આદિનાં પાંદડાં પર મૂકી, જળથી પ્રક્ષાલિત કરો. ત્યારબાદ એક એક મંત્ર ભણીને ચોખા અથવા એક એક ફૂલને યજ્ઞોપવીત પર ચઢાવતા જવું—

---

૧. **ધારણાદ્ બ્રહ્મસૂત્રસ્ય ગતે માસચતુષ્ટયે ।**
**ત્યક્ત્વા તાન્યપિ જીર્ણાનિ નવાન્યન્યાનિ ધારયેત્ ॥**
(ગોભિલ આચારભૂષણ, પૃ. ૫૫)

૨. **ઉપાકર્મણિ ચોત્સર્ગે સૂતકદ્વિતયે તથા ।**
**શ્રાદ્ધકર્મણિ યજ્ઞાદૌ શશિસૂર્યગ્રહેડપિ ચ ॥**
**નવયજ્ઞોપવીતાનિ ધૃત્વા જીર્ણાનિ ચ ત્યજેત્ ॥** (જ્યોતિષાર્ણવ)

૩. **આકટેસ્તત્પ્રમાણં સ્યાત્ ।**

૪. **ઓંકારાગ્ની તથા સર્પાન્ સોમપિતૃપ્રજાપતીન્ ।**
**વાયું સૂર્યં ચ વિશ્વાંશ્ચ દેવાન્ નવસુ તન્તુષુ ॥**

૫. જો શ્રાવણી પૂજનમાં યજ્ઞોપવીતને અભિમંત્રિત કરવામાં આવી હોય તો પુનઃ સંસ્કારની જરૂરિયાત નથી. કેવળ ધારણ-વિધિથી ધારણ કરી લેવી જોઈએ.

*****************************************************

**પ્રથમતન્તૌ ૐ ઓંકારમાવાહયામિ । દ્વિતીયતન્તૌ ૐ અગ્નિમાવાહયામિ । તૃતીયતન્તૌ ૐ સર્પાનાવાહયામિ । ચતુર્થતન્તૌ ૐ સોમમાવાહ્યામિ । પઞ્ચમતન્તૌ ૐ પિતૃનાવાહયામિ । ષષ્ઠતન્તૌ ૐ પ્રજાપતિમાવાહયામિ । સપ્તમતન્તૌ ૐ અનિલમાવાહયામિ । અષ્ટમતન્તૌ ૐ સૂર્યમાવાહયામિ । નવમતન્તૌ ૐ વિશ્વાન્ દેવાનાવાહયામિ । પ્રથમગ્રન્થૌ ૐ બ્રહ્મણે નમઃ, બ્રહ્માણમાવાહયામિ । દ્વિતીયગ્રન્થૌ ૐ વિષ્ણવે નમઃ, વિષ્ણુમાવાહયામિ । તૃતીયગ્રન્થૌ ૐ રુદ્રાય નમઃ, રુદ્રમાવાહયામિ ।**

ત્યારબાદ **'પ્રણવાદ્યાવાહિતદેવતાભ્યો નમઃ'** – આ મંત્રથી **'યથાસ્થાનં ન્યસામિ'** કહીને તે તે તંતુઓમાં ન્યાસ કરીને ચંદન આદિથી પૂજા કરવી. પછી જનોઈને દસ વાર ગાયત્રીથી અભિમંત્રિત કરો.

**યજ્ઞોપવીત-ધારણ-વિધિ**–ત્યારબાદ નૂતન યજ્ઞોપવીત ધારણનો સંકલ્પ કરીને નિમ્નલિખિત વિનિયોગ ભણીને જળ મૂકવું. પછી મંત્ર ભણીને એક જનોઈ પહેરો, ત્યારબાદ આચમન કરો. પછી બીજી યજ્ઞોપવીત ધારણ કરો. યજ્ઞોપવીત એક એક કરીને પહેરવી જોઈએ[1]

**વિનિયોગ–ૐ યજ્ઞોપવીતમિતિ મન્ત્રસ્ય પરમેષ્ઠી ઋષિઃ, લિઙ્ગોક્તા દેવતાઃ, ત્રિષ્ટુપ્ છન્દઃ, યજ્ઞોપવીતધારણે વિનિયોગઃ ।**

નીચે દર્શાવેલ મંત્રથી જનોઈ પહેરવી–

**ૐ યજ્ઞોપવીતં પરમં પવિત્ર પ્રજાપતેર્યત્ સહજં પુરસ્તાત્ ।**
**આયુષ્યમગ્ર્યં પ્રતિમુઞ્ચ શુભ્રં યજ્ઞોપવીતં બલમસ્તુ તેજઃ ॥**
**ૐ યજ્ઞોપવીતમસિ યજ્ઞસ્ય ત્વા યજ્ઞોપવીતેનોપનહ્યામિ ।**

**જીર્ણ યજ્ઞોપવીતનો ત્યાગ :** ત્યારબાદ નિમ્નલિખિત મંત્ર ભણીને[2] જૂની જનોઈને કંઠી જેવી બનાવી માથાથી પીઠ બાજુએ કાઢીને તેને જળમાં વહેવડાવી દો.

---

૧. **યજ્ઞોપવીતમેકૈકં પ્રતિમન્ત્રેણ ધારયેત્ ।**
**આચમ્ય પ્રતિસંકલ્પં ધારયેન્મનુરબ્રવીત્ ॥**
(પરાશર, આચારભૂષણ, પૃ. ૫૪)

૨. **મન્ત્રેણ ધારણં કાર્યં મન્ત્રેણ ચ વિસર્જનમ્ ।**
**કર્તવ્યં ચ સદા સદ્ભિર્નાત્ર કાર્યા વિચારણા ॥** (મનુ.)

*******************************************

**એતાવદ્દિનપર્યન્તં બ્રહ્મ ત્વં ધારિતં મયા ।**
**જીર્ણત્વાત્ ત્વત્પરિત્યાગો ગચ્છ સૂત્ર યથાસુખમ્ ॥**

તત્પશ્ચાત્ યથાશક્તિ ગાયત્રીમંત્રનો જપ કરો અને આગળનું વાક્ય બોલી ભગવાનને અર્પિત કરી દો - ૐ **તત્સત્ શ્રી બ્રહ્માર્પણમસ્તુ** । પછી હાથ જોડીને ભગવાનનું સ્મરણ કરો.

## તિલક-ધારણ-પ્રકાર

ગંગા, મૃત્તિકા કે ગોપીચંદનથી ઊર્ધ્વપુણ્ડ્ર, ભસ્મથી ત્રિપુણ્ડ્ર અને શ્રીખંડચંદનથી બંને પ્રકારનું તિલક કરી શકાય છે. પરંતુ ઉત્સવની રાત્રિએ સર્વાંગે ચંદન લગાવવું જોઈએ.[૧]

**ભસ્માદિ-તિલક-વિધિ**—તિલક વિના સત્કર્મ સફળ થઈ શકતાં નથી.[૨] તિલક બેસીને કરવું જોઈએ. પોતપોતાના આચાર અનુસાર માટી, ચંદન અને ભસ્મ વગેરેમાંથી કોઈ પણ દ્વારા તિલક કરવું જોઈએ.[૩] પણ ભગવાન પર ચઢાવેલા ચંદનમાંથી વધેલા ચંદનમાંથી જ તિલક કરવું જોઈએ. પોતાના માટે ન ઘસવું. અંગૂઠાથી નીચેથી ઉપર તરફ ઊર્ધ્વપુણ્ડ્ર કર્યા બાદ ત્રિપુણ્ડ્ર કરવું જોઈએ.[૪] બપોર પહેલા જળ મેળવીને ભસ્મ લગાડવી જોઈએ. બપોર

---

૧. **ઊર્ધ્વપુણ્ડ્રં મૃદા કુર્યાદ્ ભસ્મના તુ ત્રિપુણ્ડ્રકમ્ ।**
**ઉભયં ચન્દનેનૈવ અભ્યઙ્ગોત્સવરાત્રિષુ ॥**

૨. **લલાટે તિલકં કૃત્વા સંધ્યાકર્મ સમાચરેત્ ।**
**અકૃત્વા ભાલતિલકં તસ્ય કર્મ નિરર્થકમ્ ॥**
(પ્રયોગપારિજાત)

૩. (ક) **મૃત્તિકા ચન્દનં ચૈવ ભસ્મ તોયં ચતુર્થકમ્ ।**
**એભિર્દ્રવ્યૈર્યથાકાલમૂર્ધ્વપુણ્ડ્રં સમાચરેત્ ॥**
(બ્રહ્માણ્ડપુરાણ)

(ખ) અહીં કેવળ ભસ્મ-ધારણ-વિધિ આપવામાં આવ્યો છે, અન્ય લોકોએ પણ પોતપોતાના સંપ્રદાય અને આચાર મુજબ તિલક ધારણ કરવું જોઈએ.

૪. **સત્યં શૌચં જપો હોમસ્તીર્થં દેવાદિપૂજનમ્ ।**
**તસ્ય વ્યર્થમિદં સર્વં યસ્ત્રિપુણ્ડ્રં ન ધારયેત્ ॥**
(ભવિષ્યપુરાણ)

***********************************************************

પછી જળ ન ભેળવવું.[1] મધ્યાહ્ન વેળાએ ચંદન ભેળવીને અને સાંજે કોરી જ ભસ્મ લગાડવી જોઈએ.[2] જળથી પણ તિલક કરવામાં આવે છે.

અંગૂઠાથી ઊર્ધ્વપુણ્ડ્ર કર્યા બાદ મધ્યમા અને અનામિકાથી ડાબી બાજુએથી પ્રારંભ કરી જમણી બાજુ ભસ્મ લગાડવી. ત્યારબાદ અંગૂઠાથી જમણી બાજુએથી પ્રારંભ કરીને ડાબી બાજુએ લગાડો.[3] આ પ્રમાણે ત્રણ રેખાઓ ખેંચવામાં આવે છે. ત્રણે આંગળીઓના મધ્યનું સ્થાન ખાલી રાખો.[4] નેત્ર રેખાઓની સીમા છે, અર્થાત્ ડાબા નેત્રથી જમણા નેત્ર સુધી જ ભસ્મની રેખાઓ થાય. આનાથી અધિક લાંબી અને નાની થવી પણ નુકસાનકારી છે. આ પ્રકારની રેખાઓની લંબાઈ છ આંગળ હોય છે. આ વિધિ બ્રાહ્મણો માટે છે.[5] ક્ષત્રિયોએ ચાર આંગળ, વૈશ્યોએ બે આંગળ અને શૂદ્રોએ એક જ આંગળ લગાવવી જોઈએ.

***(ક) ભસ્મનું અભિમંત્રણ :*** ભસ્મ લગાડ્યા પહેલા ભસ્મ અભિમંત્રિત કરી લેવી જોઈએ. ભસ્મને ડાબી હથેળીમાં રાખી જળાદિ મેળવીને નિમ્નલિખિત મંત્ર ભણવો–

**ૐ અગ્નિરિતિ ભસ્મ । ૐ વાયુરિતિ ભસ્મ । ૐ જલમિતિ ભસ્મ । ૐ સ્થલમિતિ ભસ્મ । ૐ વ્યોમેતિ ભસ્મ । ૐ સર્વં હ વા ઈદં ભસ્મ । ૐ મન એતાનિ ચક્ષૂંષિ ભસ્માનીતિ ।**

---

૧. **મધ્યાહ્નાત્ પ્રાક્ જલાક્તં તુ પરતો જલવર્જિતમ્ ।**
**તર્જન્યનામિકાઙ્ગુષ્ઠૈસ્ત્રિપુણ્ડ્રં તુ સમાચરેત્ ॥**
(દેવીભાગવત)

૨. **પ્રાતઃ સસલિલં ભસ્મ મધ્યાહ્ને ગન્ધમિશ્રિતમ્ ।**
**સાયાહ્ને નિર્જલં ભસ્મ એવં ભસ્મ વિલેપયેત્ ॥**

૩. **મધ્યમાનામિકાઙ્ગુષ્ઠૈરનુલોમવિલોમતઃ ।** (દે.ભા. ૧૧/૯/૪૩)
**અતિસ્વલ્પમનાયુષ્યમતિદીર્ઘં તપઃક્ષયમ્ ॥** (દેવીભાગવત)

૪. **નિરન્તરાલં યઃ કુર્યાત્ ત્રિપુણ્ડ્રં સ નરાધમઃ ।** (પદ્મપુરાણ)

૫. **નેત્રયુગ્મપ્રમાણેન ભાલે દીપ્તં ત્રિપુણ્ડ્રકમ્ ।** (દે.ભા. ૧૧/૧૫/૨૩)

(ખ) ભસ્મ લગાડવાનો મંત્ર : ત્યારબાદ 'ૐ નમઃ શિવાય[1]' મંત્ર બોલતાં બોલતાં લલાટ, ગ્રીવા, ભુજાઓ અને હૃદયે ભસ્મ લગાડો અથવા નિમ્નલિખિત જુદા જુદા મંત્રો બોલતાં બોલતાં જુદાં જુદાં સ્થાનોએ ભસ્મ લગાડો–

**ૐ ત્ર્યાયુષં જમદગ્નેરિતિ લલાટે। ૐ કશ્યપસ્ય ત્ર્યાયુષમિતિ ગ્રીવાયામ્। ૐ યદ્દેવેષુ ત્ર્યાયુષમિતિ ભુજાયામ્। ૐ તન્નો અસ્તુ ત્ર્યાયુષમિતિ હૃદયે।**

## પવિત્રીધારણ

સ્નાન, સંધ્યોપાસન, પૂજન, જપ, હોમ, વેદાધ્યયન અને પિતૃકર્મમાં પવિત્રી ધારણ કરવી જરૂરી છે. એ દર્ભમાંથી બનાવવામાં આવે છે. સોનાની વીંટી પણ પવિત્રીરૂપે કામમાં આવે છે. તેની મહત્તા કુશની પવિત્રીથીય અધિક છે.[3] પવિત્રી પહેરીને આચમન કરવાથી 'કુશ' એઠું થતું નથી.[4] માટે આચમન પછી તેનો ત્યાગ પણ થતો નથી. હા, પવિત્રી પહેરીને જો ભોજન કરવામાં આવે તો તે એઠી થઈ જાય છે અને એનો ત્યાગ અપેક્ષિત છે.[5] બે કુશો દ્વારા બનાવેલી પવિત્રી જમણા હાથની અનામિકાના

---

૧. **ત્ર્યમ્બકેન ચ મન્ત્રેણ સતારેણ શિવેન વા।**
**પઞ્ચાક્ષરેણ મન્ત્રેણ પ્રણવેન યુતેન ચ॥**
(ક્રિયાસાર)

૨. **સ્નાને હોમે જપે દાને સ્વાધ્યાયે પિતૃકર્મણિ।**
**કરૌ સદર્ભૌ કુર્વીત તથા સંધ્યાભિવાદને॥**
(સ્મૃત્યન્તર)

૩. **અન્યાન્યપિ પવિત્રાણિ કુશદૂર્વાત્મકાનિ ચ।**
**હેમાત્મકપવિત્રસ્ય કલાં નાર્હન્તિ ષોડશીમ્॥**
(હેમાદ્રિ)

સોનાની વીંટીની માત્રા પહેરનારાની ઈચ્છા પર નિર્ભર છે – **'યથેષ્ટેન સુવર્ણેન કારયેદઙ્ગુલીયકમ્।'** (શાન્તિકમલાકર)

૪-૫. **સપવિત્રેણ હસ્તેન કુર્યાદાચમનક્રિયામ્।**
**નોચ્છિષ્ટં તત્ પવિત્રં તુ ભુક્તોચ્છિષ્ટં તુ વર્જયેત્॥**
(માર્કણ્ડેય)

************************************************

મૂળ ભાગમાં તથા ત્રણ કુશોથી બનાવવામાં આવેલી પવિત્રી ડાબી અનામિકાના મૂળમાં **'ॐ ભૂર્ભુવઃ સ્વઃ[1]'** મંત્ર ભણીને ધારણ કરો. બંને પવિત્રીઓ દેવકર્મ, ઋષિકર્મ તથા પિતૃકર્મમાં ઉપયોગી છે.[2]

આ બંને પવિત્રીઓને પ્રતિદિન બદલવાની જરૂરિયાત નથી. સ્નાન, સંધ્યોપાસનાદિ બાદ જો એ પવિત્ર સ્થાને મૂકી દેવાય તો અન્ય કાર્યોમાં વારંવાર ધારણ કરી શકાય છે.[3] એંઠી થાય અથવા શ્રાદ્ધ કરવામાં આવે ત્યારે તેનો ત્યાગ કરવો જોઈએ. તે વખતે એની ગાંઠો ખોલવી આવશ્યક બની જાય છે.[4] યજ્ઞોપવીતની જેમ તેને પણ શુદ્ધ સ્થાને મૂકવી જોઈએ. જળમાં મૂકી દેવી કે શુદ્ધ ભૂમિને ખોદીને 'ॐ' કહીને માટીથી દબાવી દો.[5]

પવિત્રી સિવાયના અન્ય કુશો જેનો કોઈ પણ કર્મમાં ઉપયોગ થઈ ચૂક્યો છે, તેનો અન્ય કર્મોમાં પ્રયોગ નિષિદ્ધ છે. માટે પ્રતિદિન નવા નવા કુશ ઉખાડીને

---

૧. **મન્ત્રં વિના ધૃતં યત્ તત્ પવિત્રમફલં ભવેત્ ।**
**તસ્માત્ પવિત્રે મન્ત્રાભ્યાં ધારયેદભિમન્ત્ર્ય ચ ॥**
**'પવિત્રં તે તુ'... ઈત્યાદિ મન્ત્રદ્વિતયમસ્ય તુ ।**
**પ્રણવસ્ત્વસ્ય મન્ત્રઃ સ્યાત્ સમસ્તવ્યાહૃતિસ્તુ વા ॥**
(બ્રહ્મપુરાણ)

૨. **સમૂલાગ્રૌ વિગર્ભૌ તુ કુશૌ દ્વૌ દક્ષિણે કરે ।**
**સવ્યે ચૈવ તથા ત્રીન્ વૈ બિભૃયાત્ સર્વકર્મસુ ॥**
(છાન્દોગ્યપરિશિષ્ટ)

૩. **કર્માન્તે પુનરાદાય પવિત્રદ્વિતયં દ્વિજઃ ।**
**શુચૌ દેશે વિનિક્ષિપ્ય દદ્યાદેતત્ પુનઃ પુનઃ ॥**

૪. **યદ્યુચ્છિષ્ટમપહતં પવિત્રં વિહિતં ભવેત્ ।**
**તદૈવ ગ્રન્થિમુત્સૃજ્ય ત્યજેદિતરધા નહિ ॥**
(ભારદ્વાજ)

૫. **તસ્મિન્ ક્ષીણે ક્ષિપેત્ તોયે વહ્નૌ વા યજ્ઞસૂત્રવત્ ।**
**ભૂમિં ખાત્વા તથા શુદ્ધાં મૃદ્ભિસ્તારેણ પૂરયેત્ ॥**
(આશ્વલાયન)

************************************************************

એનો ઉપયોગ કરો.[1] જો આવું શક્ય ન હોય તો અમાસે કુશોત્પાટન કરવું. અમાસે ઉખાડેલ કુશ એક માસ સુધી ચાલી શકે છે.[2] જો ભાદરવાની અમાસે કુશ ઉખાડી લેવામાં આવે તો તે એક વર્ષ સુધી ચાલે છે.

**(ક) કુશોત્પાટન-વિધિ :** સ્નાન પછી ધોળાં વસ્ત્ર પહેરીને પ્રાતઃકાળે કુશ ઉખાડવી જોઈએ. ઉખાડતી વખતે મોં ઉત્તર સામે કે પૂર્વની સામે રહે. પહેલા 'ૐ' કહીને કુશનો સ્પર્શ કરવો અને પછી નિમ્નલિખિત મંત્ર ભણીને પ્રાર્થના કરો –

**વિરઞ્ચિના સહોત્પન્ન પરમેષ્ઠિનિસર્જન ।**
**નુદ સર્વાણિ પાપાનિ દર્ભ ! સ્વસ્તિકરો ભવ ॥**

કુશને એક જ ઝાટકે ઉખાડવું પડે છે. એટલે પહેલા કોશ કે ખુરપી આદિથી મૂળિયાં ઢીલાં કરી નાખો, પછી પિતૃતીર્થ (ચિત્ર પૃ. સંખ્યા ૪૪)થી 'હું' ફટ્ કહીને ઉખાડી લો.[3]

**(ખ) ગ્રહણ કરવા યોગ્ય કુશ :** જેનો અગ્રભાગ કપાયેલો ન હોય, જે બળેલો ન હોય, જે માર્ગમાં કે ગંદી જગ્યાએ ન હોય અને જે ગર્ભિત ન હોય, તે કુશ ગ્રહણ કરવા યોગ્ય છે.

## હાથમાં તીર્થ

શાસ્ત્રમાં બંનેય હાથમાં પણ કેટલાક દેવાદિતીર્થોનાં સ્થાન બતાવવામાં આવ્યાં છે. ચારે આંગળીઓના અગ્રભાગમાં દેવતીર્થ,

---

૧. **અહન્યહનિ કર્માર્થં કુશચ્છેદઃ પ્રશસ્યતે ।** (આહ્નિક)
**કુશા ધૃતા યે પૂર્વત્ર યોગ્યાઃ સ્યુર્નેતરત્ર તે ।** (અંગિરા)

૨. **માસિ માસ્યાહૃતા દર્ભાસ્તત્તન્માસ્યેવ ચાદતાઃ ।** (સ્મૃત્યન્તર)

૩. **(ક) હુઁ ફટ્કારેણ મન્ત્રેણ સકૃચ્છિત્ત્વા સમુદ્ધરેત્ ।** (સ્મૃત્યર્થસાર)
**(ખ) પૂર્વં તુ શિથિલીકૃત્ય ખનિત્રેણ વિચક્ષણઃ ।**
**આદદ્યાત્ પિતૃતીર્થેન હુઁ ફટ્ હુઁ ફટ્ સકૃત્ સકૃત્ ॥**

**************************************************

તર્જની આંગળીના મૂળભાગમાં 'પિતૃતીર્થ', કનિષ્ઠિકાના મૂળભાગમાં

પ્રજાપતિતીર્થ અને અંગૂઠાના મૂળભાગમાં 'બ્રહ્મતીર્થ' માનવામાં આવે છે. આ રીતે જમણા હાથની વચ્ચે 'અગ્નિતીર્થ', અને ડાબા હાથ વચ્ચે 'સોમતીર્થ' તેમજ આંગળીઓના બધા જ વેઢાઓ અને સંધિઓમાં 'ઋષિતીર્થ' છે. દેવતાઓને તર્પણમાં જલાંજલિ 'દેવતીર્થ'થી, ઋષિઓને પ્રજાપતિ (કાય) તીર્થથી અને પિતૃઓને 'પિતૃતીર્થ'થી આપવાનું વિધાન છે.[૧]

## જપ-વિધિ

જપ ત્રણ પ્રકારના થાય છે – વાચિક, ઉપાંશુ અને માનસિક. વાચિક જપ ધીરે ધીરે બોલીને થાય છે. ઉપાંશુ જપ એ રીતે કરવામાં આવે છે, જે બીજા સાંભળી ન શકે. માનસિક જપમાં જીભ અને હોઠ હાલતાં નથી. ત્રણેય જપોમાં પહેલાની અપેક્ષાએ બીજા અને બીજાની અપેક્ષાએ ત્રીજો પ્રકાર શ્રેષ્ઠ છે.[૨]

---

૧. **પૈત્ર્યં મૂલે પ્રદેશિન્યાઃ કનિષ્ઠાયાઃ પ્રજાપતેઃ ।
બ્રાહ્મ્યમઙ્ગુષ્ઠમૂલસ્થેં તીર્થં દૈવં કરાગ્રતઃ ॥
સવ્યપાણિતલે વહ્નેસ્તીર્થં સોમસ્ય વામતઃ ।
ઋષીણાં તુ સમગ્રેષુ અઙ્ગુલીપર્વસન્ધિષુ ॥**
(અગ્નિ પુ. ૭૨/૩૨-૩૩)

૨. **વાચિકશ્ચ ઉપાંશુશ્ચ માનસસ્ત્રિવિધઃ સ્મૃતઃ ।
ત્રયાણાં જપયજ્ઞાનાં શ્રેયાન્ સ્યાદુત્તરોત્તરમ્ ॥**
(નૃસિંહપુરાણ)

પ્રાતઃકાળે બંને હાથો ઉત્તાન કરી, સાયંકાળે નીચેની બાજુ કરી અને મધ્યાહ્નનમાં સીધા રાખીને જપ કરવા જોઈએ.[૧] પ્રાતઃકાળે હાથને નાભિ પાસે, મધ્યાહ્નનમાં હૃદય સમીપે અને સાયંકાળે મુખના સમાંતરે રાખો.[૨] જપની ગણના ચંદન, અક્ષત, પુષ્પ, ધાન્ય, હાથના વેઢા અને માટીથી ન કરો.[૩] જપની ગણના માટે લાખ, કુશ, સિંદૂર અને સૂકા છાણને મેળવીને ગોળીઓ બનાવી લેવી. જપ કરતી વખતે જમણા હાથને ગોમુખીમાં રાખો અથવા કપડાથી ઢાંકી રાખવો જરૂરી છે,[૪] પણ કપડું ભીનું ન હોય.[૫] જો સૂકું વસ્ત્ર ન મળી શકે તો સાત વખત તેને હવામાં ઝાટકી લેવાથી[૬] તે સૂકા જેવું જ ગણવામાં આવે છે. જપને માટે માળા અનામિકા આંગળી પર રાખીને અંગૂઠાથી સ્પર્શ કરી મધ્યમા આંગળીથી ફેરવવી જોઈએ. સુમેરુનું ઉલ્લંઘન ન કરવું.[૭] તર્જની ન અડાડવી. સુમેરુની પાસેથી માળાને ફેરવીને બીજી વાર જપવી. જપતી વખતે હલવું, ડોલવું,

---

૧. કૃત્વોત્તાનૌ કરૌ પ્રાતઃ સાયં ચાધોમુખૌ તતઃ ।
મધ્યે સમ્મુખહસ્તાભ્યાં જપ એવમુદાહૃતઃ ॥
(શૌનક, દે.ભા. ૧૧/૧૯/૧૮)

૨. હસ્તૌ નાભિસમૌ કૃત્વા પ્રાતઃ સંધ્યાજપં ચરેત્ ।
હૃત્સમૌ તુ કરૌ મધ્યે સાયં મુખસમૌ કરૌ ॥
(સ્મૃત્યન્તર)

૩. નાક્ષતૈર્હસ્તપર્વૈર્વા ન ધાન્યૈર્ન ચ પુષ્પકૈઃ ।
ન ચન્દનૈર્મૃત્તિકયા જપસંખ્યાં તુ કારયેત્ ॥
(યામલ)

૪. વસ્ત્રેણાચ્છાદ્ય તુ કરં દક્ષિણં યઃ સદા જપેત્ ।
તસ્ય તત્ સફલં જપ્યં તદ્ધીનમફલં સ્મૃતમ્ ॥
(વૃદ્ધમનુ)

૫. આચ્છાદ્યાર્દ્રેણ વસ્ત્રેણ કરં યસ્તુ જપેદ્ યદિ ।
નિષ્ફલઃ સ્યાજ્જપસ્તસ્ય દેવતા ન પ્રસીદતિ ॥
(સ્મૃત્યન્તર)

૬. તદપિ પૂર્વપરિધાનીયવત્ સપ્તવારમવધૂનિતં ચેન્ન દોષાવહમ્ । (આચારભૂષણ)

૭. મેરૌ તુ લઙ્ઘિતે દેવિ ન મન્ત્રફલભાગ્ભવેત્ ।

**************************************************

બોલવું નિષિદ્ધ છે. જો જપ કરતી વખતે બોલવામાં આવે તો ભગવાનનું સ્મરણ કરીને ફરીથી જપ કરવા જોઈએ.

જો માળા પડી જાય તો એકસો આઠ વાર જપ કરવા. જો માળા પગ પર પડી જાય તો તે ધોઈને બમણા જપ કરવા.[1]

**(ક) સ્થાન ભેદથી જપની શ્રેષ્ઠતાનું તારતમ્ય :** ઘરમાં જપ કરવાથી એક ગણું, ગૌશાળામાં સો ગણું, પુણ્યમય વન કે વાટિકા તથા તીર્થમાં હજાર ગણું, પર્વત પર દસ હજાર ગણું, નદીતટે લાખ ગણું, દેવાલયમાં કરોડ ગણું તથા શિવલિંગ સમીપે અનંતગણું પુણ્ય પ્રાપ્ત થાય છે.

**ગૃહે ચૈકગુણઃ પ્રોક્તઃ ગોષ્ઠે શતગુણઃ સ્મૃતઃ ।**
**પુણ્યારણ્યે તથા તીર્થે સહસ્રગુણમુચ્યતે ॥**
**અયુતઃ પર્વતે પુણ્યં નદ્યાં લક્ષગુણો જપઃ ।**
**કોટિર્દેવાલયે પ્રાપ્તે અનન્તં શિવસંનિધૌ ॥**

**(ખ) માળા-વંદના :** નિમ્નલિખિત મંત્રથી માળાની વંદના કરો–

**ૐ માં માલે મહામાયે સર્વશક્તિસ્વરૂપિણી ।**
**ચતુર્વર્ગસ્ત્વયિ ન્યસ્તસ્તસ્માન્મે સિદ્ધિદા ભવ ॥**
**ૐ અવિઘ્નં કુરુ માલે ત્વં ગૃહ્ણામિ દક્ષિણે કરે ।**
**જપકાલે ચ સિદ્ધ્યર્થં પ્રસીદ મમ સિદ્ધયે ॥**

## દેવમંત્રની કરમાળા

**અઙ્ગુલ્યગ્રે ચ યજ્જપ્તં યજ્જપ્તં મેરુલઙ્ઘનાત્ ।**
**પર્વસન્ધિષુ યજ્જપ્તં તત્સર્વં નિષ્ફલં ભવેત્ ॥**

આંગળીઓના અગ્રભાગે તથા પર્વની રેખાઓ ઉપર અને સુમેરુનું ઉલંઘન કરીને કરેલા જપ નિષ્ફળ થાય છે.

**યસ્મિન્ સ્થાને જપં કુર્યાદ્ધરેચ્છક્રો ન તત્ફલમ્ ।**
**તન્મૃદા લક્ષ્મ કુર્વીત લલાટે તિલકાકૃતિમ્ ॥**

---

૧. **પ્રમાદાત્ પતિતે સૂત્રે જપેદષ્ટોત્તરં શતમ્ ।**
**પાદયોઃ પતિતે તસ્મિન્ પ્રક્ષાલ્ય દ્વિગુણં જપેત્ ॥**
(નૃસિંહપરિચર્યા)

જે સ્થાને જપ કરવામાં આવે, તે સ્થાનની મૃત્તિકા જપ પછી મસ્તકે લગાડો અન્યથા એ જપનું ફળ ઈન્દ્ર લઈ લે છે.

આકૃતિ : ૧

આકૃતિ : ૨

(શક્તિ-મંત્રની કરમાળા સંધ્યાના પ્રકરણમાં જુઓ.)

ઉપરની આકૃતિ ૧ મુજબ અંક ૧ થી આરંભ કરીને ૧૦ અંક સુધી અંગૂઠાથી જપ કરવાથી એક કરમાળા ગણાય છે. એ જ પ્રમાણે દસ કરમાળાના જપ કરીને આકૃતિ ૨ મુજબ ૧ અંકથી આરંભ કરીને ૮ અંક સુધી જપ કરવાથી ૧૦૮ સંખ્યાની માળા થાય છે.

અનામિકાના મધ્ય વેઢાથી શરૂ કરી ક્રમશઃ પાંચે આંગળીઓના દસે વેઢાઓ પર (અંગૂઠો ફેરવો) અને મધ્યમા આંગળીના મૂળમાં જે બે વેઢાઓ છે, તેમને મેરુ માનીને તેમનું ઉલંઘન ન કરવું. ગાયત્રી કલ્પ મુજબ આ કરમાળા છે, જેનું વર્ણન ઉપર્યુક્ત ચિત્રમાં પણ કરવામાં આવ્યું છે.

આરભ્યાનામિકામધ્યં પર્વાણ્યુક્તાન્યનુક્રમાત્ ।
તર્જનીમૂલપર્યન્તં જપેદ્ દશસુ પર્વસુ ॥
મધ્યમાઙ્ગુલિમૂલે તુ યત્પર્વ દ્વિતયં ભવેત્ ।
તદ્ વૈ મેરું વિજાનીયાજ્જપે તં નાતિલઙ્ઘયેત્ ॥

~~■~~

# સંધ્યા-પ્રકરણ

**સંધ્યાનો સમય**–સૂર્યોદય પૂર્વે જ્યારે આકાશમાં તારા હોય, તે સમયની સંધ્યા ઉત્તમ ગણાય છે. તારાઓના આથમ્યાથી સૂર્યોદય સુધી મધ્યમ અને સૂર્યોદય પછીની સંધ્યા અધમ ગણાય છે.[1]

સાયંકાળની સંધ્યા સૂર્યની હાજરીમાં જ કરી લેવામાં આવે તો ઉત્તમ, સૂર્યાસ્ત પછી અને તારા ઊગ્યા પૂર્વે મધ્યમ અને તારા ઊગ્યા બાદ અધમ ગણાય છે.[2]

## સંધ્યાની આવશ્યકતા

નિયમપૂર્વક જે લોકો પ્રતિદિન સંધ્યા કરે છે, તેઓ પાપરહિત થઈને સનાતન બ્રહ્મલોકને પ્રાપ્ત થાય છે–

**સંધ્યામુપાસતે યે તુ સતતં સંશિતવ્રતાઃ ।**
**વિધૂતપાપાસ્તે યાન્તિ બ્રહ્મલોકં સનાતનમ્ ॥**

(અત્રિ)

આ પૃથ્વી પર જેટલા પણ સ્વકર્મરહિત દ્વિજ (બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય) છે, તેમને પવિત્ર કરવા માટે બ્રહ્માએ સંધ્યાની ઉત્પત્તિ કરી છે. રાત્રિ કે દિવસે જે પણ અજ્ઞાનવશ વિકર્મ થઈ જાય, તો ત્રિકાળ-સંધ્યા કરવાથી નષ્ટ થઈ જાય છે–

---

૧. **ઉત્તમા તારકોપેતા મધ્યમા લુપ્તતારકા ।**
**અધમા સૂર્યસહિતા પ્રાતઃ સંધ્યા ત્રિધા સ્મૃતા ॥**
(ધર્મસાર, વિશ્વામિત્રસ્મૃ. ૧/૨૨, દેવીભા. ૧૧/૧૬/૪)

૨. **ઉત્તમા સૂર્યસહિતા મધ્યમા લુપ્તસૂર્યકા ।**
**અધમા તારકોપેતા સાયં સંધ્યા ત્રિધા સ્મૃતા ॥**
(ધર્મસાર, વિશ્વામિત્રસ્મૃ. ૧/૨૪)

***********************************************************

**યાવન્તોડસ્યાં પૃથિવ્યાં હિ વિકર્મસ્થાસ્તુ વૈ દ્વિજાઃ ।**
**તેષાં વૈ પાવનાર્થાય સંધ્યા સૃષ્ટા સ્વયમ્ભુવા ॥**
**નિશાયાં વા દિવા વાપિ યદજ્ઞાનકૃતં ભવેત્ ।**
**ત્રૈકાલ્યસંધ્યાકરણાત્ તત્સર્વં વિપ્રણશ્યતિ ॥**

(યાજ્ઞવલ્ક્યસ્મૃ. પ્રાયશ્ચિત્તાધ્યાય ૩૦૭)

## સંધ્યા ન કરવાથી દોષ

જેણે સંધ્યાનું જ્ઞાન થયું નથી, જેણે સંધ્યાની ઉપાસના કરી નથી, તે (દ્વિજ) જીવિત હોવા છતાં શૂદ્ર સમાન ગણાય છે અને મૃત્યુ બાદ કૂતરા આદિ યોનિઓને પ્રાપ્ત કરે છે–

**સંધ્યા યેન ન વિજ્ઞાતા સંધ્યા યેનાનુપાસિતા ।**
**જીવમાનો ભવેચ્છૂદ્રો મૃતઃ શ્વા ચાભિજાયતે ॥**

(દે. ભા. ૧૧/૧૬/૭)

બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય આદિ જો સંધ્યા ન કરે તો તેઓ અપવિત્ર છે અને તેમને કોઈ પુણ્યકર્મ કરવાનું ફળ પ્રાપ્ત થતું નથી.

**સંધ્યાહીનોડશુચિર્નિત્યમનર્હઃ સર્વકર્મસુ ।**
**યદન્યત્ કુરુતે કર્મ ન તસ્ય ફલભાગ્ભવેત્ ॥**

(દક્ષસ્મૃ. ૨/૨૭)

## સંધ્યાકાળની વ્યાખ્યા

સૂર્ય અને તારાઓથી રહિત દિવસ-રાત્રિની સંધિને તત્ત્વદર્શી મુનિઓએ સંધ્યાકાળ માન્યો છે–

**અહોરાત્રસ્ય યા સંધિઃ સૂર્યનક્ષત્રવર્જિતા ।**
**સા તુ સંધ્યા સમાખ્યાતા મુનિભિસ્તત્ત્વદર્શિભિઃ ॥**

(આચારભૂષણ ૮૯)

## સંધ્યા સ્તુતિ

બ્રાહ્મણરૂપી વૃક્ષનું મૂળ સંધ્યા છે, ચારે વેદ ચાર શાખાઓ છે, ધર્મ અને કર્મ પાંદડાં છે. માટે મૂળની રક્ષા યત્નથી કરવી જોઈએ. મૂળ છિન્નભિન્ન

**************************************************

થઈ જવાથી વૃક્ષ અને શાખા કંઈ પણ રહી શકતાં નથી–

**વિપ્રો વૃક્ષો મૂલકાન્યત્ર સંધ્યા વેદાઃ શાખા ધર્મકર્માણિ પત્રમ્ ।**
**તસ્માન્મૂલં યત્નતો રક્ષણીયં છિન્ને મૂલે નૈવ વૃક્ષો ન શાખા ॥**

(દેવીભા. ૧૧/૧૬/૬)

સમય પર કરવામાં આવેલી સંધ્યા ઈચ્છાનુસાર ફળ આપે છે અને કસમયે કરેલી સંધ્યા વન્ધ્યા સ્ત્રી સમાન ગણાય છે.

**સ્વકાલે સેવિતા સંધ્યા નિત્યં કામદુઘા ભવેત્ ।**
**અકાલે સેવિતા સા ચ સંધ્યા વન્ધ્યા વધૂરિવ ॥**

(મિત્રકલ્પ)

પ્રાતઃકાળે તારા હોય ત્યારે, મધ્યાહ્નકાળે જ્યારે સૂર્ય આકાશની મધ્યમાં હોય, સાયંકાળે સૂર્યાસ્ત પૂર્વે – આ પ્રમાણે ત્રણ પ્રકારની સંધ્યા કરવી જોઈએ.

**પ્રાતઃ સંધ્યાં સનક્ષત્રાં મધ્યાહ્ને મધ્યભાસ્કરામ્ ॥**
**સસૂર્યાં પશ્ચિમાં સંધ્યાં તિસ્રઃ સંધ્યા ઉપાસતે ।**

(દે.ભા. ૧૧/૧૬/૨-૩)

સાયંકાળે પશ્ચિમાભિમુખ થઈ જ્યાં સુધી તારા ઉદય ન થયા હોય અને પ્રાતઃકાળે પૂર્વાભિમુખ થઈને જ્યાં સુધી સૂર્યનાં દર્શન ન થાય ત્યાં સુધી જપ કરતા રહેવું–

**જપન્નાસીત સાવિત્રીમ્પ્રત્યગાતારકોદયાત્ ॥**
**સંધ્યાં પ્રાક્ પ્રાતરેવં હિ તિષ્ઠેદાસૂર્યદર્શનાત્ ।**

(યા. સ્મૃ. ૨/૨૪-૨૫)

ગૃહસ્થ તથા બ્રહ્મચારી ગાયત્રીની શરૂઆતમાં 'ૐ'નું ઉચ્ચારણ કરીને જપ કરે અને અંતે 'ૐ'નું ઉચ્ચારણ ન કરે કારણ કે આવું કરવાથી સિદ્ધિ મળતી નથી–

**ગૃહસ્થો બ્રહ્મચારી ચ પ્રણવાદ્યામિમાં જપેત્ ।**
**અન્તે યઃ પ્રણવં કુર્યાન્નાસૌ સિદ્ધિમવાપ્નુયાત્ ॥**

(યાજ્ઞવલ્ક્યસ્મૃ. આચારાધ્યાય ૨૪-૨૫ બાલમ્ભટ્ટી)

************************************************************

જપ પ્રારંભે ચોસઠ કળાયુક્ત વિદ્યાઓ તથા સંપૂર્ણ ઐશ્વર્યો આપનાર સિદ્ધિદાયક 'ગાયત્રી હૃદય'નો તથા અંતે 'ગાયત્રી-કવચ'નો પાઠ કરો. (આ નિત્ય સંધ્યામાં જરૂરી નથી, પણ કરો તો સારું છે) –

**ચતુષ્ષષ્ટિકલા વિદ્યા સકલૈશ્વર્યસિદ્ધિદા ।**
**જપારમ્ભે ચ હૃદયં જપાન્તે કવચં પઠેત્ ॥**

ઘરમાં સંધ્યા-વંદન કરવાથી એક, ગોચરમાં સો, નદીકિનારે લાખ તથા શિવ સમીપમાં અનંતગણું ફળ મળે છે.

**ગૃહેષુ તત્સમા સંધ્યા ગોષ્ઠે શતગુણા સ્મૃતા ।**
**નદ્યાં શતગુણા પ્રોક્તા અનન્તા શિવસંનિધૌ ॥**

(લઘુશાતાતપ સ્મૃ. ૧૧૪)

પગ ધોવામાં, પીવામાં અને સંધ્યા કરવામાં વધેલું જળ શ્વાનમૂત્ર તુલ્ય થઈ જાય છે; તે જો પીધું હોય તો ચાન્દ્રાયણ વ્રત કરવાથી મનુષ્ય પવિત્ર થાય છે. એટલે વધેલું જળ ફેંકી દેવું –

**પાદશેષં પીતશેષં સંધ્યાશેષં તથૈવ ચ ।**
**શુનો મૂત્રસમં તોયં પીત્વા ચાન્દ્રાયણં ચરેત્ ॥**

~~■~~

# સંધ્યાનાં પાત્રો વગેરે

(૧) લોટો મુખ્ય જળપાત્ર–૧
(૨) ઘંટડી અને સંધ્યાનું વિશેષ જળપાત્ર–૧
(૩) પાત્ર-ચંદન-પુષ્પાદિ માટે
(૪) પંચપાત્ર–૨
(૫) આચમની-૨
(૬) અર્ઘા–૧
(૭) જળ ઢોળવા માટેનું તરભાણું (નાની થાળી)–૧
(૮) આસન

# સંધ્યોપાસન-વિધિ

સંધ્યોપાસન દ્વિજમાત્ર માટે ઘણું જ આવશ્યક કર્મ છે. તે વિના પૂજા આદિ કાર્ય કરવાની યોગ્યતા પ્રાપ્ત થતી નથી.[૧] માટે દ્વિજમાત્રે સંધ્યા કરવી જરૂરી છે.[૨]

સ્નાનબાદ બે વસ્ત્ર ધારણ કરીને પૂર્વ, ઈશાનકોણ કે ઉત્તરની બાજુ મુખ કરીને આસન પર બેસી જવું. આસનની ગ્રંથિ ઉત્તર-દક્ષિણમાં હોય. તુલસી, રુદ્રાક્ષ આદિની માળા ધારણ કરી લો.[૩] બન્ને અનામિકાઓમાં પવિત્રી ધારણ કરી લો. ગાયત્રી મંત્ર ભણીને શિખા બાંધો તથા તિલક કરો અને આચમન કરો—

**આચમન—'ૐ કેશવાય નમઃ, ૐ નારાયણાય નમઃ, ૐ માધવાય નમઃ'**—આ ત્રણ મંત્રોથી ત્રણ વાર આચમન કરીને **'ૐ હૃષીકેશાય નમઃ'** — આ મંત્રો બોલીને હાથ ધોઈ નાખવા.

પહેલા વિનિયોગ ભણી લો, પછી માર્જન કરો (જળ છાંટો).

---

૧. **સંધ્યાહીનોऽશુચિર્નિત્યમનર્હઃ સર્વકર્મસુ ।** (દક્ષસ્મૃતિ ૨/૨૭)
નિમ્નલિખિત સ્થિતિમાં સંધ્યા લોપ થયે પુણ્યનું સાધન હોવાના કારણે દોષ ગણાતો નથી.

**રાષ્ટ્રક્ષોભે નૃપક્ષોભે રોગાર્તે ભય આગતે ।**
**દેવાગ્નિદ્વિજભૂપાનાં કાર્યે મહતિ સંસ્થિતે ॥**
**સંધ્યાહાનૌ ન દોષોऽસ્તિ યતસ્તત્ પુણ્યસાધનમ્ ॥**
(જમદગ્નિ)

૨. જેની પાસે સંધ્યા કરવા માટે સમયનો અભાવ હોય તથા સંધ્યાના મંત્રો પણ યાદ ન હોય, તેઓ ઓછામાં ઓછું આચમન કરીને ગાયત્રીમંત્રથી પ્રાણાયામ તથા ગાયત્રીમંત્રથી ત્રણવાર સૂર્યાર્ઘ્ય આપીને કરમાળા દ્વારા દસ વખત ગાયત્રી મંત્રનો જપ કરી લે. ન કરવાની અપેક્ષાએ આટલા માત્રથી પણ સંધ્યાની પૂર્તિ થઈ શકે છે.

૩. સંધ્યા-પૂજામાં આંબળા જેવડા રુદ્રાક્ષના ૩૨ મણકાઓની માળા કંઠીરૂપે ધારણ કરવાનું પણ વિધાન છે.

***********************************************

**માર્જન-વિનિયોગ-મંત્ર**–**'ૐ અપવિત્રઃ પવિત્રો વેત્યસ્ય વામદેવ ઋષિઃ, વિષ્ણુર્દેવતા, ગાયત્રીચ્છન્દઃ હૃદિ પવિત્રકરણે વિનિયોગઃ।'** આ પ્રમાણે વિનિયોગ ભણીને જળ મૂકવું[1] તથા નિમ્નલિખિત મંત્રથી માર્જન કરવું. (શરીર અને સામગ્રી પર જળ છાંટવું).

**ૐ અપવિત્રઃ પવિત્રો વા સર્વાવસ્થાં ગતોઽપિ વા ।**
**યઃ સ્મરેત્ પુણ્ડરીકાક્ષં સ બાહ્યાભ્યન્તરઃ શુચિઃ ॥**

તત્પશ્ચાત્ આગળ દર્શાવેલ વિનિયોગ ભણવો–**'ૐ પૃથ્વીતિ મન્ત્રસ્ય મેરુપૃષ્ઠ ઋષિઃ, સુતલં છન્દઃ, કૂર્મો દેવતા આસનપવિત્રકરણે વિનિયોગઃ।'** પછી નીચે દર્શાવેલ મંત્ર ભણીને આસન પર જળ છાંટવું–

**ૐ પૃથ્વિ! ત્વયા ધૃતા લોકા દેવિ! ત્વં વિષ્ણુના ધૃતા ।**
**ત્વં ચ ધારય માં દેવિ! પવિત્રં કુરુ ચાસનમ્ ॥**

**સંધ્યાનો સંકલ્પ**–ત્યારબાદ હાથમાં કુશ અને જળ લઈ સંધ્યાનો સંકલ્પ ભણી જળ મૂકવું. **'ૐ વિષ્ણુર્વિષ્ણુર્વિષ્ણુઃ અદ્ય[2]... ઉપાત્તદુરિતક્ષયપૂર્વક શ્રીપરમેશ્વરપ્રીત્યર્થં સંધ્યોપાસનં કરિષ્યે ।'**

**આચમન** – આ માટે નીચે દર્શાવેલ વિનિયોગ ભણવો–

**ૐ ઋતં ચેતિ માધુચ્છન્દસોઽઘમર્ષણ ઋષિરનુષ્ટુપ્ છન્દો ભાવવૃત્તં દૈવતમપામુપસ્પર્શને વિનિયોગઃ[3]** । પછી નીચે દર્શાવેલ મંત્ર ભણીને આચમન કરવું.

**ૐ ઋતં ચ સત્યં ચાભીદ્ધાત્તપસોઽધ્યજાયત । તતો રાત્ર્યજાયત । તતઃ સમુદ્રો અર્ણવઃ। સમુદ્રાદર્ણવાદધિ સંવત્સરો અજાયત। અહોરાત્રાણિ વિદધદ્વિશ્વસ્ય મિષતો વશી। સૂર્યાચન્દ્રમસૌ ધાતા યથાપૂર્વમકલ્પયત્। દિવં ચ પૃથિવીં ચાન્તરિક્ષમથો સ્વઃ।** (ઋગ્વેદ ૧૦/૧૯૦/૧)

---

૧. વિનિયોગ ભણીને જળ મૂકવાનો વિધિ શાસ્ત્રોમાં ન મળવાને કારણે કેટલાક વિદ્વાનોનો મત છે કે વિનિયોગમાં જળ મૂકવાનું પ્રચલન અર્વાચીન છે. મુખ્યરૂપે ઋષિ, દેવતા આદિના સ્મરણનું મહત્ત્વ માનવામાં આવ્યું છે. માટે વિનિયોગનો પાઠમાત્ર પણ કરી શકાય છે.
૨. પૃષ્ઠ સંખ્યા ૫ મુજબ સંકલ્પ કરવો.
૩. અગ્નિપુરાણ ૨૧૫/૪૩

*******************************************************

તત્પશ્ચાત્ જમણા હાથમાં જળ લઈને ડાબા હાથથી ઢાંકી 'ૐ'ની સાથે ત્રણ વાર ગાયત્રીમંત્ર ભણી પોતાના રક્ષણ માટે પોતાની ચારેકોર જળની ધારા કરવી. પછી પ્રાણાયામ કરો.

**પ્રાણાયામનો વિનિયોગ**[૧]–પ્રાણાયામ કર્યા પૂર્વે તેનો વિનિયોગ આ પ્રમાણે ભણવો–

---

૧. શાસ્ત્રનું કથન છે કે પર્વતથી નીકળેલી ધાતુઓનો મળ જેમ અગ્નિથી બળી જાય છે, તેમ પ્રાણાયામથી આંતરિક પાપ બળી જાય છે–

**યથા પર્વતધાતૂનાં દોષાન્ હરતિ પાવકઃ ।**
**એવમન્તર્ગતં પાપં પ્રાણાયામેન દહ્યતે ॥** (પ્રયોગપારિજાત, અત્રિસ્મૃ. ૨/૩)

પ્રાણાયામ કરનારો અગ્નિની જેમ તેજાયમાન થઈ જાય છે.

**'પ્રાણાયામૈસ્ત્રિભિઃ પૂતસ્તત્ક્ષણાજ્જ્વલતેઽગ્નિવત્ ॥'** (પ્રયોગપારિજાત)

આ જ વાત શબ્દ ભેદે કરીને અત્રિસ્મૃતિ(૩/૩)માં કહેવાઈ છે. ભગવાને કહ્યું છે કે પ્રાણાયામ સિદ્ધ થયેથી હજારો વર્ષ લાંબુ આયુષ્ય પ્રાપ્ત થાય છે. માટે હરતાં-ફરતાં સદાય પ્રાણાયામ કર્યા કરવું–

**ગચ્છંસ્તિષ્ઠન્ સદા કાલં વાયુસ્વીકરણં પરમ્ । સર્વકાલપ્રયોગેણ સહસ્રાયુર્ભવેન્નરઃ ॥**

પ્રાણાયામનો મહિમા મોટો કહેવાયો છે. એનાથી પાપ ને તાપ તો બળી જ જાય છે, શારીરિક ઉન્નતિ પણ અદ્ભુત રૂપે થાય છે. હજારો વર્ષ લાંબું આયુષ્ય પણ એનાથી મળી શકે છે. સુંદરતા અને સ્વાસ્થ્ય માટે તો એ જાણે વરદાન જ છે. જો પ્રાણાયામના એ લાભ બુદ્ધિગમ્ય થઈ જાય તો તેના પ્રત્યે આકર્ષણ વધી જાય અને પછી એનાથી રાષ્ટ્રને મોટો લાભ થાય.

જ્યારે આપણે શ્વાસ લઈએ છીએ ત્યારે એમાં ભળેલા ઑક્સિજનથી ફેફસાંમાં પહોંચેલું અશુદ્ધ કાળું રક્ત શુદ્ધ થઈને લાલ બની જાય છે. આ શુદ્ધ રક્ત હૃદયની પંપિગ ક્રિયા દ્વારા શરીરમાં સંચારિત થાય છે. આ રક્ત શરીરના સર્વે અવયવોને ખોરાક વહેંચતાં-વહેંચતાં સ્વયં કાળું પડી જાય છે. પછી હૃદય આ ઉપકારી તત્ત્વને ફરીથી શુદ્ધ કરવા માટે ફેફસાંમાં મોકલે છે. ત્યાં શ્વાસમાં ભળેલા પ્રાણવાયુ(ઑક્સિજન)થી એ ફરી સશક્ત થઈ જાય છે અને ફરી બધા ઘટકોને ખોરાક વહેંચી શરીરની જીવનશક્તિને જાળવી રાખે છે. આ જ કારણ છે કે શ્વાસ વિના પાંચ મિનિટ પણ જીવવું અઘરું બની જાય છે.

પરંતુ રક્તની શોધન-ક્રિયામાં એક વિઘ્ન રહેલું છે. સાધારણ શ્વાસ ફેફસાંની સૂક્ષ્મ કણિકાઓ સુધી પહોંચી શકતો નથી. એની એ અનિવાર્ય જરૂરિયાત જોઈ ભગવાને પ્રત્યેક

* * * * * * * * * * * * * * * * * * * * * * * * * * * * * * * * * * * * * * * * * * * * * * * * * *

**'ૐકારસ્ય બ્રહ્મા ઋષિર્દેવી ગાયત્રી છન્દઃ અગ્નિઃ પરમાત્મા દેવતા શુક્લો વર્ણઃ સર્વકર્મારમ્ભે વિનિયોગઃ[૧]।'**

---

સત્કર્મના આરંભમાં એનો (પ્રાણાયમનો) સંનિવેશ કરી દીધો છે. ક્યારેક ક્યારેક તો સોળ-સોળ પ્રાણાયામોનું વિધાન કરી દીધું છે.

**દ્વૌ દ્વૌ પ્રાતસ્તુ મધ્યાહ્ને ત્રિભિઃ સંધ્યાસુરાર્ચને।**
**ભોજનાદૌ ભોજનાન્તે પ્રાણાયામાસ્તુ ષોડશ ॥** (દેવીપુરાણ)

પરંતુ ભગવાનની આ વ્યવસ્થા તો શાસ્ત્ર માનીને ચાલનારા અધિકારી પુરુષો માટે થઈ, પણ પ્રાણાયામ સર્વે પ્રાણીઓ માટે આવશ્યક છે. એટલે જ ભગવાને પ્રાણાયામની બીજી વ્યવસ્થા કુદરતી રીતે કરી છે. આપણે જે નસકોરાં બોલાવીએ છીએ, તે વસ્તુતઃ કુદરત દ્વારા આપણને કરાવેલું પ્રાણાયામ છે. આ પ્રાણાયામનું નામ 'ભસ્ત્રિકા-પ્રાણાયામ' છે. 'ભસ્ત્રિકા'નો અર્થ છે – 'ધમણ'. ધમણ એવા ઊંડાણથી વાયુ ખેંચે છે કે જેથી પ્રત્યેક અવયવ સુધી વાયુ પહોંચી જાય છે અને તે પૂર્ણરૂપે ફૂલી ઊઠે છે તથા એ રીતે વાયુ પણ ફેંકે છે કે તેના પ્રત્યેક અવયવ સારી રીતે સંકોચાઈ જાય છે. આ રીતે ભસ્ત્રિકા પ્રાણાયામમાં વાયુને એ રીતે ખેંચવામાં આવે છે કે ફેફસાંની પ્રત્યેક કણિકા સુધી તે પહોંચી જાય અને છોડતી વખતે પ્રત્યેક કણિકામાંથી તે નીકળી જાય. આ પ્રાણાયામમાં 'કુંભક' થતું નથી અને મંત્રની જરૂરિયાત પણ પડતી નથી. કેવળ ધ્યાન કરવું જોઈએ.

**'અગર્ભો ધ્યાનમાત્રં તુ સ ચામન્ત્રઃ પ્રકીર્તિતઃ ॥'** (દેવીપુરાણ ૧૧/૨૦/૩૪)

સ્વાસ્થ્ય અને સુંદરતા વધારવા માટે તથા ભગવાનના સાન્નિધ્યને પ્રાપ્ત કરવા માટે તો પ્રાણાયામ શત-શત અનુભૂત છે.

ભસ્ત્રિકા-પ્રાણાયામની અનેક વિધિઓ છે, જેમાંથી એક પ્રયોગ અહી લખવામાં આવ્યો છે.

સવારે નરણે કોઠે શવાસનમાં સૂઈ જવું. મેરુદંડ સીધો રહેવો જોઈએ. આ માટે પાટ પર કે જમીન પર સૂવું, પછી મોં બંધ કરીને નાકથી ધીરે ધીરે શ્વાસ ખેંચવો. જ્યારે ખેંચાવો બંધ થઈ જાય, ત્યારે મોંથી ફૂંકતાં ફૂંકતાં ધીરે ધીરે છોડો, રોકો નહીં. ભગવાનનું ધ્યાન ચાલતું રહે. આ પ્રયોગ વીસ મિનિટથી ઓછો ન થવો જોઈએ. અહીં ધ્યાન આપવાની વાત એ છે કે શ્વાસ લેવા અને છોડવાની ક્રિયા અત્યંત ધીરે ધીરે થવી જોઈએ. એટલી ધીમે ધીમે કે નાકની પાસે હાથમાં રાખેલો લોટ પણ ન ઊડી શકે–

**ન પ્રાણેનાપ્યપાનેન વેગાદ્ વાયું સમુચ્છ્વસેત્।**
**યેન સક્તૂન્ કરસ્થાંશ્ચ નિઃશ્વાસો નૈવ ચાલયેત્॥**

૧. **પ્રણવસ્ય ઋષિર્બ્રહ્મા ગાયત્રી છન્દ એવ ચ।**
**દેવોઽગ્નિઃ પરમાત્મા સ્યાદ્ યોગો વૈ સર્વકર્મસુ ॥** (અગ્નિપુ. ૨૧૫/૩૨)

**ૐ સપ્તવ્યાહ્રતીનાં વિશ્વામિત્રજમદગ્નિભરદ્વાજગૌતમાત્રિવસિષ્ઠ-કશ્યપા ઋષયો ગાયત્ર્યુષ્ણિગનુષ્ટુબ્બૃહતીપઙ્ક્તિત્રિષ્ટુબ્જગત્યશ્છન્દાંસ્ય-ગ્નિવાય્વાદિત્યબૃહસ્પતિવરુણેન્દ્રવિષ્ણવો દેવતા અનાદિષ્ટપ્રાયશ્ચિતે પ્રાણાયામે વિનિયોગઃ**[1] ।

**ૐ તત્સવિતુરિતિ વિશ્વામિત્રઋષિર્ગાયત્રી છન્દઃ સવિતા દેવતા પ્રાણાયામે વિનિયોગઃ।**

**ૐ આપો જ્યોતિરિતિ શિરસઃ પ્રજાપતિર્ઋષિર્યજુશ્છન્દો બ્રહ્માગ્નિ-વાયુસૂર્યા દેવતાઃ પ્રાણાયામે વિનિયોગઃ**[2] ।

***(ક) પ્રાણાયામનો મંત્ર***—પછી આંખો બંધ કરી નીચે લખેલા મંત્રોના પ્રત્યેક પ્રાણાયામમાં ત્રણ-ત્રણ વાર (અથવા પહેલા એક વારથી જ પ્રારંભ કરો, ધીરે-ધીરે ત્રણ-ત્રણ વારનો અભ્યાસ વધારો) પાઠ કરો.

**ૐ ભૂઃ ૐ ભુવઃ ૐ સ્વઃ ૐ મહઃ ૐ જનઃ ૐ તપઃ ૐ સત્યમ્ । ૐ તત્સવિતુર્વરેણ્યં ભર્ગો દેવસ્ય ધીમહિ । ધિયો યો નઃ પ્રચોદયાત્ । ૐ આપો જ્યોતી રસોઽમૃતં બ્રહ્મ ભૂર્ભુવઃ સ્વરોમ્ ।** (તૈ. આ. પ્ર. ૧૦ અ. ૨૭)

---

૧. વ્યાહ્રતીનાં તુ સર્વાસામૃષિરેવ પ્રજાપતિઃ ।
વ્યસ્તાશ્ચૈવ સમસ્તાશ્ચ બ્રાહ્મમક્ષરમોમિતિ ॥
વિશ્વામિત્રો જમદગ્નિર્ભરદ્વાજોઽથ ગૌતમઃ ।
ઋષિરત્રિર્વસિષ્ઠશ્ચ કશ્યપશ્ચ યથાક્રમમ્ ॥
અગ્નિર્વાયૂ રવિશ્ચૈવ વાક્પતિર્વરુણસ્તથા ।
ઈન્દ્રો વિષ્ણુર્વ્યાહ્રતીનાં દૈવતાનિ યથાક્રમમ્ ॥
ગાયત્ર્યુષ્ણિગનુષ્ટુપ્ ચ બૃહતીપંક્તિરેવ ચ ।
ત્રિષ્ટુપ્ ચ જગતી ચેતિચ્છન્દાંસ્યાહુરનુક્રમાત્ ॥
(અગ્નિપુરાણ ૨૧૫/૨૪૫–૩૮)

૨. 'આપો જ્યોતી રસ' ઈતિ ગાયત્ર્યાસ્તુ શિરઃ સ્મૃતમ્ ।
ઋષિઃ પ્રજાપતિસ્તસ્ય છન્દોહીનં યજુર્યતઃ ॥
બ્રહ્માગ્નિવાયુસૂર્યાશ્ચ દેવતાઃ પરિકીર્તિતાઃ ॥
(અગ્નિપુરાણ ૨૧૫/૪૪-૪૫)

****************************************************

***(ખ) પ્રાણાયામનો વિધિ***–પ્રાણાયામના ત્રણ ભેદ હોય છે : (૧) પૂરક (૨) કુંભક અને (૩) રેચક.

૧. અંગૂઠાથી નાકના જમણા નસકોરાને દબાવીને ડાબા નસકોરાથી શ્વાસને ધીમે ધીમે ખેંચવાને 'પૂરક પ્રાણાયામ' કહે છે. પૂરક પ્રાણાયામ કરતી વખતે ઉપર્યુક્ત મંત્રોનું મનથી ઉચ્ચારણ કરતાં કરતાં નાભિદેશમાં નીલકમળના દળ સમાન નીલવર્ણ ચતુર્ભુજ ભગવાન વિષ્ણુનું ધ્યાન કરો.

૨. જ્યારે શ્વાસ ખેંચાવાનું રોકાઈ જાય, ત્યારે અનામિકા અને કનિષ્ઠિકા આંગળીથી નાકના ડાબા નસકોરાને પણ દબાવી દો. મંત્ર જપતા રહો. એ 'કુંભક પ્રાણાયામ' થયું. આ અવસરે હૃદયમાં કમળ પર બિરાજમાન લાલ વર્ણવાળા ચતુર્મુખ બ્રહ્માનું ધ્યાન કરો.

**************************************************

૩. અંગૂઠાને ખસેડી જમણા નસકોરાથી શ્વાસને ધીરે ધીરે છોડવાની ક્રિયાને 'રેચક પ્રાણાયામ' કહે છે. આ વખતે લલાટમાં શ્વેતવર્ણ શંકરનું ધ્યાન કરવું જોઈએ. મનથી મંત્ર જપતા રહો. (દે.ભા. ૧૧/૧૬/૨૮-૩૬)

**(ગ) પ્રાણાયામ પછી આચમન**–(પ્રાતઃકાળનો વિનિયોગ અને મંત્ર) પ્રાતઃકાળે નીચે લખેલો વિનિયોગ ભણીને પૃથ્વી પર જળ મૂકવું–**સૂર્યશ્ચ મેતિ નારાયણ ઋષિઃ અનુષ્ટુપ્છન્દઃ સૂર્યો દેવતા અપામુપસ્પર્શને વિનિયોગઃ**[1] । પછી નીચે દર્શાવેલ મંત્ર ભણીને આચમન કરવું–

**ૐ સૂર્યશ્ચ મા મન્યુશ્ચ મન્યુપતયશ્ચ મન્યુકૃતેભ્યઃ પાપેભ્યો રક્ષન્તામ્ । યદ્રાત્ર્યા પાપમકાર્ષં મનસા વાચા હસ્તાભ્યાં પદ્ભ્યામુદરેણ શિશ્ના રાત્રિસ્તદવલુમ્પતુ । યત્કિઞ્ચ દુરિતં મયિ ઇદમહમાપોઽમૃતયોનૌ સૂર્યે જ્યોતિષિ જુહોમિ સ્વાહા ॥** (તૈ. આ. પ્ર. ૧૦, અ. ૨૫)

**માર્જન :** ત્યાર બાદ માર્જનનો નિમ્નલિખિત વિનિયોગ ભણીને ડાબાહાથમાં જળ લઈ દર્ભથી કે જમણા હાથની ત્રણ આંગળીઓથી ૧ થી ૭ સુધી મંત્રો બોલીને માથા પર જળ છાંટવું. આઠમા મંત્રથી પૃથ્વી ઉપર તથા ૯માથી તેવી જ રીતે માથા પર જળ છાંટવું.[2]

**ૐ આપો હિ ષ્ઠેત્યાદિત્ર્યૃચસ્ય સિન્ધુદ્વીપ ઋષિર્ગાયત્રી છન્દઃ આપો દેવતા માર્જને વિનિયોગઃ**[3] ।

---

૧. બ્રહ્મોક્તયાજ્ઞવલ્ક્યસંહિતા । (અ. ૨, શ્લોક ૬૭થી આગળ)

૨. વિપ્રુષોઽષ્ટૌ ક્ષિપેન્મૂર્ધ્નિ અથો યસ્ય ક્ષયાય ચ । (વ્યાસસ્મૃતિ)

૩. 'આપો હિ ષ્ઠે' ત્ર્યૃચોઽસ્યાશ્ચ સિન્ધુદ્વીપ ઋષિઃ સ્મૃતઃ ॥
બ્રહ્મસ્નાનાય છન્દોઽસ્ય ગાયત્રી દેવતા જલમ્ ।
માર્જને વિનિયોગોઽસ્ય હ્યાવભૃથકે ક્રતોઃ ॥

(અગ્નિ પુ. ૨૧૫/૪૧-૪૨)

(યોગિયાજ્ઞવલ્ક્યસ્મૃતિમાં પણ એનું પ્રમાણ મળે છે.)

************************************************

**૧. ૐ આપો હિ ષ્ઠા મયોભુવઃ। ૨. ૐ તા ન ઊર્જે દધાતન। ૩. ૐ મહે રણાય ચક્ષસે। ૪. ૐ યો વઃ શિવતમો રસઃ। ૫. ૐ તસ્ય ભાજયતેહ નઃ। ૬. ૐ ઉશતીરિવ માતરઃ। ૭. ૐ તસ્મા અરં ગમામ વઃ। ૮. ૐ યસ્ય ક્ષયાય જિન્વથ। ૯. ૐ આપો જનયથા ચ નઃ।**

(યજુ. ૧૧/૫૦-૫૨)

**માથા પર જળ છાંટવાનો વિનિયોગ અને મંત્ર**—નિમ્નલિખિત વિનિયોગ ભણીને ડાબા હાથમાં જળ લઈ જમણા હાથે ઢાંકી દો અને પછી નીચે લખેલો શ્લોક બોલી માથા પર છાંટવો.

**વિનિયોગ—દ્રુપદાદિવેત્યસ્ય કોકિલો રાજપુત્ર ઋષિરનુષ્ટુપ્ છન્દઃ આપો દેવતાઃ શિરસ્સેકે વિનિયોગઃ**[1] **।**

**મંત્ર— ૐ દ્રુપદાદિવ મુમુચાનઃ સ્વિન્નઃ સ્નાતો મલાદિવ।**
**પૂતં પવિત્રેણેવાજ્યમાપઃ શુન્ધન્તુ મૈનસઃ॥**

(યજુ. ૨૦/૨૦)

**અઘમર્ષણ અને આચમનનો વિનિયોગ અને મંત્ર**—નીચે લખેલો વિનિયોગ ભણીને જમણા હાથમાં જળ લઈ તેને નાકે અડાડીને મંત્ર ભણવો અને ધ્યાન કરવું કે 'સમસ્ત પાપ જમણા નાકેથી નીકળીને હાથના જળમાં આવી ગયાં છે. પછી એ જળને જોયા વિના ડાબી બાજુએ ફેંકી દો.[2]

---

૧. **કોકિલો રાજપુત્રસ્તુ દ્રુપદાયા ઋષિઃ સ્મૃતઃ।**
**અનુષ્ટુપ્ ચ ભવેચ્છન્દ આપશ્ચૈવ તુ દૈવતમ્॥**

(યોગિયાજ્ઞવલ્ક્ય, આહ્નિક સૂત્રાવલી)

૨. **ઉદ્ધૃત્ય દક્ષિણે હસ્તે જલં ગોકર્ણવત્ કૃતે।**
**નિઃશ્વસન્ નાસિકાગ્રે તુ પાપ્માનં પુરુષં સ્મરેત્॥**
**ઋતં ચેતિ ઋચં વાપિ દ્રુપદાં વા જપેદ્ ઋચમ્।**
**દક્ષનાસાપુટેનૈવ પાપ્માનમપસારયેત્।**
**તજ્જલં નાવલોક્યાથ વામભાગે ક્ષિતૌ ત્યજેત્॥**

(પ્રજાપતિ, દે. ભા. ૧૧/૧૬/૪૫-૪૭)

**************************************************

**અઘમર્ષણસૂક્તસ્યાઘમર્ષણ ઋષિરનુષ્ટુપ્ છન્દો ભાવવૃત્તો દેવતા અઘમર્ષણે વિનિયોગઃ**[1] **।**

**મંત્ર–ૐ ઋતઞ્ચ સત્યં ચાભીદ્ધાત્તપસોઽધ્યજાયત । તતો રાત્ર્યજાયત । તતઃ સમુદ્રો અર્ણવઃ । સમુદ્રાદર્ણવાદધિ સંવત્સરો અજાયત । અહોરાત્રાણિ વિદધદ્વિશ્વસ્ય મિષતો વશી । સૂર્યાચન્દ્રમસૌ ધાતા યથાપૂર્વમકલ્પયત્ । દિવં ચ પૃથિવીં ચાન્તરિક્ષમથો સ્વઃ ॥** (ઋ. અ. ૮ અ. ૮ વ. ૪૮)

ફરીથી નિમ્નલિખિત વિનિયોગ કરો.

**અન્તશ્ચરસીતિ તિરશ્ચીન ઋષિરનુષ્ટુપ્ છન્દઃ આપો દેવતા અપામુપસ્પર્શને વિનિયોગઃ**[2] **।**

પછી આ મંત્રથી આચમન કરવું–

**ૐ અન્તશ્ચરસિ ભૂતેષુ ગુહાયાં વિશ્વતોમુખઃ ।**
**ત્વં યજ્ઞસ્ત્વં વષટ્કાર આપો જ્યોતી રસોઽમૃતમ્**[3] **॥**

(કાત્યાયન, પરિશિષ્ટ સૂત્ર)

**સૂર્યાર્ઘ્ય વિધિ**–ત્યારબાદ નિમ્નલિખિત વિનિયોગ ભણી અંજલિથી અંગૂઠાને જુદો રાખી.[4] ગાયત્રી મંત્ર વડે સૂર્યદેવને જળથી અર્ઘ્ય આપો. અર્ઘ્યમાં

---

૧. **અઘમર્ષણસૂક્તસ્ય ઋષિરેવાઘમર્ષણમ્ ।**
**અનુષ્ટુપ્ ચ ભવેચ્છન્દો ભાવવૃત્તસ્તુ દૈવતમ્ ॥**
(અગ્નિપુરાણ ૨૧૫/૪૩)

૨. **બ્રહ્મોક્તયાજ્ઞવલ્ક્યસંહિતા** ૨/૭૩

૩. અગ્નિપુરાણમાં આ મંત્રનો પાઠ આ પ્રમાણે છે–
**અન્તશ્ચરસિ ભૂતેષુ ગુહાયાં વિશ્વમૂર્તિષુ ॥**
**તપોયજ્ઞવષટ્કાર આપો જ્યોતી રસામૃતમ્ ।**
(૨૧૫/૪૬-૪૭)

૪. **મુક્તહસ્તેન દાતવ્યં મુદ્રાં તત્ર ન કારયેત્ ।**
**તર્જન્યઙ્ગુષ્ઠયોગેન રાક્ષસી મુદ્રિકા સ્મૃતા ॥**
**રાક્ષસીમુદ્રિકાર્ઘ્યેણ તત્તોયં રુધિરં ભવેત્ ॥**
(અત્રિસ્મૃતિ, દેવીભા. ૧૧/૧૬/૪૯)

ચંદન અને ફૂલ મેળવી દો. સવારે અને બપોરે એક એડી ઊંચી રાખી, ઊભા રહીને અર્ઘ્ય આપવો જોઈએ. સવારે થોડાક નમીને ઊભા રહેવું અને બપોરે સીધા ઊભા રહીને અને સાંજે બેસીને.[1] સવારે અને સાંજે ત્રણ-ત્રણ અંજલિ આપવી અને બપોરે એક અંજલિ. સવારે અને બપોરે અંજલિ જળમાં ઉછાળવી અને સાંજે ધોઈને સ્વચ્છ કરેલા સ્થળે ધીરેથી અંજલિ મૂકવી.[2] આવું નદીકિનારે કરવું. અન્ય સ્થળોએ પવિત્ર જગ્યાએ અર્ઘ્ય આપવો કે જ્યાં પગ ન અડે. યોગ્ય તો એ છે કે કોઈ વાસણમાં અર્ઘ્ય આપીને તેને વૃક્ષના મૂળમાં રેડી દેવામાં આવે.

***સૂર્યાર્ઘ્યનો વિનિયોગ***—સૂર્યને અર્ઘ્ય આપતાં પૂર્વે નિમ્નલિખિત વિનિયોગ ભણવો—

**(ક) 'ૐકારસ્ય બ્રહ્મા ઋષિર્ગાયત્રી છન્દઃ પરમાત્મા દેવતા અર્ઘ્યદાને વિનિયોગઃ ।'**

**(ખ) ૐ ભૂર્ભુવઃ સ્વરિતિ મહાવ્યાહૃતીનાં પરમેષ્ઠી પ્રજાપતિ-ઋષિર્ગાયત્ર્યુષ્ણિગનુષ્ટુભશ્છન્દાંસ્યગ્નિવાયુસૂર્યાદેવતાઃ અર્ઘ્યદાને વિનિયોગઃ ।'**

**(ગ) ૐ તત્સવિતુરિત્યસ્ય વિશ્વામિત્ર ઋષિર્ગાયત્રી છન્દઃ સવિતા દેવતા સૂર્યાર્ઘ્યદાને વિનિયોગઃ ।'**

---

૧. ઈષન્નમ્રઃ પ્રભાતે વૈ મધ્યાહ્ને દણ્ડવત્ સ્થિતઃ ।
આસને ચોપવિષ્ટસ્તુ દ્વિજઃ સાયં ક્ષિપેદપઃ ॥ (દે.ભા. ૧૧/૧૬/૫૨)

૨. જલેષ્વર્ઘ્યં પ્રદાતવ્યં જલાભાવે શુચિસ્થલે ।
સમ્પ્રોક્ષ્ય વારિણા સમ્યક્ તતોઽર્ઘ્યં તુ પ્રદાપયેત્ ॥ (અગ્નિસ્મૃતિ)

************************************************************

આ પ્રમાણે વિનિયોગ કરીને નીચે લખેલો મંત્ર ભણી અર્ઘ્ય આપો–

**'ૐ ભૂર્ભુવઃ સ્વઃ તત્સવિતુર્વરેણ્યં ભર્ગો દેવસ્ય ધીમહિ। ધિયો યો નઃ પ્રચોયદયાત્।'** (શુક્લયજુ. ૩૬/૩)

આ મંત્ર ભણી **'બ્રહ્મસ્વરૂપિણે સૂર્યનારાયણાય નમઃ'** કહીને અર્ઘ્ય આપો.

**વિશેષ**–જો સમય (પ્રાતઃ સૂર્યોદયથી તથા સૂર્યાસ્તથી ત્રણ ઘડી બાદ)નું અતિક્રમણ થઈ જાય તો પ્રાયશ્ચિતસ્વરૂપે નીચે લખેલા મંત્રથી એક અર્ઘ્ય પહેલા આપીને પછી ઉપર્યુક્ત અર્ઘ્ય આપો–

**ૐ ભૂર્ભુવઃ સ્વઃ તત્સવિતુર્વરેણ્યં ભર્ગો દેવસ્ય ધીમહિ। ધિયો યો નઃ પ્રચોયદાત્। ૐ ભૂર્ભુવઃ સ્વઃ ૐ[૧]।**

**ઉપસ્થાન**–સૂર્યનાં ઉપસ્થાનો માટે પ્રથમ નીચે દર્શાવેલ વિનિયોગો ભણવા.

(ક) **ઉદ્વયમિત્યસ્ય પ્રસ્કણ્વ[૨] ઋષિરનુષ્ટુપ્ છન્દઃ સૂર્યો દેવતા સૂર્યોપસ્થાને વિનિયોગઃ।**

(ખ) **ઉદુ ત્યમિત્યસ્ય પ્રસ્કણ્વ ઋષિર્નિચૃદ્ગાયત્રી છન્દઃ સૂર્યો દેવતા સૂર્યોપસ્થાને વિનિયોગઃ।**

(ગ) **ચિત્રમિત્યસ્ય કૌત્સ ઋષિસ્ત્રિષ્ટુપ્ છન્દઃ સૂર્યો દેવતા સૂર્યોપસ્થાને વિનિયોગઃ[૩]।**

(ઘ) **તચ્ચક્ષુરિત્યસ્ય દધ્યઙ્ઙથર્વણ ઋષિરક્ષરાતીતપુરઉષ્ણિકછન્દઃ સૂર્યો દેવતા સૂર્યોપસ્થાને વિનિયોગઃ[૪]।**

---

૧. **કાલાતિક્રમણે ચૈવ ત્રિસંધ્યમપિ સર્વદા।**
**ચતુર્થાર્ઘ્યં પ્રકુર્વીત ભાનોર્વ્યાહૃતિસમ્પુટમ્॥**

(વસિષ્ઠ)

૨. **શુક્લયજુર્વેદ-સર્વાનુક્રમ।**

૩. **ચિત્રં દેવેતિ ઋચકે ઋષિઃ કૌત્સ ઉદાહૃતઃ।**
**ત્રિષ્ટુપ્ છન્દો દૈવતં ચ સૂર્યોઽસ્યાઃ પરિકીર્તિતમ્॥**

(અગ્નિપુરાણ ૨૧૫/૪૯)

૪. **યજુર્વેદ-સર્વાનુક્રમ।**

******************************************************************

તત્પશ્ચાત્ આકૃતિમાં જણાવ્યાનુસાર સવારે ઊભા રહીને તથા બપોરે બંને હાથ ઉઠાવીને અને સાંયકાળે હાથ જોડી નીચે બેસી નીચેના મંત્રો ભણતાં ભણતાં સૂર્યોપસ્થાન કરો.[1]

## પ્રાતઃકાલીન સૂર્યોપસ્થાન

**સૂર્યોપસ્થાનના મંત્ર–**

(ક) **ૐ ઉદ્વયં તમસસ્પરિ સ્વઃ પશ્યન્ત ઉત્તરમ્ ।**
**દેવં દેવત્રા સૂર્યમગન્મ જ્યોતિરુત્તમમ્ ॥** (યજુ. ૨૦/૨૧)

(ખ) **ૐ ઉદુ ત્યં જાતવેદસં દેવં વહન્તિ કેતવઃ ।**
**દૃશે વિશ્વાય સૂર્યમ્ ।** (યજુ. ૭/૪૧)

૧. મધ્યાહ્ન ઉપસ્થાન તથા સાયં ઉપસ્થાનની આકૃતિઓ આગળ આપવામાં આવી છે.

(ગ) ૐ ચિત્રં દેવાનામુદગાદનીકં ચક્ષુર્મિત્રસ્ય વરુણસ્યાગ્નેઃ।
આપ્રા દ્યાવાપૃથિવીઅન્તરિક્ષઁ સૂર્ય આત્મા જગતસ્તસ્થુષશ્ચ ॥

(યજુ. ૭/૪૨)

(ઘ) ૐ તચ્ચક્ષુર્દેવહિતં પુરસ્તાચ્છુક્રમુચ્ચરત્ । પશ્યેમ શરદઃ શતં જીવેમ શરદઃ શતઁ શૃણુયામ શરદઃ શતં પ્રબ્રવામ શરદઃ શતમદીનાઃ સ્યામ શરદઃ શતં ભૂયશ્ચ શરદઃ શતાત્ ।

(યજુ. ૩૬/૨૪)

## ગાયત્રી જપનું વિધાન

**ષડઙ્ગન્યાસ**—ગાયત્રી મંત્રનો જપ કરતાં પહેલાં ષડઙ્ગન્યાસ કરવાનું વિધાન છે. માટે આગળ લખેલા એક એક મંત્ર બોલીને આકૃતિઓ મુજબ તે તે અંગોનો સ્પર્શ કરો—

**************************************************

(૧) **ૐ હૃદયાય નમઃ** (જમણા હાથની પાંચે આંગળીઓથી હૃદયનો સ્પર્શ કરવો). (૨) **ૐ ભૂઃ શિરસે સ્વાહા ।** (મસ્તકનો સ્પર્શ કરો). (૩) **ૐ ભુવઃ શિખાયૈ વષટ્** (શિખાનો અંગૂઠાથી સ્પર્શ કરો.) (૪) **ૐ સ્વઃ કવચાય હુમ્** (જમણા હાથની આંગળીઓથી ડાબા ખભાનો અને ડાબા હાથની આંગળીઓથી જમણા ખભાનો સ્પર્શ કરો.) (૫) **ૐ ભૂર્ભુવઃ સ્વઃ નેત્રાભ્યાં વૌષટ્** (નેત્રોનો સ્પર્શ કરો). (૬) **ૐ ભૂર્ભુવઃ સ્વઃ અસ્ત્રાય ફટ્** (જમણો હાથ માથેથી ફેરવીને મધ્યમા અને તર્જનીથી ડાબા હાથની હથેળી ઉપર તાળી વગાડો).

**પ્રાતઃકાળે બ્રહ્મરૂપા ગાયત્રીમાતાનું ધ્યાન :**

**ૐ બાલાં વિદ્યાં તુ ગાયત્રીં લોહિતાં ચતુરાનનામ્ ।**
**રક્તામ્બરદ્વયોપેતામક્ષસૂત્રકરાં તથા ॥**
**કમણ્ડલુધરાં દેવીં હંસવાહનસંસ્થિતામ્ ।**
**બ્રહ્માણીં બ્રહ્મદૈવત્યાં બ્રહ્મલોકનિવાસિનીમ્ ॥**
**મન્ત્રેણાવાહયેદ્દેવીમાયાન્તીં સૂર્યમણ્ડલાત્ ।**

'ભગવતી ગાયત્રીના મુખ્ય મંત્ર દ્વારા સૂર્યમંડળમાંથી આવતા એ રીતનું ધ્યાન કરવું જોઈએ કે એમની કિશોરાવસ્થા છે અને તેઓ જ્ઞાનસ્વરૂપિણી છે. તેઓ રક્તવર્ણા અને ચતુર્મુખી છે. તેમના ઉત્તરીય તથા મુખ્ય પરિધાન બંનેય રક્તવર્ણનાં છે. તેમના હાથમાં રુદ્રાક્ષની માળા છે. હાથમાં કમંડળ ધારણ કરી તેઓ હંસ ઉપર બિરાજમાન છે. તેઓ સરસ્વતી-સ્વરૂપા છે, બ્રહ્મલોકમાં નિવાસ કરે છે અને બ્રહ્માજી એમના પતિદેવ છે.'

**ગાયત્રીનું આવાહ્ન :** ત્યાર બાદ ગાયત્રીમાતાના આવાહ્ન માટે નિમ્નલિખિત વિનિયોગ કરવો.

**તેજોઽસીતિ ધામનામાસીત્યસ્ય ચ પરમેષ્ઠી પ્રજાપતિર્ઋષિર્યજુસ્ત્રિષ્ટુ-બુષ્ણિહૌ છન્દસી આજ્યં દેવતા ગાયત્ર્યાવાહને વિનિયોગઃ ।**

ત્યારબાદ નિમ્નલિખિત મંત્રથી ગાયત્રીનું આવાહ્ન કરવું.

****************************************************

**'ૐ તેજોડસિ શુક્રમસ્યમૃતમસિ । ધામનામાસિ પ્રિયં દેવાનામનાધૃષ્ટં દેવયજનમસિ ।'** (યજુ. ૧/૩૧)

**ગાયત્રીદેવીનું ઉપસ્થાન (પ્રણામ)**—આવાહ્‌ન કર્યેથી ગાયત્રી દેવી આવી ગયાં છે એમ માની નિમ્નલિખિત વિનિયોગ ભણી આગળના મંત્રોથી એમને પ્રણામ કરો.

**ગાયત્ર્યસીતિ વિવસ્વાન્ ઋષિઃ સ્વરાણ્મહાપઙ્‌ક્તશ્છન્દઃ પરમાત્મા દેવતા ગાયત્ર્યુપસ્થાને વિનિયોગઃ ।**

**ૐ ગાયત્ર્યસ્યેકપદી દ્વિપદી ત્રિપદી ચતુષ્પદ્યપદસિ । ન હિ પદ્યસે નમસ્તે તુરીયાય દર્શતાય પદાય પરોરજસેડસાવદો મા પ્રાપત્ ।**

(બૃહદા. ૫/૧૪/૭)

[ગાયત્રી ઉપસ્થાન પછી ગાયત્રી શાપવિમોચનનો તથા ગાયત્રી મંત્ર જપતાં પૂર્વે ચોવીસ મુદ્રાઓ કરવાનું પણ વિધાન છે, પરંતુ નિત્ય-સંધ્યાવંદનમાં અનિવાર્ય ન હોવા છતાંય એને જે વિશેષરૂપે કરવાના ઇચ્છુક છે, તેમના માટે અહીંયાં આપવામાં આવ્યું છે.]

## ગાયત્રી-શાપવિમોચન

બ્રહ્મા, વસિષ્ઠ, વિશ્વામિત્ર અને શુક્ર દ્વારા ગાયત્રીમંત્ર શપ્ત છે. માટે શાપ-નિવૃત્તિ અર્થે શાપવિમોચન કરવું જોઈએ.

**(૧) બ્રહ્મ-શાપવિમોચન** – વિનિયોગ—**ૐ અસ્ય શ્રીબ્રહ્મ-શાપવિમોચનમન્ત્રસ્ય બ્રહ્મા ઋષિર્ભુક્તિમુક્તિપ્રદા બ્રહ્મશાપવિમોચની ગાયત્રી શક્તિર્દેવતા ગાયત્રી છન્દઃ બ્રહ્મશાપવિમોચને વિનિયોગઃ ।**

મંત્ર—

**ૐ ગાયત્રીં બ્રહ્મેત્યુપાસીત યદ્રૂપં બ્રહ્મવિદો વિદુઃ ।**
**તાં પશ્યન્તિ ધીરાઃ સુમનસો વાચમગ્રતઃ ॥**

**ૐ વેદાન્તનાથાય વિદ્મહે હિરણ્યગર્ભાય ધીમહિ તન્નો બ્રહ્મ પ્રચોદયાત્ । ૐ દેવિ! ગાયત્રિ! ત્વં બ્રહ્મશાપાદ્વિમુક્તા ભવ ।**

*****************************************************

(૨) **વસિષ્ઠ શાપવિમોચન**—વિનિયોગ—**ૐ અસ્ય શ્રીવસિષ્ઠ-શાપવિમોચનમન્ત્રસ્ય નિગ્રહાનુગ્રહકર્તા વસિષ્ઠ ઋષિર્વસિષ્ઠાનુગૃહીતા ગાયત્રી શક્તિર્દેવતા વિશ્વોદ્ભવા ગાયત્રી છન્દઃ વસિષ્ઠશાપવિમોચનાર્થં જપે વિનિયોગઃ ।**

મંત્ર—

**ૐ સોઽહમર્કમયં જ્યોતિરાત્મજ્યોતિરહં શિવઃ ।**
**આત્મજ્યોતિરહં શુક્રઃ સર્વજ્યોતીરસોઽસ્મ્યહમ્ ॥**

યોનિમુદ્રા દર્શાવી ત્રણ વાર ગાયત્રી જપો.

**ૐ દેવિ! ગાયત્રિ! ત્વં વસિષ્ઠશાપાદ્વિમુક્તા ભવ ।**

(૩) **વિશ્વામિત્ર-શાપવિમોચન**—વિનિયોગ—**ૐ અસ્ય શ્રીવિશ્વામિત્ર-શાપવિમોચનમન્ત્રસ્ય નૂતનસૃષ્ટિકર્તા વિશ્વામિત્રઋષિર્વિશ્વામિત્રાનુગૃહીતા ગાયત્રી શક્તિર્દેવતા વાગ્દેહા ગાયત્રી છન્દઃ વિશ્વામિત્રશાપવિમોચનાર્થં જપે વિનિયોગઃ ।**

મંત્ર—

ૐ ગાયત્રીં ભજામ્યગ્નિમુખીં વિશ્વગર્ભાં યદુદ્ભવાઃ ।
દેવાશ્ચક્રિરે વિશ્વસૃષ્ટિં તાં કલ્યાણીમિષ્ટકરીં પ્રપદ્યે ॥
ૐ દેવિ! ગાયત્રિ! ત્વં વિશ્વામિત્રશાપાદ્વિમુક્તા ભવ ।

(૪) **શુક્ર-શાપવિમોચન**—વિનિયોગ—**ૐ અસ્ય શ્રીશુક્રશાપવિમોચન-મન્ત્રસ્ય શ્રીશુક્રઋષિઃ અનુષ્ટુપ્છન્દઃ** દેવી ગાયત્રી દેવતા શુક્રશાપવિમોચનાર્થં જપે વિનિયોગઃ ।

મંત્ર—

**સોઽહમર્કમયં જ્યોતિરર્કજ્યોતિરહં શિવઃ ।**
**આત્મજ્યોતિરહં શુક્રઃ સર્વજ્યોતીરસોઽસ્મ્યહમ્ ॥**

ૐ દેવિ! ગાયત્રિ! ત્વં શુક્રશાપાદ્વિમુક્તા ભવ ।

પ્રાર્થના —

**ૐ અહો દેવિ મહાદેવિ સંધ્યે વિદ્યે સરસ્વતિ !**
**અજરે અમરે ચૈવ બ્રહ્મયોનિર્નમોઽસ્તુ તે ॥**

ૐ દેવિ ગાયત્રિ ત્વં બ્રહ્મશાપાદ્વિમુક્તા ભવ, વસિષ્ઠશાપાદ્વિમુક્તા

****************************************************

ભવ, વિશ્વામિત્રશાપાદ્વિમુક્તા ભવ, શુક્રશાપાદ્વિમુક્તા ભવ ।

## જપ પૂર્વેની ચોવીસ મુદ્રાઓ

સુમુખં સમ્પુટં ચૈવ વિતતં વિસ્તૃતં તથા ।
દ્વિમુખં ત્રિમુખં ચૈવ ચતુષ્પઞ્ચમુખં તથા ॥
ષણ્મુખાડધોમુખં ચૈવ વ્યાપકાઞ્જલિકં તથા ।
શકટં યમપાશં ચ ગ્રથિતં ચોન્મુખોન્મુખમ્ ॥
પ્રલમ્બં મુષ્ટિકં ચૈવ મત્સ્યઃ કૂર્મો વરાહકમ્ ।
સિંહાક્રાન્તં મહાક્રાન્તં મુદ્ગરં પલ્લવં તથા ॥
એતા મુદ્રાશ્ચતુર્વિંશજ્જપાદૌ પરિકીર્તિતાઃ ॥

(દેવીભા. ૧૧/૧૭/૧૯-૧૦૧, યાજ્ઞવલ્ક્યસ્મૃતિ, આચારાધ્યાય, બાલમ્ભટ્ટી ટીકા)

************************************************

(૧) **સુમુખમ્** – બંને હાથની આંગળીઓ વાળી પરસ્પર ભેગી કરો. (૨) **સમ્પુટમ્** – બંને હાથ ફુલાવીને મેળવો. (૩) **વિતતમ્**– બંને હાથોની હથેળીઓ પરસ્પર સામે રાખો. (૪) **વિસ્તૃતમ્** – બંને હાથની આંગળીઓ ખોલીને બંનેને કંઈક વધુ છૂટા પાડો. (૫) **દ્વિમુખમ્** – બંને હાથોની કનિષ્ઠિકાથી કનિષ્ઠિકા તથા અનામિકાથી અનામિકા મેળવો. (૬) **ત્રિમુખમ્** – ફરીથી બંને મધ્યમાઓને મેળવો. (૭) **ચતુર્મુખમ્** – બંને તર્જનીઓ પણ મેળવો. (૮) **પંચમુખમ્** – બંને અંગૂઠા મેળવો. (૯) **ષણ્મુખમ્** – હાથ એમ જ રાખી બંને કનિષ્ઠિકાઓ ઉઘાડો. (૧૦) **અધોમુખમ્** – ઊંધા હાથ રાખી આંગળીઓ વાળો તથા મેળવીને નીચે બાજુ રાખો. (૧૧) **વ્યાપકાંજલિકમ્** – એવી જ રીતે મળેલા હાથને શરીર તરફ ઘુમાવી સીધા કરો. (૧૨) **શકટમ્** – બંને હાથોને ઊલટાવીને અંગૂઠાથી અંગૂઠો અડાડી તર્જનીઓને સીધી રાખી મુઠ્ઠી બાંધો. (૧૩) **યમપાશમ્** – તર્જનીથી તર્જની બાંધી બંને મુઠ્ઠીઓ બાંધવી. (૧૪) **ગ્રથિતમ્** – બંને હાથોની આંગળીઓ પરસ્પર ગૂંથો. (૧૫) **ઉન્મુખોન્મુખમ્** – હાથોની પાંચે આંગળીઓ મેળવીને પ્રથમ ડાબા પર જમણો અને પછી જમણા પર ડાબો હાથ મૂકો. (૧૬) **પ્રલમ્બમ્** – આંગળીઓ થોડીક વાળીને બંને હાથને ઉલટાવી નીચેની બાજુ કરો. (૧૭) **મુષ્ટિકમ્** – બંને અંગૂઠા ઉપર રાખીને બંને મુઠ્ઠીઓ બાંધીને મેળવો. (૧૮) **મત્સ્યઃ** – જમણા હાથની પીઠ પર ડાબો હાથ ઊલટો રાખી. બંને અંગૂઠા હલાવો. (૧૯) **કૂર્મઃ** – સીધા ડાબા હાથની મધ્યમા, અનામિકા તથા કનિષ્ઠિકાને વાળીને ઊંધા જમણા હાથની મધ્યમા, અનામિકાને – એ ત્રણે આંગળીઓ નીચે રાખીને તર્જની પર જમણી કનિષ્ઠિકા અને ડાબા અંગૂઠે જમણી તર્જની મૂકો.

(૧૩) યમપાશમ્ (૧૪) ગ્રથિતમ

(૧૫) ઉન્મુખોન્મુખમ્ (૧૬) પ્રલમ્બમ

(૧૭) મુષ્ટિકમ્ (૧૮) મત્સ્યઃ

**(૨૦) વરાહકમ્** – જમણી તર્જનીને ડાબા અંગૂઠાએ અડાડી, બંને હાથોની આંગળીઓ પરસ્પર બાંધો. **(૨૧) સિંહાક્રાન્તમ્** – બંને હાથોને કાન સમીપે રાખો. **(૨૨) મહાક્રાન્તમ્** – બંને હાથોની આંગળીઓ કાન સમીપ રાખો. **(૨૩) મુદ્ગરમ્** – મુઠ્ઠી વાળી જમણી કોણી ડાબી હથેળી પર રાખો. **(૨૪) પલ્લવમ્** – જમણા હાથની આંગળીઓને મુખ સન્મુખ હલાવો.

**ગાયત્રીમંત્રનો વિનિયોગ** – તત્પશ્ચાત્ ગાયત્રીમંત્રના જપ માટે વિનિયોગ ભણો – **ૐકારસ્ય બ્રહ્મા ઋષિર્ગાયત્રી છન્દઃ પરમાત્મા દેવતા, ૐ ભૂર્ભુવઃ સ્વરિતિ મહાવ્યાહ્રતીનાં પરમેષ્ઠી પ્રજાપતિ-ર્ઋષિર્ગાયત્ર્યુષ્ણિગનુષ્ટુભશ્છન્દાંસિ અગ્નિવાયુસૂર્યા દેવતાઃ, ૐ તત્સવિતુરિત્યસ્ય વિશ્વામિત્રઋષિર્ગાયત્રી છન્દઃ સવિતા દેવતા જપે વિનિયોગઃ ।**

તત્પશ્ચાત્ ગાયત્રીમંત્રનો ૧૦૮ વાર જપ કરો. ૧૦૮ વાર ન થાય

**************************************************

તો ઓછામાં ઓછો દસ વાર જપ અવશ્ય કરવામાં આવે. સંધ્યામાં ગાયત્રીમંત્રનો કરમાળા પર જાપ સારો ગણાય છે,[1] ગાયત્રી મંત્રના ૨૪ લાખ જાપ કરવાથી એક પુરશ્ચરણ થાય છે. જપ માટેની બધી માળાઓમાં રુદ્રાક્ષની માળા શ્રેષ્ઠ છે.

**શક્તિમંત્ર જપવાની કરમાળા :** આકૃતિ ૧ મુજબ અંક એકથી આરંભ કરીને દસ અંક સુધી અંગૂઠા વડે જપ કરવાથી એક કરમાળા થાય છે. (દે. ભા. ૧૧/૧૯/૧૯). તર્જનીના મધ્ય તથા અગ્રપર્વ સુમેરુ છે. આ પ્રમાણે દસ કરમાળા જપવાથી જપસંખ્યા એકસોની થઈ જશે. ત્યારબાદ આકૃતિ ૨ મુજબ અંક ૧ થી આરંભ કરીને અંક ૮ સુધી જપ કરવાથી ૧૦૮ની એક માળા થાય છે.

આકૃતિ : ૧ આકૃતિ : ૨

---

૧. પર્વભિસ્તુ જપેદ્ દેવીં માલા કામ્યજપે સ્મૃતા ।
ગાયત્રી વેદમૂલા સ્યાદ્ વેદઃ પર્વસુ ગીયતે ॥

# ગાયત્રી મંત્ર

**'ૐ ભૂર્ભુવઃ સ્વઃ તત્સવિતુર્વરેણ્યં ભર્ગો દેવસ્ય ધીમહિ । ધિયો યો નઃ પ્રચોદયાત્ ।** (શુ. યજુ. ૩૬/૩)

**ગાયત્રી મંત્રનો અર્થ :** ભૂઃ = સત્, ભુવઃ = ચિત્, સ્વઃ = આનંદ-સ્વરૂપ, સવિતુઃ દેવસ્ય = સૃષ્ટિકર્તા પ્રકાશમાન પરમાત્માના, તત્ વરેણ્યં ભર્ગ = એ પ્રસિદ્ધ વરણીય તેજનું (અમો) ધ્યાન કરીએ છીએ, **યઃ** = જે પરમાત્મા, નઃ = અમારી, ધિયઃ = બુદ્ધિને (સત્ તરફ), પ્રચોદયાત્ = પ્રેરિત કરે.

[ગાયત્રી મંત્ર જપ્યાબાદ આઠ મુદ્રાઓ, ગાયત્રી કવચ તથા ગાયત્રી તર્પણ કરવાનું વિધાન છે, જે નિત્ય સંધ્યા-વન્દનમાં અનિવાર્ય ન હોવા છતાંય અહીં અપાઈ રહ્યું છે].*

---

*** (ક) જપ બાદની આઠ મુદ્રાઓ**

**સુરભિર્જ્ઞાનવૈરાગ્યે યોનિઃ શંખોઽથ પઙ્કજમ્ ।**
**લિઙ્ગનિર્વાણમુદ્રાશ્ચ જપાન્તેઽષ્ટૌ પ્રદર્શયેત્ ॥**

**(૧) સુરભિઃ** – બંને હાથની આંગળીઓ ગૂંથીને ડાબા હાથની તર્જનીથી જમણા હાથની મધ્યમા, મધ્યમાથી તર્જની, અનામિકાથી કનિષ્ઠિકા અને કનિષ્ઠિકાથી અનામિકા અડાડો. **(૨) જ્ઞાનમ્** – જમણા હાથની તર્જનીથી અંગૂઠો મેળવી હૃદયમાં તથા એ જ રીતે ડાબો હાથ ડાબા ઘૂંટણ પર સીધો મૂકો. **(૩) વૈરાગ્યમ્** – બંને તર્જનીઓથી અંગૂઠો મેળવી ઘૂંટણો પર સીધો મૂકો. **(૪) યોનિ** – બંને મધ્યમાઓથી નીચેથી ડાબી તર્જની ઉપર જમણી અનામિકા અને જમણી તર્જની પર ડાબી અનામિકા રાખી બંને તર્જનીઓથી બાંધી બંને મધ્યમાઓ પર મૂકો. **(૫) શંખઃ** – ડાબા અંગૂઠાને જમણી મુઠ્ઠીમાં બાંધીને જમણા અંગૂઠાથી ડાબી આંગળીઓ મેળવો. **(૬) પઙ્કજમ્** – બંને હાથના અંગૂઠા તથા આંગળીઓ મેળવીને ઉપર બાજુએ રાખો. **(૭) લિંગમ્** – જમણા અંગૂઠાને સીધો રાખી બંને હાથોની આંગળીઓને ગૂંથીને ડાબો અંગૂઠો જમણા અંગૂઠાના મૂળ ઉપર મૂકો. **(૮) નિર્વાણમ્** – ઊલટા ડાબા હાથ પર જમણો હાથ સીધો રાખી, આંગળીઓને પરસ્પર ગૂંથી બંને હાથ પોતાની બાજુએથી વાળી, બંને તર્જનીઓને સીધી કાન સમીપ લઈ જાઓ.

**************************************************

## સૂર્ય પ્રદક્ષિણા–

**યાનિ કાનિ ચ પાપાનિ જન્માન્તરકૃતાનિ ચ ।**
**તાનિ સર્વાણિ નશ્યન્તુ પ્રદક્ષિણપદે પદે ॥**

**ભગવાનને જપ અર્પણ :** અંતમાં ભગવાનને આ વાક્ય કહેતાં કહેતાં જપ અર્પણ કરો. – **અનેન ગાયત્રીજપકર્મણા સર્વાન્તર્યામી ભગવાન્**

---

**નારાયણઃ પ્રીયતાં ન મમ।**

**ગાયત્રી દેવીનું વિસર્જન :** નિમ્નલિખિત વિનિયોગ સાથે અગાઉ દર્શાવેલ મંત્રથી ગાયત્રી દેવીનું વિસર્જન કરો –

---

## (ખ) ગાયત્રી-કવચ

પ્રથમ નિમ્નલિખિત વાક્ય ભણીને ગાયત્રી કવચનો વિનિયોગ કરો–

**ૐ અસ્ય શ્રીગાયત્રીકવચસ્ય બ્રહ્મા ઋષિર્ગાયત્રી છન્દો ગાયત્રી દેવતા ૐ ભૂઃ બીજમ્, ભુવઃ શક્તિઃ, સ્વઃ કીલકમ્, ગાયત્રીપ્રીત્યર્થં જપે વિનિયોગઃ।**

નિમ્નલિખિત મંત્રોથી ગાયત્રીમાતાનું ધ્યાન કરો :

**પઞ્ચવક્ત્રાં દશભુજાં સૂર્યકોટિસમપ્રભામ્।**
**સાવિત્રીં બ્રહ્મવરદાં ચન્દ્રકોટિસુશીતલામ્॥**
**ત્રિનેત્રાં સિતવક્ત્રાં ચ મુક્તાહારવિરાજિતામ્।**
**વરાભયાઙ્કુશકશાહેમપાત્રાક્ષમાલિકામ્॥**
**શઙ્ખચક્રાબ્જયુગલં કરાભ્યાં દધતીં વરામ્।**
**સિતપઙ્કજસંસ્થાં ચ હંસારૂઢાં સુખસ્મિતામ્॥**
**ધ્યાત્વૈવં માનસામ્ભોજે ગાયત્રીકવચં જપેત્।**

તત્પશ્ચાત્ ગાયત્રી કવચનો પાઠ કરો.

ૐ બ્રહ્મોવાચ

**વિશ્વામિત્ર! મહાપ્રાજ્ઞ! ગાયત્રીકવચં શૃણુ।**
**યસ્ય વિજ્ઞાનમાત્રેણ ત્રૈલોક્યં વશયેત્ ક્ષણાત્॥**
**સાવિત્રી મે શિરઃ પાતુ શિખાયામમૃતેશ્વરી।**
**લલાટં બ્રહ્મદૈવત્યા ભ્રુવૌ મે પાતુ વૈષ્ણવી॥**
**કર્ણૌ મે પાતુ રુદ્રાણી સૂર્યા સાવિત્રિકાઽમ્બિકે।**
**ગાયત્રી વદનં પાતુ શારદા દશનચ્છદૌ॥**
**દ્વિજાન્ યજ્ઞપ્રિયા પાતુ રસનાયાં સરસ્વતી।**
**સાંખ્યાયની નાસિકાં મે કપોલૌ ચન્દ્રહાસિની॥**
**ચિબુકં વેદગર્ભા ચ કણ્ઠં પાત્વઘનાશિની।**
**સ્તનૌ મે પાતુ ઈન્દ્રાણી હૃદયં બ્રહ્મવાદિની॥**
**ઉદરં વિશ્વભોક્ત્રી ચ નાભૌ પાતુ સુરપ્રિયા।**
**જઘનં નારસિંહી ચ પૃષ્ઠં બ્રહ્માણ્ડધારિણી॥**
**પાર્શ્વૌ મે પાતુ પદ્માક્ષી ગુહ્યં ગોગોપ્ત્રિકાઽવતુ।**
**ઊર્વોરોંકારરૂપા ચ જાન્વોઃ સંધ્યાત્મિકાઽવતુ॥**
**જઙ્ઘયોઃ પાતુ અક્ષોભ્યા ગુલ્ફયોર્બ્રહ્મશીર્ષકા।**
**સૂર્યા પદદ્વયં પાતુ ચન્દ્રા પાદાઙ્ગુલીષુ ચ॥**

********************************************

**વિનિયોગ–'ઉત્તમે શિખરે' ઈત્યસ્ય વામદેવ ઋષિરનુષ્ટુપ્છન્દઃ ગાયત્રી દેવતા ગાયત્રીવિસર્જને વિનિયોગઃ ।**

**ગાયત્રી વિસર્જનનો મંત્ર–**

**ૐ ઉત્તમે શિખરે દેવી ભૂમ્યાં પર્વતમૂર્ધનિ ।**

**બ્રાહ્મણેભ્યોઽભ્યનુજ્ઞાતા ગચ્છ દેવિ! યથાસુખમ્ ॥** (તૈ. આ. પ્ર. ૧૦ અ. ૧૦)

**સંધ્યોપાસન કર્મનું સમર્પણ :** તત્પશ્ચાત્ નીચે લખેલાં વાક્યો ભણીને આ સંધ્યોપાસન કર્મ ભગવાનને સમર્પિત કરી દેવું–

**'અનેન સંધ્યોપાસનાખ્યેન કર્મણા શ્રીપરમેશ્વરઃ પ્રીયતાં ન મમ । ૐ તત્સત્ શ્રીબ્રહ્માર્પણમસ્તુ ।'**

પછી ભગવાનનું સ્મરણ કરો.

**યસ્ય સ્મૃત્યા ચ નામોક્ત્યા તપોયજ્ઞક્રિયાદિષુ ।**
**ન્યૂનં સમ્પૂર્ણતાં યાતિ સદ્યો વન્દે તમચ્યુતમ્ ॥**
**શ્રીવિષ્ણવે નમઃ, શ્રીવિષ્ણવે નમઃ, શ્રીવિષ્ણવે નમઃ ॥***
**શ્રીવિષ્ણુસ્મરણાત્ પરિપૂર્ણતાસ્તુ ।**

---

**સર્વાઙ્ગં વેદજનની પાતુ મે સર્વદાઽનઘા ।**
**ઈત્યેતત્ કવચં બ્રહ્મન્ ગાયત્ર્યાઃ સર્વપાવનમ્ ।**
**પુણ્યં પવિત્રં પાપઘ્નં સર્વરોગનિવારણમ્ ॥**
**ત્રિસન્ધ્યં યઃ પઠેદ્વિદ્વાન્ સર્વાન્ કામાનવાપ્નુયાત્ ।**
**સર્વશાસ્ત્રાર્થતત્ત્વજ્ઞઃ સ ભવેદ્વેદવિત્તમઃ ॥**
**સર્વયજ્ઞફલં પ્રાપ્ય બ્રહ્માન્તે સમવાપ્નુયાત્ ।**
**પ્રાપ્નોતિ જપમાત્રેણ પુરુષાર્થાંશ્ચતુર્વિધાન્ ॥**

॥ શ્રીવિશ્વામિત્રસંહિતોક્તં ગાયત્રીકવચં સમ્પૂર્ણમ્ ॥

### (ગ) ગાયત્રીતર્પણ (કેવળ પ્રાતઃસંધ્યામાં કરો)

**ૐ ગાયત્ર્યા વિશ્વામિત્ર ઋષિઃ સવિતા દેવતા ગાયત્રી છન્દઃ ગાયત્રીતર્પણે વિનિયોગઃ । ૐ ભૂઃ ઋગ્વેદપુરુષં તર્પયામિ । ૐ ભુવઃ યજુર્વેદપુરુષં ત૦ । ૐ સ્વઃ સામવેદપુરુષં ત૦ । ૐ મહઃ અથર્વવેદપુરુષં ત૦ । ૐ જનઃ ઈતિહાસપુરાણપુરુષં ત૦ । ૐ તપઃ સર્વાગમપુરુષં ત૦ । ૐ સત્યં સત્યલોકપુરુષં ત૦ । ૐ ભૂઃ ભૂર્લોકપુરુષં ત૦ । ૐ ભુવઃ ભુવર્લોકપુરુષં ત૦ । ૐ સ્વઃ સ્વર્લોકપુરુષં ત૦ । ૐ ભૂઃ એકપદાં ગાયત્રીં ત૦ । ૐ ભુવઃ દ્વિપદાં ગાયત્રીં ત૦ । ૐ સ્વઃ ત્રિપદાં ગાયત્રીં ત૦ । ભૂર્ભુવઃ સ્વઃ ચતુષ્પદાં ગાયત્રીં ત૦ । ૐ ઉષસીં ત૦ । ૐ ગાયત્રીં ત૦ । ૐ સાવિત્રીં ત૦ । ૐ સરસ્વતીં ત૦ । ૐ વેદમાતરં ત૦ । ૐ પૃથિવીં ત૦ । ૐ અજાં ત૦ । ૐ કૌશિકીં ત૦ ।ૐ સાંકૃતિં ત૦ ।ૐ સાર્વજિતીં તર્પયામિ ।ૐ તત્સદ્બ્રહ્માર્પણમસ્તુ ॥**(દેવીભાગવત)

* **તત્સદ્બ્રહ્માર્પણં કર્મ કૃત્વા ત્રિર્વિષ્ણુ સ્મરેત્ ।** (આચારભૂષણ)

સંધ્યા સમાપ્ત થયે પાત્રોમાં વધેલું જળ એવી જગ્યાએ કે વૃક્ષના મૂળમાં રેડો કે જ્યાં કોઈનો પગ ન પડે. સંધ્યા–સમાપ્તિ બાદ આસનની નીચે કિંચિત્ જળ ઢોળી તેનાથી માથે તિલક કરો.

~~■~~

# મધ્યાહ્ન-સંધ્યા

(પ્રાતઃસંધ્યા પ્રમાણે કરવી.)

પ્રાણાયામ બાદ **'ૐ સૂર્યશ્ચ મેતિ'**ના વિનિયોગ તથા આચમન મંત્રોની જગ્યાએ નીચે લખેલો વિનિયોગ તથા મંત્ર ભણવો.

**વિનિયોગ : ૐ આપઃ પુનન્ત્વિતિ બ્રહ્મા ઋષિર્ગાયત્રી છન્દઃ આપો દેવતા અપામુપસ્પર્શને વિનિયોગઃ**[૧]।

**આચમન : ૐ આપઃ પુનન્તુ પૃથિવીં પૃથ્વી પૂતા પુનાતુ મામ્ । પુનન્તુ બ્રહ્મણસ્પતિર્બ્રહ્મપૂતા પુનાતુ મામ્ । યદુચ્છિષ્ટમભોજ્યં ચ યદ્વા દુશ્ચરિતં મમ । સર્વં પુનન્તુ મામાપોઽસતાં ચ પ્રતિગ્રહઁ્ સ્વાહા ।**

(તૈ. આ. પ્ર. ૧૦, અ. ૨૩)

**ઉપસ્થાન :** આકૃતિ મુજબ બંને હાથ ઉપર કરો.

---

૧. સાયં 'અગ્નિશ્ચ મે' ત્યુક્ત્વા પ્રાતઃ સૂર્યેત્યપઃ પિબેત્ ।
આપઃ પુનન્તુ મધ્યાહ્ને તતશ્ચાચમનં ચરેત્ ॥
(ભરદ્વાજ, બ્રહ્મોક્ત યાજ્ઞવલ્ક્યસંહિતા)
(શબ્દાન્તર સાથે લઘ્વાશ્વલાયનસ્મૃ. ૩૬-૩૭)

**********************************************************

**અર્ઘ્ય** : સીધા ઊભા રહીને સૂર્યને એક અર્ઘ્ય આપો.

**વિષ્ણુરૂપા ગાયત્રીનું ધ્યાન –**

**ૐ મધ્યાહ્ને વિષ્ણુરૂપાં ચ તાર્ક્ષ્યસ્થાં પીતવાસસામ્ ।**
**યુવતીં ચ યજુર્વેદાં સૂર્યમણ્ડલસંસ્થિતામ્ ॥**

સૂર્યમંડળમાં સ્થિત યુવાવસ્થાવાળાં, પીળાં વસ્ત્ર, શંખ, ચક્ર, ગદા તથા પદ્મ ધારણ કરી ગરુડ પર બેઠેલાં યજુર્વેદસ્વરૂપા ગાયત્રીનું ધ્યાન કરવું.

~~■~~

# સાયં-સંધ્યા

(પ્રાતઃસંધ્યા મુજબ કરો.)

ઉત્તરાભિમુખ થઈને સૂર્યની હાજરીમાં કરવી ઉત્તમ છે. પ્રાણાયામ પશ્ચાત્ **'ૐ સૂર્યશ્ચ મેતિ૦'**ના વિનિયોગ તથા આચમન - મંત્રના સ્થાને નીચે લખેલો વિનિયોગ તથા મંત્ર ભણીને આચમન કરો.

**વિનિયોગ : ૐ અગ્નિશ્ચ મેતિ રુદ્ર ઋષિઃ પ્રકૃતિશ્છન્દોઽગ્નિર્દેવતા અપામુપસ્પર્શને વિનિયોગઃ ।**

**આચમન : ૐ અગ્નિશ્ચ મા મન્યુશ્ચ મન્યુપતયશ્ચ મન્યુકૃતેભ્યઃ પાપેભ્યો રક્ષન્તામ્ । યદહ્ના પાપમકાર્ષં મનસા વાચા હસ્તાભ્યાં પદ્ભ્યામુદરેણ શિશ્ના અહસ્તદવલુમ્પતુ । યત્કિંચ દુરિતં મયિ ઇદમહ-માપોઽમૃતયોનૌ સત્યે જ્યોતિષિ જુહોમિ સ્વાહા ।**

(તૈ. આ. પ્ર. ૧૦. અ. ૨૪)

**અર્ઘ્ય** : પશ્ચિમાભિમુખ થઈને બેઠાં બેઠાં ત્રણ અર્ઘ્ય આપો.

************************************************************

**ઉપસ્થાન :** ચિત્ર અનુસાર બંને હાથ બંધ કરી કમળ જેવા કરવા.

### સાયંકાલીન સૂર્યોપસ્થાન

**શિવરૂપા ગાયત્રીનું ધ્યાન–**

**ૐ સાયાહ્ને શિવરૂપાં ચ વૃદ્ધાં વૃષભવાહિનીમ્ ।**
**સૂર્યમણ્ડલમધ્યસ્થાં સામવેદસમાયુતામ્ ॥**

સૂર્યમંડળમાં સ્થિત વૃદ્ધારૂપા ત્રિશૂલ, ડમરૂ, પાશ તથા પાત્ર માટે વૃષભ પર બેઠેલ સામવેદસ્વરૂપા ગાયત્રીનું ધ્યાન કરો.

## અશૌચમાં સંધ્યોપાસનનો વિધિ

મહર્ષિ પુલસ્ત્યે જન્મના સૂતક અને મરણ સૂતકમાં સંધ્યોપાસનની

અબાધિત આવશ્યકતા ગણાવી છે.[૧] પરંતુ આશૌચમાં એની પ્રક્રિયા ભિન્ન થઈ જાય છે. શાસ્ત્રોએ એમાં માનસી સંધ્યાનું વિધાન કર્યું છે.[૨] એમાં ઉપસ્થાન થતું નથી.[૩] એ સંધ્યા આરંભથી સૂર્યના અર્ઘ્ય સુધી જ સીમિત રહે છે.[૪] અહીં દસ વાર ગાયત્રીનો જપ આવશ્યક છે.[૫] આટલાથી સંધ્યોપાસનાનું ફળ પ્રાપ્ત થઈ જાય છે.[૬]

એક મત એ છે કે એમાં દર્ભ અને જળનો ઉપયોગ જ ન થાય.[૭] નિર્ણીત મત એ છે કે મંત્ર ભણ્યા વિના પ્રાણાયામ કરો, માર્જન-મંત્રોનું મનથી ઉચ્ચારણ કરી, માર્જન કરો. ગાયત્રીનો સમ્યક્ ઉચ્ચાર કરી સૂર્યને અર્ઘ્ય આપો.[૮] પછી સૂર્યને શક્તિ અનુસાર જલાંજલિ આપીને પ્રદક્ષિણા અને નમસ્કાર કરો.[૯] આપત્તિ વખતે, રસ્તામાં અને અશક્ત સ્થિતિમાં પણ માનસી સંધ્યા કરવામાં આવે છે.[૧૦]

~~■~~

## પંચમહાયજ્ઞ

ગૃહસ્થના ઘરમાં પાંચ સ્થળ એવાં છે, જ્યાં પ્રતિદિન નાછૂટકે જીવહિંસા થવાની શક્યતા રહે છે. ચૂલો (અગ્નિ પ્રગટાવવાથી), ઘંટી (દળવાથી),

---

૧. **સંધ્યામિષ્ટિં ચ હોમં ચ યાવજ્જીવં સમાચરેત્ ।**
**ન ત્યજેત્ સૂતકે વાપિ ત્યજન્ ગચ્છત્યધોગતિમ્ ॥**

૨. **સૂતકે માનસીં સંધ્યાં કુર્યાદ્ વૈ સુપ્રયત્નતઃ** (સ્મૃતિસમુચ્ચય)

૩. **ઉપસ્થાનં ન ચૈવ હિ ।** (ભારદ્વાજ, આચારભૂષણ)

૪. **અર્ઘ્યાન્તા માનસી સંધ્યા ।** (નિર્ણયસિન્ધુ)

૫-૬. **ગાયત્રીં દશધા જપ્ત્વા સંધ્યાયાઃ ફલમાપ્નુયાત્ ।** (સ્મૃતિસમુચ્ચય)

૭. **કુશવારિવિવર્જિતા ।** (નિર્ણયસિન્ધુ)

૮. **સૂતકે મૃતકે કુર્યાત્ પ્રાણાયામમમન્ત્રકમ્ । તથા માર્જનમન્ત્રાંસ્તુ મનસોચ્ચાર્ય માર્જયેત્ ॥**
**ગાયત્રીં સમ્યગુચ્ચાર્ય સૂર્યાયાર્ઘ્યં નિવેદયેત્ । માર્જનં તુ ન વા કાર્યમુપસ્થાનં ન ચૈવ હિ ॥**
(ભારદ્વાજ આચારભૂષણ ૧૦૩-૧૦૪)

૯. **સૂતકે તુ સાવિત્ર્યાઞ્જલિં પ્રક્ષિપ્ય પ્રદક્ષિણમ્ ।**
**કૃત્વા સૂર્યં તથા ધ્યાયન્ નમસ્કુર્યાત્ પુનઃ પુનઃ ॥**

૧૦. (ક) **'આપન્નશ્ચાશુચિઃ કાલે તિષ્ઠન્નપિ જપેદ્ દશ ।** (આચારભૂષણ પૃ. ૧૦૪)
(ખ) **આપદ્યધ્વન્યશક્તશ્ચ સંધ્યાં કુર્વીત માનસીમ્ ।** (ગૌતમ)

***************************************************

સાવરણી (કચરો વાળવાથી), ખાંડણિયો (કૂટવાથી), પાણિયારા (જળપાત્રો નીચે જીવો દબાવાથી)થી જે પાપ થાય છે, તે પાપોમાંથી મુક્ત થવા માટે બ્રહ્મયજ્ઞ - વેદ-વેદાઙ્ગાદિ તથા પુરાણાદિ આર્ષગ્રંથોના સ્વાધ્યાય, પિતૃયજ્ઞ-શ્રાદ્ધ તથા તર્પણ, દેવયજ્ઞ - દેવતાઓનું પૂજન અને હવન, ભૂતયજ્ઞ - બલિવૈશ્વદેવ તથા પંચબલિ, મનુષ્ય યજ્ઞ-અતિથિ સત્કાર - આ પાંચે યજ્ઞ દરરોજ અવશ્ય કરવા જોઈએ.

**પઞ્ચ સૂના ગૃહસ્થસ્ય ચુલ્લી પેષણ્યુપસ્કરઃ ।**
**કણ્ડની ચોદકુમ્ભશ્ચ બધ્યતે યાસ્તુ વાહયન્ ॥**
**તાસાં ક્રમેણ સર્વાસાં નિષ્કૃત્યર્થં મહર્ષિભિઃ ।**
**પઞ્ચ કલૃપ્તા મહાયજ્ઞાઃ પ્રત્યહં ગૃહમેધિનામ્ ॥**
**અધ્યાપનં બ્રહ્મયજ્ઞઃ પિતૃયજ્ઞસ્તુ તર્પણમ્ ।**
**હોમો દૈવો બલિર્ભૌતો નૃયજ્ઞોઽતિથિપૂજનમ્ ॥**

(મનુ. ૩/૬૮-૭૦)

## બ્રહ્મયજ્ઞ

સંધ્યાવંદન પછી દ્વિજમાત્રે પ્રતિદિન વેદ-પુરાણાદિનું પઠન-પાઠન કરવું જોઈએ અથવા નીચે લખેલા મંત્રોનો પાઠ કરવો. (સમયાભાવને કારણે કેવળ ગાયત્રી મહામંત્ર જપવાથી પણ બ્રહ્મયજ્ઞની પૂર્તિ થઈ જાય છે.[૧])

દેશકાળના સ્મરણપૂર્વક **'અથ બ્રહ્મયજ્ઞાખ્યં કર્મ કરિષ્યે'** – એમ ઉચ્ચારણ કરી સંકલ્પ કરો.

**ઋગ્વેદ – ૐ અગ્નિમીળે પુરોહિતં યજ્ઞસ્ય દેવમૃત્વિજમ્ । હોતારં રત્નધાતમમ્ ।**

---

૧. **અવેદવિન્મહાયજ્ઞાન્ કર્તુમિચ્છંસ્તુ યો દ્વિજઃ ।**
**તારવ્યાહૃતિસંયુક્તાં સાવિત્રીં ત્રિઃ સમુચ્ચરેત્ ॥**
(આચારેન્દુમાં અગ્નિસ્મૃતિ)

**************************************************

યજુર્વેદ–ઓઁ ઈષે ત્વોર્જે ત્વા વાયવ સ્થ દેવો વઃ સવિતા પ્રાર્પયતુ શ્રેષ્ઠતમાય કર્મણ આપ્યાયધ્વ મધ્ન્યા ઈન્દ્રાય ભાગં પ્રજાવતીરનમીવા અયક્ષ્મા મા વ સ્તેન ઈશત માઘશઁ્સો ધ્રુવા અસ્મિન્ ગોપતૌ સ્યાત્ બહ્વીર્યજમાનસ્ય પશૂન્ પાહિ ।

સામવેદ–ઓઁ અગ્ન આયાહિ વીતયે ગૃણાનો હવ્યદાતયે । નિહોતા સત્સુ બર્હિષિ ।

અથર્વવેદ–ઓઁ શં નો દેવીરભીષ્ટય આપો ભવન્તુ પીતયે । શંયોરભિસ્રવન્તુ નઃ ।

નિરુક્તમ્–સમામ્નાયઃ સમામ્નાતઃ ।

છન્દ–મયરસતજભનલગસંમિતમ્ ।

નિઘણ્ટુ–ગૌઃ ગ્મા ।

જ્યૌતિષમ્–પઞ્ચસંવત્સરમયમ્ ।

શિક્ષા–અથ શિક્ષાં પ્રવક્ષ્યામિ ।

વ્યાકરણમ્–વૃદ્ધિરાદૈચ્ ।

કલ્પસૂત્રમ્–અથાતોઽધિકારઃ ફલયુક્તાનિ કર્માણિ ।

ગૃહ્યસૂત્રમ્–અથાતો ગૃહ્યસ્થાલીપાકાનાં કર્મ ।

ન્યાયદર્શનમ્-પ્રમાણપ્રમેયસંશયપ્રયોજનદૃષ્ટાન્તસિદ્ધાન્તાવયવતર્કનિર્ણયવાદજલ્પવિતણ્ડાહેત્વાભાસચ્છલજાતિનિગ્રહસ્થાનાનાં તત્ત્વજ્ઞાનાન્નિઃ શ્રેયસાધિગમઃ ।

વૈશેષિકદર્શનમ્–અથાતો ધર્મં વ્યાખ્યાસ્યામઃ । યતોઽભ્યુદયનિઃશ્રેયસસિદ્ધિઃ સ ધર્મઃ ।

યોગદર્શનમ્–અથ યોગાનુશાસનમ્ । યોગશ્ચિત્તવૃત્તિનિરોધઃ ।

સાંખ્યદર્શનમ્–અથ ત્રિવિધદુઃખાત્યન્તનિવૃત્તિરત્યન્તપુરુષાર્થઃ ।

ભારદ્વાજકર્મમીમાંસા–અથાતો ધર્મજિજ્ઞાસા । ધારકો ધર્મઃ ।

જૈમિનીયકર્મમીમાંસા–અથાતો ધર્મજિજ્ઞાસા, ચોદનાલક્ષણોઽર્થો ધર્મઃ ।

***************************************************

બ્રહ્મમીમાંસા—અથાતો બ્રહ્મજિજ્ઞાસા। જન્માદ્યસ્ય યતઃ। શાસ્ત્રયોનિત્વાત્। તત્તુ સમન્વયાત્।

સ્મૃતિઃ—

મનુમેકાગ્રમાસીનમભિગમ્ય મહર્ષયઃ।
પ્રતિપૂજ્ય યથાન્યાયમિદં વચનમબ્રુવન્॥

રામાયણમ્ :

તપઃસ્વાધ્યાયનિરતં તપસ્વી વાગ્વિદાં વરમ્।
નારદં પરિપપ્રચ્છ વાલ્મીકિર્મુનિપુઙ્ગવમ્॥

ભારતમ્ :

નારાયણં નમસ્કૃત્ય નરઞ્ચૈવ નરોત્તમમ્।
દેવીં સરસ્વતીં વ્યાસં તતો જયમુદીરયેત્॥

પુરાણમ્ :

જન્માદ્યસ્ય યતોઽન્વયાદિતરતશ્ચાર્થેષ્વભિજ્ઞઃ સ્વરાટ્
તેને બ્રહ્મ હૃદા ય આદિકવયે મુહ્યન્તિ યત્સૂરયઃ।
તેજોવારિમૃદાં યથા વિનિમયો યત્ર ત્રિસર્ગોઽમૃષા
ધામ્ના સ્વેન સદા નિરસ્તકુહકં સત્યં પરં ધીમહિ॥

તન્ત્રમ્ :

આચારમૂલા જાતિઃ સ્યાદાચારઃ શાસ્ત્રમૂલકઃ।
વેદવાક્યં શાસ્ત્રમૂલં વેદઃ સાધકમૂલકઃ॥
સાધકશ્ચ ક્રિયામૂલઃ ક્રિયાપિ ફલમૂલિકા।
ફલમૂલં સુખં દેવિ સુખમાનન્દમૂલકમ્॥

~~■~~

# તર્પણ (પિતૃયજ્ઞ)

**તર્પણનું ફળ :**

**એકૈકસ્ય તિલૈર્મિશ્રાંસ્ત્રીંસ્ત્રીન્ દદ્યાજ્જલાઞ્જલીન્ ।**
**યાવજ્જીવકૃતં પાપં તત્ક્ષણાદેવ નશ્યતિ ॥**

એક એક પિતૃને તલમિશ્રિત જળની ત્રણ ત્રણ અંજલિઓ પ્રદાન કરવી. (આ રીતે તર્પણ કરવાથી) જન્મના આરંભથી માંડીને તર્પણના દિવસ સુધીનાં પાપ એ જ વખતે નષ્ટ થઈ જાય છે.

**તર્પણ ન કરવાથી પ્રત્યવાય (પાપ) :** બ્રહ્માદિદેવ અને પિતૃગણ તર્પણ ન કરનારા માનવના શરીરનું રક્તપાન કરે છે, અર્થાત્ તર્પણ ન કરવાના પાપથી શરીરનું રક્ત-શોષણ થાય છે.

**'અતર્પિતાઃ શરીરાદ્રુધિરં પિબન્તિ'**

—આથી એ સિદ્ધ થાય છે કે ગૃહસ્થ માનવે પ્રતિદિન તર્પણ અવશ્ય કરવું જોઈએ.

**તર્પણને યોગ્ય પાત્ર :** સોનું, ચાંદી, તાંબું કે કાંસાનું વાસણ પૂર્વજોના તર્પણમાં પ્રશસ્ત મનાયાં છે. માટી તથા લોખંડનાં પાત્રો સર્વથા વર્જિત છે.[1]

**તલ-તર્પણનો નિષેધ :** સપ્તમી અને રવિવારે, ઘરમાં, જન્મદિવસે, દાસ, પુત્ર અને સ્ત્રીની કામનાવાળા મનુષ્ય તલથી તર્પણ ન કરે. નન્દા (પ્રતિપદા, ષષ્ઠી, એકાદશી) તિથિ, શુક્રવાર, કૃત્તિકા, મઘા અને ભરણી નક્ષત્ર, રવિવાર તથા ગજચ્છાયાયોગમાં તલ મેળવેલા જળથી કદાપિ તર્પણ ન કરવું.[2]

કુશના અગ્રભાગ વડે દેવતાઓનું, મધ્યથી મનુષ્યોનું અને મૂળ તથા અગ્રભાગ વડે પિતૃઓનું તર્પણ કરો.[3]

ઘરમાં, ગ્રહણ, પિતૃશ્રાદ્ધ, વ્યતીપાતયોગ, અમાસ તથા સંક્રાન્તિના દિવસે નિષેધ હોવા છતાંય તલથી તર્પણ કરો. પરંતુ અન્ય દિવસોએ ઘરમાં તલથી તર્પણ ન કરો.[4]

---

૧. **હૈમં રૌપ્યમયં પાત્રં તામ્રં કાંસ્યસમુદ્ભવમ્ ।**
**પિતૃણાં તર્પણે પાત્રં મૃણ્મયં તુ પરિત્યજેત્ ॥**
(આહ્નિકસૂત્રા)

૨. **સપ્તમ્યાં ભાનુવારે ચ ગૃહે જન્મદિને તથા ।**
**ભૃત્યપુત્રકલત્રાર્થી ન કુર્યાત્ તિલતર્પણમ્ ॥**
**નન્દાયાં ભાર્ગવદિને કૃત્તિકાસુ મઘાસુ ચ ।**
**ભરણ્યાં ભાનુવારે ચ ગજચ્છાયાહ્વયે તથા ।**
**તર્પણં નૈવ કુર્વીત તિલમિશ્રં કદાચન ॥**
(આચારમયૂખ)

૩. **કુશાગ્રૈસ્તર્પયેદ્દેવાન્ મનુષ્યાન્ કુશમધ્યતઃ ।**
**દ્વિગુણીકૃત્ય મૂલાગ્રૈઃ પિતૄન્ સંતર્પયેદ્દ્વિજઃ ॥**

૪. **ઉપરાગે પિતૃશ્રાદ્ધે પાતેઽમાયાં ચ સંક્રમે ।**
**નિષેધેઽપીહ સર્વત્ર તિલૈસ્તર્પણમાચરેત્ ॥**
(આ. સૂત્રા. ભાગ ૪, કાત્યાયનનું વચન)

*************************************************************

# તર્પણ પ્રયોગ વિધિ[1]

ગાયત્રીમંત્રથી શિખા બાંધીને તિલક કરી પ્રથમ જમણી અનામિકાના મધ્ય વેઢામાં બે દર્ભ અને ડાબી અનામિકામાં ત્રણ દર્ભની પવિત્રી[2] ધારણ કરી લેવી. પછી હાથમાં ત્રિકુશ, જવ, અક્ષત અને જળ લઈને નિમ્નલિખિત સંકલ્પ ભણવો.

**અદ્ય શ્રુતિસ્મૃતિપુરાણોક્તફલપ્રાપ્ત્યર્થં દેવર્ષિમનુષ્યપિતૃતર્પણં કરિષ્યે ।**

(પાના ૫ પ્રમાણે સંકલ્પ કરો.)

**આવાહન :** ત્યારબાદ તાંબાના પાત્રમાં જળ અને ચોખા નાખી ત્રિકુશને પૂર્વાગ્ર રાખીને એ પાત્રને જમણા હાથમાં લઈને ડાબા હાથે ઢાંકી નીચે પ્રમાણેનો મંત્ર ભણી દેવ-ઋષિઓનું આવાહન કરવું.

**આવાહન મંત્ર :**

**બ્રહ્માદયઃ સુરાઃ સર્વે ઋષયઃ સનકાદયઃ ।**
**આગચ્છન્તુ મહાભાગા બ્રહ્માણ્ડોદરવર્તિનઃ ॥**

**(૧) દેવ તર્પણ વિધિ :** દેવ તથા ઋષિ તર્પણમાં – (૧) પૂર્વ દિશા બાજુ મોં કરવું. (૨) જનોઈ સવ્ય રાખો. (૩) જમણો ઘૂંટણ જમીન પર ટેકવી બેસો.[3] (૪) અર્ઘ્યપાત્રમાં ચોખા[4] નાખવા. (૫) ત્રણેય કુશોને પૂર્વની

---

૧. સંધ્યોપાસનામાં સૂર્યાર્ઘ્યથી મન્દેહાદિ રાક્ષસો ભસ્મ થાય છે. અને તર્પણથી સમસ્ત બ્રહ્માંડનું કલ્યાણ થાય છે. આ તર્પણ પ્રયોગથી ટૂંકા સમયમાં આપણાથી એટલું મહાન કાર્ય જે થાય છે, તે ભગવાનની અસીમ દયાનું સૂચક છે, કારણ કે આવું વિધાન એમણે આપણને આપ્યું છે. માટે પ્રત્યેક અધિકારીએ આનું અનુષ્ઠાન પ્રતિદિન અવશ્ય કરવું જ જોઈએ. ગૃહ્યસૂત્રમાં ભગવાનનો આ આદેશ છે. **'નિત્યમેવ સ્નાત્વાડદ્ભિર્દેવાનુષીંશ્ચ તર્પયન્તિ તર્પયન્તિ ।'** પુરાણમાં લખ્યું છે - **'તર્પયેદન્વહં દ્વિજઃ ।'**

૨. કુશ આદિ ધારણ કર્યા વિના કેવળ હાથથી તર્પણ ન કરવું જોઈએ–

**ખડ્ગમૌક્તિકહસ્તેન કર્તવ્યં પિતૃતર્પણમ્ ।**
**મણિકાઞ્ચનદર્ભૈર્વા ન શુદ્ધેન કદાચન ॥**

૩. **દક્ષિણજાનુભૂલગ્નો દેવેભ્યઃ સેચયેજ્જલમ્ ।** (વૃદ્ધપરાશર)

૪. **દેવાન્ બ્રહ્મઋષીંશ્ચૈવ તર્પયેદક્ષતોદકૈઃ ।** (કૂર્મપુરાણ)

સામે અગ્રભાગ[1] રાખો. (૬) જળની અંજલિ એક-એક આપવી જોઈએ.[2] (૭) દેવતીર્થથી અર્થાત્ જમણા હાથની આંગળીઓના અગ્રભાગથી આપો. (દેવતીર્થની આકૃતિ પા. નં. ૪૪માં જુઓ.) (૮) જલાંજલિ સોના, ચાંદી, તાંબા અથવા કાંસાના વાસણમાં મૂકવી. જો નદીમાં તર્પણ કરવામાં આવે તો બંને હાથ ભેગા કરી જળ ભરો અને ગાયના શિંગડાં જેટલા ઊંચે હાથ લઈ જઈ જળમાં જ અંજલિ મૂકી દો.[3]

નિમ્નલિખિત પ્રત્યેક નામ-મંત્ર પછી **'તૃપ્યતામ્'** કહીને એક એક અંજલિ જળ આપતા જાવ.

**ૐ બ્રહ્મા તૃપ્યતામ્ । ૐ વિષ્ણુસ્તૃપ્યતામ્ । ૐ રુદ્રસ્તૃપ્યતામ્ । ૐ પ્રજાપતિસ્તૃપ્યતામ્ । ૐ દેવાસ્તૃપ્યન્તામ્ । ૐ છન્દાંસિ તૃપ્યન્તામ્ । ૐ વેદાસ્તૃપ્યન્તામ્ । ૐ ઋષયસ્તૃપ્યન્તામ્ । ૐ પુરાણાચાર્યાસ્તૃપ્યન્તામ્ । ૐ ગન્ધર્વાસ્તૃપ્યન્તામ્ । ૐ ઈતરાચાર્યાસ્તુપ્યન્તામ્ । ૐ સંવત્સરઃ સાવયવસ્તૃપ્યતામ્ । ૐ દેવ્યસ્તૃપ્યન્તામ્ । ૐ અપ્સરસસ્તૃપ્યન્તામ્ । ૐ દેવાનુગાસ્તૃપ્યન્તામ્ । ૐ નાગાસ્તૃપ્યન્તામ્ । ૐ સાગરાસ્તૃપ્યન્તામ્ । ૐ પર્વતાસ્તૃપ્યન્તામ્ । ૐ સરિતસ્તૃપ્યન્તામ્ । ૐ મનુષ્યાસ્તૃપ્યન્તામ્ । ૐ યક્ષાસ્તૃપ્યન્તામ્ । ૐ રક્ષાંસિ તૃપ્યન્તામ્ । ૐ પિશાચાસ્તૃપ્યન્તામ્ । ૐ સુપર્ણાસ્તૃપ્યન્તામ્ । ૐ ભૂતાનિ તૃપ્યન્તામ્ ૐ પશવસ્તૃપ્યન્તામ્ । ૐ વનસ્પતયસ્તૃપ્યન્તામ્ । ૐ ઓષધયસ્તૃપ્યન્તામ્ । ૐ ભૂતગ્રામશ્ચતુર્વિધ-સ્તૃપ્યતામ્ ।**

(૨) **ઋષિ-તર્પણ :** આ પ્રમાણે નીચે આપેલાં મંત્રવાક્યોથી મરીચિ આદિ ઋષિઓને પણ એક-એક અંજલિ જળ આપો.

**ૐ મરીચિસ્તૃપ્યતામ્ । ૐ અત્રિસ્તૃપ્યતામ્ । ૐ અઙ્ગિરાસ્તૃપ્યતામ્ । ૐ પુલસ્ત્યસ્તૃપ્યતામ્ । ૐ પુલહસ્તૃપ્યતામ્ । ૐ ક્રતુસ્તૃપ્યતામ્ ।**

---

૧. કુશાગ્રેષુ સુરાંસ્તર્પયેત । (બ્રહ્મપુરાણ)

૨. એકૈકમઞ્જલિં દેવાન્ । (વ્યાસ)

૩. દ્વૌ હસ્તૌ યુગ્મતઃ કૃત્વા પૂરયેદુદકાઞ્જલિમ્ ।
ગોશૃઙ્ગમાત્રમુદ્ધૃત્ય જલમધ્યે જલં ક્ષિપેત્ ॥ (ઉશના)

ૐ વસિષ્ઠસ્તૃપ્યતામ્ । ૐ પ્રચેતાસ્તૃપ્યતામ્ । ૐ ભૃગુસ્તૃપ્યતામ્ । ૐ નારદસ્તૃપ્યતામ્ ।

(૩) **દિવ્ય મનુષ્ય તર્પણ :** દિવ્ય મનુષ્ય-તર્પણમાં—૧. ઉત્તર દિશામાં મોં રાખો.[1] ૨. જનોઈને કંઠીની જેમ કરી લો. ૩. ગમછો પણ કંઠીની જેમ પહેરી લો. ૪. સીધા બેસો. કોઈ પણ ઘૂંટણ જમીનને ન અડાડો.[2] ૫. અર્ઘ્યપાત્રમાં જવ નાંખો. ૬. ત્રણે કુશને ઉત્તરાગ્ર રાખો. પ્રાજાપત્ય (કાય)

**પ્રાજાપત્યતીર્થ**

તીર્થથી અર્થાત્ કુશોને જમણા હાથની કનિષ્ઠિકાના મૂળ ભાગમાં રાખીને ત્યાંથી જ જળ આપો. ૮. બે બે અંજલિઓ આપવી.[3]

---

૧. તતઃ કૃત્વા નિવીતં તુ યજ્ઞસૂત્રમુદઙ્મુખઃ ।
પ્રાજાપત્યેન તીર્થેન મનુષ્યાંસ્તર્પયેત્ પૃથક્ ॥
(વિષ્ણુ)

૨. મનુષ્યતર્પણં કુર્વન્ન કિઞ્ચિજ્જાનુ પાતયેત્ । (પુલસ્ત્ય)

૩. દ્વૌ દ્વૌ તુ સનકાદયઃ અર્હન્તિ । (વ્યાસ)

**************************************************

## અંજલિદાનના મંત્ર :

**ૐ સનકસ્તૃપ્યતામ્ (૨) । ૐ સનન્દનસ્તૃપ્યતામ્ (૨) । ૐ સનાતનસ્તૃપ્યતામ્ (૨) । ૐ કપિલસ્તૃપ્યતામ્ (૨) । ૐ આસુરિ-સ્તૃપ્યતામ્ (૨) । ૐ વોઢુસ્તૃપ્યતામ્ (૨) । ૐ પઞ્ચશિખસ્તૃપ્યતામ્ (૨) ।**

**(૪) દિવ્ય પિતૃ તર્પણ :** પિતૃ તર્પણમાં (૧) દક્ષિણ દિશા સામે મુખ રાખો. (૨) અપસવ્ય થઈ જાવ અર્થાત્ જનોઈને જમણા ખભે રાખી ડાબા હાથ નીચે લઈ જવી.[૧] (૩) ગમછો પણ જમણા ખભે રાખો. (૪) ડાબો ઘૂંટણ જમીન પર ટેકવી બેસો.[૨] (૫) અર્ઘ્ય-પાત્રમાં કાળા તલ નાંખો.[૩] (૬) કુશો વચ્ચેથી વાળી તેના મૂળ અને અગ્રભાગને જમણા હાથની તર્જની અને અંગૂઠા વચ્ચે રાખો. (૭) પિતૃતીર્થ(આકૃતિ પા. ૪૪માં જુઓ)થી અર્થાત્ અંગૂઠા અને તર્જનીના મધ્યભાગેથી અંજલિ આપો. (૮) ત્રણ-ત્રણ અંજલિઓ આપો.[૪]

ઉપર્યુક્ત નિયમથી પ્રત્યેક મંત્ર વડે ત્રણ ત્રણ અંજલિઓ આપવાનો મંત્ર આ પ્રમાણે છે :

**ૐ કવ્યવાડનલસ્તૃપ્યતામ્ ઈદં સતિલં જલં (ગઙ્ગાજલં વા) તસ્મૈ સ્વધા નમઃ, તસ્મૈ સ્વધા નમઃ, તસ્મૈ સ્વધા નમઃ[૫] । ૐ સોમસ્તૃપ્યતામ્**

---

૧. જેમની પાસે યજ્ઞોપવીત નથી, તેમણે ઉત્તરીય (ગમછા) વડે તર્પણ કરવું જોઈએ.

૨. **ભૂલગ્નસવ્યજાનુશ્ચ દક્ષિણાગ્રકુશેન ચ ।**
**પિતૄન્ સંતર્પયેત્... ।** (વૃદ્ધપરાશર)

૩. **પિતૄન્ ભક્ત્યા તિલૈઃ કૃષ્ણૈઃ... ।** (માધવ)

૪. **અર્હન્તિ પિતરસ્ત્રીંસ્ત્રીન્ ।** (વ્યાસ)

૫. કેટલીક પદ્ધતિઓ મુજબ તર્પણમાં કેવળ 'સ્વધા'નો પ્રયોગ થતો હોય છે. પરંતુ પારસ્કર ગૃહ્યસૂત્રના હરિહરભાષ્યમાં તર્પણ-પ્રયોગ-નિરૂપણ અંતર્ગત 'સ્વધા નમઃ' પ્રયોગ આપવામાં આવ્યો છે, જે મુજબ અહીં તર્પણમાં 'સ્વધા નમઃ'નો પ્રયોગ જ ઉચિત છે.

**ઈદં સતિલં જલં (ગઙ્ગાજલં વા) તસ્મૈ સ્વધા નમઃ (૩) । ૐ યમસ્તૃપ્યતામ્ ઈદં સતિલં જલં (ગઙ્ગાજલં વા) તસ્મૈ સ્વધા નમઃ (૩) । ૐ અર્યમા તૃપ્યતામ્ ઈદં સતિલં જલમ્ (ગઙ્ગાજલં વા) તસ્મૈ સ્વધા નમઃ (૩) । ૐ અગ્નિષ્વાત્તાઃ પિતરસ્તૃપ્યન્તામ્ ઈદં સતિલં જલં (ગઙ્ગાજલં વા) તેભ્યઃ સ્વધા નમઃ, તેભ્યઃ સ્વધા નમઃ, તેભ્યઃ સ્વધા નમઃ । ૐ સોમપાઃ પિતરસ્તૃપ્યન્તામ્ ઈદં સતિલં જલં (ગઙ્ગાજલં વા) તેભ્યઃ સ્વધા નમઃ (૩) । ૐ બર્હિષદઃ પિતરસ્તૃપ્યન્તામ્ ઈદં સતિલં જલં (ગઙ્ગાજલં વા) તેભ્યઃ સ્વધા નમઃ (૩) ।**

**(૫) યમ તર્પણ :** આ પ્રમાણે નિમ્નલિખિત પ્રત્યેક નામથી યમરાજને પિતૃતીર્થ વડે જ દક્ષિણાભિમુખ ત્રણ-ત્રણ અંજલિઓ આપો.

**ૐ યમાય નમઃ (૩) । ૐ ધર્મરાજાય નમઃ (૩) । ૐ મૃત્યવે નમઃ (૩) । ૐ અન્તકાય નમઃ (૩) । ૐ વૈવસ્વતાય નમઃ (૩) । ૐ કાલાય નમઃ (૩) । ૐ સર્વભૂતક્ષયાય નમઃ (૩) । ૐ ઔદુમ્બરાય નમઃ (૩) । ૐ દધ્નાય નમઃ (૩) । ૐ નીલાય નમઃ (૩) । ૐ પરમેષ્ઠિને નમઃ (૩) । ૐ વૃકોદરાય નમઃ (૩) । ૐ ચિત્રાય નમઃ (૩) । ૐ ચિત્રગુપ્તાય નમઃ (૩)[1] ।**

**(૬) મનુષ્ય પિતૃ-તર્પણ :** પૂર્વજોનું તર્પણ કર્યા પૂર્વે નીચે આપેલા મંત્રો વડે હાથ જોડીને પ્રથમ તેમનું આવાહ્ન કરવું.

**ૐ ઉશન્તસ્ત્વા નિ ધીમહ્યુશન્તઃ સમિધીમહિ ।**
**ઉશન્નુશત આ વહ પિતૄન્ હવિષે અત્તવે ॥**

(યજુ. ૧૯/૭૦)

---

૧. યમાય ધર્મરાજાય મૃત્યવે ચાન્તકાય ચ ।
વૈવસ્વતાય કાલાય સર્વભૂતક્ષયાય ચ ॥
ઔદુમ્બરાય દધ્નાય નીલાય પરમેષ્ઠિને ।
વૃકોદરાય ચિત્રાય ચિત્રગુપ્તાય વૈ નમઃ ॥
(મત્સ્યપુ૰ ૧૦૨/૨૩-૨૪, કાત્યાયનપરિશિષ્ટ)

**આ યન્તુ નઃ પિતરઃ સોમ્યાસોऽગ્નિષ્વાત્તાઃ પથિભિર્દેવયાનૈઃ ।**
**અસ્મિન્ યજ્ઞે સ્વધયા મદન્તોऽધિ બ્રુવન્તુ તેऽવન્ત્વસ્માન્ ॥**

(યજુ. ૧૯/૫૮)

જો ઉપર દર્શાવેલ વેદમંત્રોનું શુદ્ધ ઉચ્ચારણ સંભવ ન હોય તો નિમ્નલિખિત વાક્યોનું ઉચ્ચારણ કરી પૂર્વજોનું આવાહ્ન કરો.

**ૐ આગચ્છન્તુ મે પિતર ઈમં ગૃહ્ણન્તુ જલાઞ્જલિમ્ ।**

આ રીતે નીચે લખેલા મંત્રોનું પણ શુદ્ધ ઉચ્ચારણ શક્ય ન હોય તો મંત્રોને છોડી ફક્ત **'અમુકગોત્રઃ અસ્મત્પિતા... અમુકસ્વરૂપઃ'** આદિ સંસ્કૃત વાક્યો બોલીને તલ સાથે ત્રણ ત્રણ જલાંજલિઓ આપો, જેમકે—

**અમુકગૌત્રઃ અસ્મત્પિતા અમુકશર્મા વસુરૂપસ્તૃપ્યતામિદં તિલોદકં (ગઙ્ગાજલં વા) તસ્મૈ સ્વધા નમઃ, તસ્મૈ સ્વધા નમઃ, તસ્મૈ સ્વધા નમઃ ।**

**અમુકગોત્રઃ અસ્મત્પિતામહઃ અમુકશર્મા રુદ્રરૂપસ્તૃપ્યતામિદં તિલોદકં (ગઙ્ગાજલં વા) તસ્યૈ સ્વધા નમઃ (૩) ।**

**અમુકગોત્ર અસ્મત્પ્રપિતામહઃ અમુકશર્મા આદિત્યરૂપસ્તૃપ્યતામિદં તિલોદકં (ગઙ્ગાજલં વા) તસ્યૈ સ્વધા નમઃ (૩) ।**

**અમુકગોત્રાઃ અસ્મન્માતા અમુકી દેવી વસુરૂપા તૃપ્યતામિદં તિલોદકં તિલોદકં તસ્યૈ સ્વધા નમઃ, તસ્યૈ સ્વધા નમઃ., તસ્યૈ સ્વધા નમઃ (૩) ।**

**અમુકગોત્રા અસ્મત્પ્રપિતામહી અમુકી દેવી રુદ્રરૂપા તૃપ્યતામિદં તિલોદકં તસ્યૈ સ્વધા નમઃ (૩) ।**

**અમુકગોત્રા અસ્મત્પ્રપિતામહી અમુકી દેવી આદિત્યરૂપા તૃપ્યતામિદં તિલોદકં તસ્યૈ સ્વધા નમઃ (૩) ।**

જો સાવકી મા મરી ગઈ હોય તો તેને પણ ત્રણ વાર જળ આપો—

**અમુકગોત્રા અસ્મત્સાપત્નમાતા અમુકી દેવી તૃપ્યતામિદં તિલોદકં તસ્યૈ સ્વધા નમઃ (૩) ।**

ત્યારબાદ નીચે આપેલા નવ મંત્રો ભણતાં ભણતાં પિતૃતીર્થેથી જળ છોડતાં રહેવું[૧] જોઈએ. (જેમને વેદમંત્ર ન આવડતા હોય તે આને બ્રાહ્મણ

---

૧. પારસ્કર ગૃહ્યસૂત્રના હરિહરભાષ્યમાં તર્પણ-પ્રકરણ અનુસાર આ નવ મંત્ર ભણતાં ભણતાં જળધારા છોડવાનું વિધાન છે.

************************************************************

દ્વારા ભણાવડાવે અથવા છોડી પણ શકે છે.) –

ॐ ઉદીરતામવર ઉત્પરાસ ઉન્મધ્યમાઃ પિતરઃ સોમ્યાસઃ।
અસું ય ઈયુરવૃકા ઋતજ્ઞાસ્તે નોડવન્તુ પિતરો હવેષુ॥
(યજુ. ૧૯/૪૯)

અઙ્ગિરસો નઃ પિતરો નવગ્વા અથર્વાણો ભૃગવઃ સોમ્યાસઃ।
તેષાં વયઁ્ સુમતૌ યજ્ઞિયાનામપિ ભદ્રે સૌમનસે સ્યામ॥
(યજુ. ૧૯/૫૦)

આ યન્તુ નઃ પિતરઃ સોમ્યાસોડગ્નિષ્વાત્તાઃ પથિભિર્દેવયાનૈઃ।
અસ્મિન્ યજ્ઞે સ્વધયા મદન્તોડધિ બ્રુવન્તુ તેડવન્ત્વસ્માન્॥
(યજુ. ૧૯/૫૮)

ઊર્જં વહન્તીરમૃતં ઘૃતં પયઃ કીલાલં પરિસ્રુતમ્।
સ્વધા સ્થ તર્પયત મે પિતૄન્॥
(યજુ. ૨/૩૪)

પિતૃભ્યઃ સ્વધાયિભ્યઃ સ્વધા નમઃ। પિતામહેભ્યઃ સ્વધાયિભ્યઃ સ્વધા નમઃ। પ્રપિતામહેભ્યઃ સ્વધાયિભ્યઃ સ્વધા નમઃ। અક્ષન્પિતરોડમીમદન્ત પિતરોડતીતૃપન્ત પિતરઃ પિતરઃ શુન્ધધ્વમ્।
(યજુ. ૧૯/૩૬)

યે ચેહ પિતરો યે ચ નેહ યાઁશ્ચ વિદ્મ યાઁ ઉચ ન પ્રવિદ્મઃ।
ત્વં વેત્થ યતિ તે જાતવેદઃ સ્વધાભિર્યજ્ઞઁ્ સુકૃતં જુષસ્વ।
(યજુ ૧૯/૬૭)

મધુ વાતા ઋતાયતે મધુ ક્ષરન્તિ સિન્ધવઃ। માધ્વીર્નઃ સન્ત્વોષધી।
(યજુ. ૧૩/૨૭)

મધુ નક્તમુતોષસો મધુમત્પાર્થિવઁ્રજઃ। મધુ દ્યૌરસ્તુ નઃ પિતા॥
(યજુ. ૧૩/૨૮)

**મધુમાન્નો વનસ્પતિર્મધુમાઁ અસ્તુ સૂર્યઃ। માધ્વીર્ગાવો ભવન્તુ નઃ॥**

(યજુ. ૧૩/૨૯)

**ૐ મધુ। મધુ। મધુ। તૃપ્યધ્વમ્। તૃપ્યધ્વમ્। તૃપ્યધ્વમ્।**

પછી નીચે લખેલા મંત્રનો માત્ર પાઠ કરવો–

**ૐ નમો વઃ પિતરો રસાય નમો વઃ પિતરઃ શોષાય નમો વઃ પિતરો જીવાય નમો વઃ પિતરઃ સ્વધાયૈ નમો વઃ પિતરો ઘોરાય નમો વઃ પિતરો મન્યવે નમો વઃ પિતરઃ પિતરો નમો વો ગૃહાન્નઃ પિતરો દત્ત સતો વઃ પિતરો દેષ્મૈતદ્વઃ પિતરો વાસ આધત્ત।**

(યજુ. ૨/૩૨)

**દ્વિતીય ગોત્ર-તર્પણ :** ત્યાર બાદ દ્વિતીય ગોત્રવાળાં (મોસાળના) માતામહ (નાના) આદિનું તર્પણ કરો. અહીંયાં પણ પહેલાની જેમ નિમ્નલિખિત વાક્યોને ત્રણ-ત્રણ વાર ભણી તલસહિત જળની ત્રણ-ત્રણ અંજલિઓ પિતૃતીર્થથી આપવી.

**અમુકગોત્રઃ અસ્મન્માતામહઃ (નાના) અમુકઃ વસુરૂપસ્તૃપ્યતામિદં તિલોદકં તસ્મૈ સ્વધા નમઃ (૩)।**

**અમુકગોત્રઃ અસ્મત્પ્રમાતામહઃ (પરનાના) અમુકઃ રુદ્રરૂપસ્તૃપ્યતામિદં તિલોદકં તસ્મૈ સ્વધા નમઃ (૩)।**

**અમુકગોત્રઃ અસ્મદ્ વૃદ્ધપ્રમાતામહઃ (વૃદ્ધ પરનાના) અમુકઃ આદિત્યરૂપસ્તૃપ્યતામિદં તિલોદકં તસ્મૈ સ્વધા નમઃ (૩)।**

**અમુકગોત્રા અસ્મન્માતામહી (નાની) અમુકી દેવી દા વસુરૂપા તૃપ્યતામિદં તિલોદકં તસ્યૈ સ્વધા નમઃ (૩)।**

**અમુકગોત્રા અસ્મત્પ્રમાતામહી (પરનાની) અમુકી દેવી દા રુદ્રરૂપા તૃપ્યતામિદં તિલોદકં તસ્યૈ સ્વધા નમઃ (૩)।**

**અમુકગોત્રા અસ્મદ્વૃદ્ધપ્રમાતામહી (વૃદ્ધ પરનાની) અમુકી દેવી દા આદિત્યરૂપા તૃપ્યતામિદં તિલોદકં તસ્યૈ સ્વધા નમઃ (૩)।**

**************************************************

**પત્ન્યાદિતર્પણ :** આનાથી આગળ પત્નીથી માંડી આપ્તપર્યંત જે પણ સંબંધી મૃત થઈ ગયા હોય, તેમનાં ગોત્ર અને નામ લઈને એક એક અંજલિ જળ આપવું.[૧]

**અમુકગોત્રા અસ્મત્પત્ની (ભાર્યા) અમુકી દેવી દા વસુરૂપા તૃપ્યતામ્ ઈદં સતિલં જલં તસ્યૈ સ્વધા નમઃ। અમુકગોત્રઃ અસ્મત્સુતઃ (પુત્ર) અમુકશર્મા વસુરૂપસ્તૃપ્યતામ્ ઈદં સતિલં જલં તસ્મૈ સ્વધા નમઃ। અમુકગોત્રા અસ્મત્કન્યા (પુત્રી) અમુકી દેવી દા વસુરૂપા તૃપ્યતામ્ ઈદં સતિલં જલં તસ્યૈ સ્વધા નમઃ। અમુકગોત્રઃ અસ્મત્પિતૃવ્યઃ (પિતાના ભાઈ) અમુક શર્મા વસુરૂપસ્તૃપ્યતામ્ ઈદં સતિલં જલં તસ્મૈ સ્વધા નમઃ। અમુકગોત્રઃ અસ્મન્માતુલઃ (મામા) અમુકશર્મા વસુરૂપસ્તૃપ્યતામ્ ઈદં સતિલં જલં તસ્મૈ સ્વધા નમઃ। અમુકગોત્રઃ અસ્મદ્ભ્રાતા (પોતાના ભાઈ) અમુકશર્મા વસુરૂપસ્તૃપ્યતામ્ ઈદં સતિલં જલં તસ્મૈ સ્વધા નમઃ। અમુકગોત્રઃ અસ્મત્માપત્નભ્રાતા (સાવકો ભાઈ) અમુકશર્મા વસુરૂપસ્તૃપ્યતામ્ ઈદં સતિલં જલં તસ્મૈ સ્વધા નમઃ। અમુકગોત્રા અસ્મત્પિતૃભગિની (ફોઈ) અમુકી દેવી દા વસુરૂપા તૃપ્યતામ્ ઈદં સતિલં જલં તસ્યૈ સ્વધા નમઃ। અમુકગોત્રા અસ્મન્માતૃભગિની (માસી) અમુકી દેવી દા વસુરૂપા તૃપ્યતામ્ ઈદં સતિલં જલં તસ્યૈ સ્વધા નમઃ। અમુકગોત્રા અસ્મદાત્મભગિની**

---

૧. (ક) પારસ્કર-ગુહ્યસૂત્ર, હરિહરભાષ્ય તર્પણ-પ્રયોગ (પરિશિષ્ટ કંડિકા ૩)માં આ પ્રયોગ મળે છે.

(ખ) ... **યેઽપ્યન્યે ગોત્રિણો જ્ઞાતિવર્જિતાઃ।**
**તાનેકાઞ્જલિદાનેન પ્રત્યેકં ચ પૃથક્ પૃથક્॥**
(વ્યાસસ્મૃતિ ૩/૨૨)

સપત્નીક પિત્રાદિત્રય, સપત્નીક માતામહાદિત્રય સિવાયનાં સ્ત્રી-પુરુષોને એક એક અંજલિ આપવી જોઈએ.

*****************************************************

**(પોતાની બહેન) અમુકી દેવી દા વસુરૂપા તૃપ્યતામ્ ઈદં સતિલં જલં તસ્યૈ સ્વધા નમઃ। અમુકગોત્રા અસ્મત્સાપત્નભગિની (સાવકી બહેન) અમુકી દેવી દા વસુરૂપા તૃપ્યતામ્ ઈદં સતિલં જલં તસ્યૈ સ્વધા નમઃ। અમુકગોત્રઃ અસ્મચ્છ્વશુરઃ (સસરા) અમુકશર્મા વસુરૂપસ્તૃપ્યતામ્ ઈદં સતિલં જલં તસ્મૈ સ્વધા નમઃ। અમુકગોત્રઃ અસ્મદ્ગુરુઃ અમુકશર્મા વસુરૂપ-સ્તૃપ્યતામ્ ઈદં સતિલં જલં તસ્મૈ સ્વધા નમઃ। અમુકગોત્ર અસ્મદાચાર્યપત્ની અમુકી દેવી દા વસુરૂપા તૃપ્યતામ્ ઈદં સતિલં જલં તસ્યૈ સ્વધા નમઃ। અમુકગોત્રઃ અસ્મચ્છિષ્યઃ વસુરૂપસ્તૃપ્યતામ્ ઈદં સતિલં જલં તસ્મૈ સ્વધા નમઃ। અમુકગોત્રઃ અસ્મત્સખા અમુકશર્મા વસુરૂપસ્તૃપ્યતામ્ ઈદં સતિલં જલં તસ્મૈ સ્વધા નમઃ। અમુકગોત્રઃ અસ્મદાપ્તપુરુષઃ અમુકશર્મા વસુરૂપસ્તૃપ્યતામ્ ઈદં સતિલં જલં તસ્મૈ સ્વધા નમઃ।**

ત્યારબાદ સવ્ય થઈને પૂર્વાભિમુખ થઈ સીધા બેસી જાવ. દર્ભ સીધા કરી તેમના અગ્રભાગને પણ પૂર્વની બાજુ લઈ જાવ. પછી નીચે લખેલા શ્લોકો ભણતાં ભણતાં દેવતીર્થથી જળ રેડો–

**દેવાસુરાસ્તથા યક્ષા નાગા ગન્ધર્વરાક્ષસાઃ।**
**પિશાચા ગુહ્યકાઃ સિદ્ધાઃ કૂષ્માણ્ડાસ્તરવઃ ખગાઃ॥**
**જલેચરા ભૂનિલયા વાય્વાધારાશ્ચ જન્તવઃ।**
**તૃપ્તિમેતે પ્રયાન્ત્વાશુ મદ્દત્તેનામ્બુનાખિલાઃ॥**

ત્યારબાદ અપસવ્ય થઈને જનોઈ અને ગમછાને પણ જમણા ખભે રાખીને દક્ષિણાભિમુખ થઈ જાવ.[૧] કુશોને (દર્ભને) વચ્ચેથી વાળીને એમના મૂળ અને અગ્રભાગને દક્ષિણ બાજુ કરી દો. પછી નીચે લખેલા શ્લોકો ભણીને પિતૃતીર્થથી જળ રેડો–

**નરકેષુ સમસ્તેષુ યાતનાસુ ચ યે સ્થિતાઃ।**
**તેષામાપ્યાયનાયૈતદ્દીયતે સલિલં મયા॥**

૧. પારસ્કર-ગૃહ્યસૂત્ર, તર્પણ-પ્રયોગમાં અપસવ્ય થઈને તર્પણનું વિધાન છે.

**********************************************

**યેઽબાન્ધવા બાન્ધવાશ્ચ યેઽન્યજન્મનિ બાન્ધવાઃ ।**
**તે તૃપ્તિમખિલા યાન્તુ યશ્ચાસ્મત્તોઽભિવાઞ્છતિ ॥**

(પદ્મપુ. ૧/૨૦/૧૬૯-૭૦)

**યે મે કુલે લુપ્તપિણ્ડાઃ પુત્રદારવિવર્જિતાઃ ।**
**તેષાં હિ દત્તમક્ષય્યમિદમસ્તુ તિલોદકમ્ ॥**
**આબ્રહ્મસ્તમ્બપર્યન્તં દેવર્ષિપિતૃમાનવાઃ ।**
**તૃપ્યન્તુ પિતરઃ સર્વે માતૃમાતામહાદયઃ ॥**
**અતીતકુલકોટીનાં સપ્તદ્વીપનિવાસિનામ્ ।**
**આબ્રહ્મભુવનાલ્લોકાદિદમસ્તુ તિલોદકમ્ ॥**

**વસ્ત્ર-નિષ્પીડન :** આ રીતે સર્વે પૂર્વજોનું તર્પણ થઈ ગયા પછી ગમછાની ચાર ગડી કરીને તેમાં તલ તથા જળ રેડી નીચે લખેલો મંત્ર ભણી જળની બહાર ડાબી બાજુ પૃથ્વી પર નીચોવો –

**યે કે ચાસ્મત્કુલે જાતા અપુત્રા ગોત્રિણો મૃતાઃ ।**
**તે ગૃહ્ણન્તુ મયા દત્તં વસ્ત્રનિષ્પીડનોદકમ્ ॥**

(દેવી. ભા. ૧૧/૨૦/૨૬-૨૭)

**ભીષ્મતર્પણ :** ત્યાર બાદ ભીષ્મપિતામહને પિતૃતીર્થ અને દર્ભથી જળ આપો.

**ભીષ્મઃ શાન્તનવો વીરઃ સત્યવાદી જિતેન્દ્રિયઃ ।**
**આભિરદ્ભિરવાપ્નોતુ પુત્રપૌત્રોચિતાં ક્રિયામ્ ॥**

**સૂર્યને અર્ધ્યદાન :** તત્પશ્ચાત્ પાત્રને જળ તથા માટીથી સ્વચ્છ કરી લો. ત્યારબાદ પૂર્વોક્ત પ્રમાણે આચમન અને પ્રાણાયામ કરી સવ્ય થઈ જાવ અર્થાત્ જનોઈને ડાબા ખભે કરી લો. અર્ઘ્યમાં ફૂલ-ચંદન લઈને નિમ્નલિખિત મંત્રવડે સૂર્યને અર્ઘ્ય આપો–

**નમો વિવસ્વતે બ્રહ્મન્! ભાસ્વતે વિષ્ણુતેજસે ।**
**જગત્સવિત્રે શુચયે સવિત્રે કર્મદાયિને ॥**

સૂર્યાર્ઘ્ય આપીને પ્રદક્ષિણા કરો. ત્યારબાદ દિશાઓ અને તેમના અધિષ્ઠાતા દેવોને વંદન કરો.[1]

---

૧. પારસ્કર-ગૃહ્યસૂત્ર, તર્પણ-સૂત્રકણ્ડિકા હરિહરભાષ્ય.

**૧. ॐ પ્રાચ્યૈ નમઃ, ॐ ઈન્દ્રાય નમઃ । ૨. ॐ આગ્નેય્યૈ નમઃ, ॐ અગ્નયે નમઃ । ૩. ॐ દક્ષિણાયૈ નમઃ, ॐ યમાય નમઃ । ૪. ॐ નૈર્ઋત્યૈ નમઃ, ॐ નિર્ઋતયે નમઃ । ૫. ॐ પ્રતીચ્યૈ નમઃ, ॐ વરુણાય નમઃ । ૬. ॐ વાયવ્યૈ નમઃ, ॐ વાયવે નમઃ । ૭. ॐ ઉદીચ્યૈ નમઃ, ॐ કુબેરાય નમઃ । ૮. ॐ ઐશાન્યૈ નમઃ, ॐ ઈશાનાય નમઃ । ૯. ॐ ઊર્ધ્વાયૈ નમઃ, ॐ બ્રહ્મણે નમઃ । ૧૦. ॐ અધરાયૈ નમઃ, ॐ અનન્તાય નમઃ ।**

આ પ્રમાણે દિશાઓ અને દેવોને નમસ્કાર કરી બેસીને નીચે દર્શાવેલા મંત્રો ભણી એક એક જલાંજલિ આપો–

**ॐ બ્રહ્મણે નમઃ । ॐ અગ્નેય નમઃ । ॐ પૃથિવ્યૈ નમઃ । ॐ ઓષધિભ્યો નમઃ । ॐ વાચે નમઃ । ॐ વાચસ્પતયે નમઃ । ॐ મહદ્‌ભ્યો નમઃ । ॐ વિષ્ણવે નમઃ । ॐ અદ્‌ભ્યો નમઃ । ॐ અપામ્પતયે નમઃ । ॐ વરુણાય નમઃ ।**

**સમર્પણ :** નિમ્નાકિંત વાક્ય ભણીને આ તર્પણ-કર્મ ભગવાનને સમર્પિત કરો.

**અનેન યથાશક્તિકૃતેન દેવર્ષિમનુષ્યપિતૃતર્પણાખ્યેન કર્મણા ભગવાન્ પિતૃસ્વરૂપી જનાર્દનવાસુદેવઃ પ્રીયતાં ન મમ । ॐ તત્સદ્-બ્રહ્માર્પણમસ્તુ ।**

ત્યારબાદ હાથ જોડી ભગવાનનું સ્મરણ કરતાં કરતાં પાઠ કરો–

**પ્રમાદાત્ કુર્વતાં કર્મ પ્રચ્યવેતાધ્વરેષુ યત્ ।**
**સ્મરણાદેવ તદ્‌વિષ્ણોઃ સમ્પૂર્ણં સ્યાદિતિ શ્રુતિઃ ॥**
**યસ્ય સ્મૃત્યા ચ નામોક્ત્યા તપોયજ્ઞક્રિયાદિષુ ।**
**ન્યૂનં સમ્પૂર્ણતાં યાતિ સદ્યો વન્દે તમચ્યુતમ્ ॥**
**યત્પાદપઙ્કજસ્મરણાત્ યસ્ય નામજપાદપિ ।**
**ન્યૂનં કર્મ ભવેત્ પૂર્ણં તં વન્દે સામ્બમીશ્વરમ્ ॥**
**ॐ વિષ્ણવે નમઃ । ॐ વિષ્ણવે નમઃ ।**
**ॐ વિષ્ણવે નમઃ ।**

**તર્પણ-વિધિ સમાપ્ત ।**

~~■~~

# સૂર્યને બાર નમસ્કાર

સૂર્યની પૂજા અને વંદના પણ નિત્યકર્મમાં આવે છે.[1] શાસ્ત્રમાં આનું ઘણું જ મહત્ત્વ કહેવાયું છે. દૂધ આપનારી એક લાખ ગાયોના દાનનું જે ફળ મળે છે; એનાથીય વધુ ફળ એક દિવસની સૂર્યપૂજાથી મળે છે.[2] પૂજાની જેમ સૂર્યનમસ્કારોનું પણ મહત્ત્વ છે.[3] સૂર્યનાં બાર નામો દ્વારા થનારાં બાર નમસ્કારોનો વિધિ અહીં આપવામાં આવ્યો છે. પ્રણામોમાં સાષ્ટાંગ પ્રણામનું મહત્ત્વ અધિક માનવામાં આવ્યું છે. આ વધુ ઉપયોગી છે. આનાથી શારીરિક વ્યાયામ પણ થઈ જાય છે. ભગવાન સૂર્યના એક નામનું ઉચ્ચારણ કરી દંડવત્ કરો. પછી ઊઠીને બીજું નામ બોલી બીજો દંડવત્ કરો. આ પ્રમાણે બાર સાષ્ટાંગ પ્રણામ થઈ જાય છે. ઉતાવળ ન કરો, ભક્તિ-ભાવથી કરો.

આ માટે પ્રથમ સૂર્યમંડળમાં સૌંદર્યના ભંડાર ભગવાન નારાયણનું ધ્યાન કરવું જોઈએ. બંને હાથ ભાવનાપૂર્વક ભગવાનના સુકોમળ ચરણોનો સ્પર્શ કરતા હોય, લલાટ પણ એ જ સુખસ્પર્શમાં કેન્દ્રિત હોય અને આંખો એમના સૌન્દર્યપાનમાં લીન હોય.

**સંકલ્પ : ૐ વિષ્ણુર્વિષ્ણુર્વિષ્ણુઃ અદ્ય... અહં શ્રીપરમાત્મ-પ્રીત્યર્થમાદિત્યસ્ય દ્વાદશનમસ્કારાખ્યં કર્મ કરિષ્યે।**

સંકલ્પ પછી અંજલિમાં કે તામ્રપાત્રમાં લાલ ચંદન, અક્ષત, ફૂલ મૂકીને હાથ હૃદયની પાસે લાવીને નિમ્નલિખિત મંત્રથી સૂર્યને અર્ઘ્ય આપો–

---

૧. **પ્રાતઃસંધ્યાવસાને તુ નિત્યં સૂર્યં સમર્ચયેત્।** (પારિજાત)

૨. **પ્રદદ્યાદ્ વૈ ગવાં લક્ષં દોગ્ધ્રીણાં વેદપારગે।**
**એકાહમર્ચયેદ્ ભાનું તસ્ય પુણ્યં તતોऽધિકમ્॥**
(ભવિષ્ય પુ.)

૩. **યઃ સૂર્યં પૂજયેન્નિત્યં પ્રણમેદ્ વાપિ ભક્તિતઃ।**
**તસ્ય યોગં ચ મોક્ષં ચ બ્રધ્નુસ્તુષ્ટઃ પ્રયચ્છતિ॥**
(ભવિષ્યપુરાણ)

**એહિ સૂર્ય! સહસ્રાંશો! તેજોરાશે! જગત્પતે!**
**અનુકમ્પય માં ભક્ત્યા ગૃહાણાર્ઘ્યં દિવાકર!**

હવે, સૂર્યમંડળમાં સ્થિત ભગવાન નારાયણનું ધ્યાન કરો–

**ધ્યેયઃ સદા સવિતૃમણ્ડલમધ્યવર્તી**
**નારાયણઃ સરસિજાસનસંનિવિષ્ટઃ।**
**કેયૂરવાન્ મકરકુણ્ડલવાન્ કિરીટી**
**હારી હિરણ્મયવપુર્ધૃતશઙ્ખચક્રઃ॥**

હવે, ઉપર્યુક્ત વિધિથી ધ્યાન કરતાં કરતાં નિમ્નલિખિત નામ-મંત્રો વડે ભગવાન સૂર્યને સાષ્ટાંગ પ્રણામ કરો–

**(૧) ૐ મિત્રાય નમઃ। (૨) ૐ રવયે નમઃ। (૩) ૐ સૂર્યાય નમઃ। (૪) ૐ ભાનવે નમઃ। (૫) ૐ ખગાય નમઃ। (૬) ૐ પૂષ્ણે નમઃ। (૭) ૐ હિરણ્યગર્ભાય નમઃ। (૮) ૐ મરીચયે નમઃ। (૯) ૐ આદિત્યાય નમઃ। (૧૦) ૐ સવિત્રે નમઃ। (૧૧) ૐ અર્કાય નમઃ। (૧૨) ૐ ભાસ્કરાય નમો નમઃ।**

ત્યારબાદ સૂર્યના સારથિ અરુણને અર્ઘ્ય આપો–

**વિનતાતનયો દેવઃ કર્મસાક્ષી સુરેશ્વરઃ।**
**સપ્તાશ્વઃ સપ્તરજ્જુશ્ચ અરુણો મે પ્રસીદતુ॥**
**ૐ કર્મસાક્ષિણે અરુણાય નમઃ।**
**આદિત્યસ્ય નમસ્કારં યે કુર્વન્તિ દિને દિને।**
**જન્માન્તરસહસ્રેષુ દારિદ્ર્યં નોપજાયતે॥**

ત્યારબાદ સૂર્યાર્ઘ્યનું જળ માથે અને આંખોએ અડાડવું તથા થોડુંક ચરણામૃત નિમ્નલિખિત મંત્રોથી પી જવું.

**અકાલમૃત્યુહરણં સર્વવ્યાધિવિનાશનમ્।**
**સૂર્યપાદોદકં તીર્થં જઠરે ધારયામ્યહમ્॥**

**ૐ તત્સત્ કૃતમિદં કર્મ બ્રહ્માર્પણમસ્તુ। વિષ્ણવે નમઃ, વિષ્ણવે નમઃ, વિષ્ણવે નમઃ।**

~~■~~

# નિત્ય-દાન

નિત્યકર્મમાં દાન પણ આવે છે. વેદે આદેશ આપ્યો છે કે દાન ઘણું જ શ્રદ્ધા સાથે કરવું જોઈએ. પોતાની સંપત્તિ અને શક્તિ મુજબ દાન કરવું જોઈએ. આપતી વખતે અભિમાન ન આવે, લજ્જાથી વિનમ્ર થઈને દાન કરો. ભય માનીને આપો.[૧] આ દાન સુપાત્રને કરવું જોઈએ અને પ્રતિદિન કરવું જોઈએ.[૨] એ આવશ્યક નથી કે દાનનું પ્રમાણ વધારે જ હોય. શાસ્ત્રનો આદેશ છે કે જો સ્થિતિ સારી ન હોય તો જે કંઈ ભોજન માટે મળે, એમાંથી અડધો ગ્રાસ જ દાનમાં આપી દો.[૩] મહાભારતમાં કહેવામાં આવ્યું છે કે જો એક દિવસ પણ દાન વિના વીતી જાય તો એ દિવસે જેમ લુંટારો લૂંટી જાય ત્યારે મનુષ્ય કરે છે[૪] એવો શોક કરવો જોઈએ. દાતા પૂર્વ બાજુ મુખ કરીને દાન આપે અને લેનાર ઉત્તર બાજુ મુખ કરીને દાન લે. એનાથી બંનેનું હિત થાય છે.[૫] માતા, પિતા અને ગુરુને પોતાના પુણ્યનું પણ દાન કરાય છે.[૬]

દાન દેતાં પહેલા દાન લેનારા બ્રાહ્મણની ચંદનાદિથી પૂજા કરવી.

---

૧. **શ્રદ્ધયા દેયમ્ । અશ્રદ્ધયાऽદેયમ્ । શ્રિયા દેયમ્ । હ્રિયા દેયમ્ । ભિયા દેયમ્ ।** (તૈત્તિરીયોપ. ૧૧/૩)

૨. **દાતવ્યં પ્રત્યહં પાત્રે સ્વસ્થઃ શક્ત્યનુસારતઃ ।** (સ્મૃતિરત્નાવલી)

૩. **ગ્રાસાદર્ધતરો ગ્રાસો હ્યર્થિભ્યઃ કિં ન દીયતે ।**
**ઈચ્છાનુરૂપો વિભવઃ કદા કસ્ય ભવિષ્યતિ ॥**
(સ્મૃતિરત્નાવલી)

૪. **એકસ્મિન્નપ્યતિક્રાન્તે દિને દાનવિવર્જિતે ।**
**દસ્યુભિર્મુષિતસ્યેવ યુક્તમાક્રન્દિતું ભૃશમ્ ॥**
(મહાભારત)

૫. **દદ્યાત્ પૂર્વમુખો દાનં ગૃહ્ણીયાદુત્તરામુખઃ ।**
**આયુર્વિવર્ધતે દાતુર્ગ્રહીતુઃ ક્ષીયતે ન તત્ ॥**
(યોગચિન્તામણિ)

૬. **દેવતાનાં ગુરૂણાં ચ માતાપિત્રોસ્તથૈવ ચ ।**
**પુણ્યં દેયં પ્રયત્નેન નાપુણ્યં નોદિતં ક્વચિત્ ॥**

***********************************************

દાનમાં અપાનારી વસ્તુની પણ શુદ્ધિ તથા ફૂલથી પૂજા કરી લેવી તથા દેય વસ્તુનો આ પ્રમાણે સંકલ્પ કરો.

**(ક) નિષ્કામ સંકલ્પ : 'ૐ વિષ્ણુર્વિષ્ણુર્વિષ્ણુઃ, અદ્ય... શ્રીપરમાત્મપ્રીત્યર્થમિદં વસ્તુ અમુકશર્મણે બ્રાહ્મણાય તુભ્યં સમ્પ્રદદે।'**

**(ખ) સકામ સંકલ્પ : 'શ્રીપરમાત્મપ્રીત્યર્થં'. કે પછી 'મમૈતચ્છ-રીરાવચ્છિન્નસમસ્તપાપક્ષયસર્વગ્રહપીડાશાન્તિશરીરોત્થાર્તિનાશમનઃ-પ્રસાદાયુરારોગ્યાદિસર્વસૌખ્યસમ્પત્ત્યર્થં... ઈદં વસ્તુ અમુકશર્મણે બ્રાહ્મણાય તુભ્યં સમ્પ્રદદે ।'**

# દેવપૂજા-પ્રકરણ

## [દેવયજ્ઞ]

## [પૂજન-સંબંધી જાણવા જેવી કેટલીક આવશ્યક વાતો]

અહીંયાં સર્વપ્રથમ પૂજન સંબંધે કેટલીક જ્ઞાતવ્ય વાતોનો નિર્દેશ કરવામાં આવી રહ્યો છે–

**પંચદેવ**

**આદિત્યં ગણનાથં ચ દેવીં રુદ્રં ચ કેશવમ્ ।**
**પઞ્ચદૈવત્યમિત્યુક્તં સર્વકર્મસુ પૂજયેત્ ॥**

(મત્સ્યપુરાણ)

સૂર્ય, ગણેશ, દુર્ગા, શિવ, વિષ્ણુ – આ પંચદેવ કહેવાયા છે. એમની પૂજા સર્વે કાર્યોમાં કરવી જોઈએ.

### અનેક દેવમૂર્તિ-પૂજા-પ્રતિષ્ઠા-વિચાર–

**એકા મૂર્તિર્ન સમ્પૂજ્યા ગૃહિણા સ્વેષ્ટમિચ્છતા ।**
**અનેકમૂર્તિસમ્પન્નઃ સર્વાન્ કામાનવાપ્નુયાત્ ॥**

કલ્યાણ ઈચ્છનારા ગૃહસ્થ એક જ મૂર્તિને જ ન પૂજે પરંતુ અનેક દેવમૂર્તિઓની પૂજા કરે, આનાથી કામના પૂરી થાય છે.

પરંતુ :

**ગૃહે લિઙ્ગદ્વયં નાર્ચ્યં ગણેશત્રિતયં તથા ।**
**શઙ્ખદ્વયં તથા સૂર્યો નાર્ચ્યૌ શક્તિત્રયં તથા ॥**
**દ્વે ચક્રે દ્વારકાયાસ્તુ શાલગ્રામશિલાદ્વયમ્ ।**
**તેષાં તુ પૂજનેનૈવ ઉદ્વેગં પ્રાપ્નુયાદ્ ગૃહી ॥**

(આચારપ્રકાશ, આચારેન્દુ)

ઘરમાં બે શિવલિંગ, ત્રણ ગણેશ, બે શંખ, બે સૂર્ય, ત્રણ દુર્ગામૂર્તિ, બે ગોમતીચક્ર અને બે શાલિગ્રામની પૂજા કરવાથી ગૃહસ્થ મનુષ્યને અશાંતિ થાય છે.

**શાલગ્રામશિલાયાસ્તુ પ્રતિષ્ઠા નૈવ વિદ્યતે।**

(સ્કન્દપુરાણ)

શાલિગ્રામની પ્રાણપ્રતિષ્ઠા થતી નથી.

**બાણલિઙ્ગાનિ રાજેન્દ્ર ખ્યાતાનિ ભુવનત્રયે।**
**ન પ્રતિષ્ઠા ન સંસ્કારસ્તેષાં નાવાહનં તથા॥**

(ભવિષ્યપુરાણ)

બાણલિંગ ત્રણેય લોકોમાં વિખ્યાત છે, તેમની પ્રાણપ્રતિષ્ઠા, સંસ્કાર કે આવાહ્‌ન કંઈ પણ થતું નથી.

**શૈલીં દારુમયીં હૈમીં ધાત્વાદ્યાકારસમ્ભવામ્।**
**પ્રતિષ્ઠાં વૈ પ્રકુર્વીત પ્રાસાદે વા ગૃહે નૃપ॥**

(વૃદ્ધપારાશર)

પથ્થર, કાષ્ઠ, સોનું કે અન્ય ધાતુઓની મૂર્તિઓની પ્રતિષ્ઠા ઘર કે મંદિરમાં કરવી જોઈએ.

**ગૃહે ચલાર્ચા વિજ્ઞેયા પ્રાસાદે સ્થિરસંજ્ઞિકા।**
**ઈત્યેતે કથિતા માર્ગા મુનિભિઃ કર્મવાદિભિઃ॥**

(લૌગાક્ષિભાસ્કર)

ઘરમાં ચલ પ્રતિષ્ઠા અને મંદિરમાં અચલ પ્રતિષ્ઠા કરવી જોઈએ. આ કર્મજ્ઞાની મુનિઓનો મત છે.

**ગઙ્ગાપ્રવાહે શાલગ્રામશિલાયાં ચ સુરાર્ચને।**
**દ્વિજપુઙ્ગવ! નાપેક્ષ્યે આવાહનવિસર્જને॥**
**શિવલિઙ્ગેઽપિ સર્વેષાં દેવાનાં પૂજનં ભવેત્।**
**સર્વલોકમયે યસ્માચ્છિવશક્તિર્વિભુઃ પ્રભુઃ॥**

(બૃહદ્ધર્મપુરાણ અ. ૫૭)

ગંગાજીમાં, શાલિગ્રામ શિલામાં તથા શિવલિંગોમાં સર્વે દેવતાઓનું પૂજન વિના આવાહ્‌ન-વિસર્જન કરી શકાય છે.

**પાંચ ઉપચાર :** ૧. ગંધ, ૨. પુષ્પ, ૩. ધૂપ, ૪. દીપ અને ૫. નૈવેદ્ય.

**દસ ઉપચાર :** ૧. પાદ્ય, ૨. અર્ધ્ય, ૩. આચમન, ૪. સ્નાન, ૫. વસ્ત્ર-નિવેદન, ૬. ગંધ, ૭. પુષ્પ, ૮. ધૂપ, ૯. દીપ અને ૧૦. નૈવેદ્ય.

**સોળ ઉપચાર :** ૧. પાદ્ય, ૨. અર્ધ્ય, ૩. આચમન, ૪. સ્નાન, ૫. વસ્ત્ર, ૬. આભૂષણ, ૭. ગંધ, ૮. પુષ્પ, ૯. ધૂપ, ૧૦. દીપ, ૧૧. નૈવેદ્ય, ૧૨. આચમન, ૧૩. તાંબુલ, ૧૪. સ્તવનપાઠ, ૧૫. તર્પણ અને ૧૬. નમસ્કાર.[૧]

**ફૂલ ચૂંટવાનો મંત્ર :** પ્રાતઃકાલીન સ્નાનાદિ[૨] કૃત્યો બાદ દેવ-પૂજાનું

---

૧. પૂજનના અંતે સાઙ્ગતા-સિદ્ધિ માટે દક્ષિણા પણ ચઢાવવી જોઈએ.

૨. હારીતનું વચન છે –

**સ્નાનં કૃત્વા તુ યે કેચિત્ પુષ્પં ચિન્વન્તિ માનવાઃ ।**
**દેવતાસ્તન્ન ગૃહ્ણન્તિ ભસ્મીભવતિ દારુવત્ ॥**

સ્નાન કરીને ફૂલ ન ચૂંટવા, કેમકે આવું કરવાથી દેવો આનો સ્વીકાર કરતા નથી. આ શબ્દાર્થથી ખરેખર પ્રતીત થાય છે કે સવારે ઊઠીને સ્નાન કર્યા પહેલાં જ ફૂલ તોડી લેવાં. પરંતુ આ શ્લોકનો આ તાત્પર્ય નથી. નિબંધકારોએ નિર્ણય આપ્યો છે કે અહીં 'સ્નાન'નો તાત્પર્ય 'મધ્યાહ્ન સ્નાન' છે. ફલિતાર્થ થાય છે કે મધ્યાહ્ન-સ્નાન બાદ ફૂલ તોડવાની મનાઈ છે. એ પહેલાં જ પ્રાતઃસ્નાન બાદ ચૂંટી લેવા–

(ક) **સ્નાનમ્, પ્રાતઃસ્નાનાતિરિક્તમ્, સ્નાનોત્તરં પ્રાતઃ પુષ્પાહરણાદિવિધાનાત્ ।** (વીરમિત્રોદય, પૂજાપ્રકાશ પૃ. ૫૮)

(ખ) **તન્મધ્યાહ્નસ્નાનપરમ્ ।** (આચારેન્દુ, પૃ. ૧૫૦)

(ગ) રુદ્રધરનો મત છે –

**અસ્નાત્વા તુલસીં છિત્ત્વા દેવતાપિતૃકર્મણિ ।**
**તત્સર્વં નિષ્ફલં યાતિ પઞ્ચગવ્યેન શુદ્ધ્યતિ ॥**

આ પદ્મપુરાણના વચનમાં 'તુલસી' પદ પુષ્પ આદિના ઉપલક્ષ્યક છે. માટે આ વચનથી સિદ્ધ થાય છે કે સ્નાન કર્યા વિના જ જો તુલસીદલ, ફૂલ આદિ ચૂંટવામાં આવે તો પાપ લાગે છે, જેની શુદ્ધિ પંચગવ્યથી થઈ શકે છે – **અત્ર તુલસીપદં પુષ્પમાત્રપરમ્ । શિષ્ટાચારાનુરોધાદિતિ રુદ્રધરઃ** (આચારેન્દુ, પૃ. ૧૫૦)

(ઘ) દક્ષે સમિધા, ફૂલ આદિનો સમય સંધ્યા બાદ દિવસનો બીજો ભાગ માન્યો છે. દિવસને આઠ ભાગમાં વહેંચવામાં આવ્યો છે. **'સમિત્પુષ્પકુશાદીનાં સ કાલઃ પરિકીર્તિતઃ ।'**

**************************************************

વિધાન છે. એટલે સ્નાન બાદ તુલસી, બિલ્વપત્ર અને ફૂલ ચૂંટવાં જોઈએ. ચૂંટ્યા પૂર્વે હાથ-પગ ધોઈને આચમન કરી લેવું. પૂર્વાભિમુખ થઈ હાથ જોડીને મંત્ર બોલવો–

**મા નુ શોકં કુરુષ્વ ત્વં સ્થાનત્યાગં ચ મા કુરુ ।**
**દેવતાપૂજનાર્થાય પ્રાર્થયામિ વનસ્પતે ॥**

પહેલું ફૂલ ચૂંટતી વખતે **'ૐ વરુણાય નમઃ'**, બીજું ફૂલ ચૂંટતી વખતે **'ૐ વ્યોમાય[1] નમઃ'** અને ત્રીજું ફૂલ ચૂંટતી વખતે **'ૐ પૃથિવ્યૈ નમઃ'** બોલવું.[2]

**તુલસીદળ-ચયન :** સ્કન્દપુરાણનું વચન છે કે જે હાથ પૂજાર્થે તુલસી ચૂંટે છે, તેઓ ધન્ય છે.

**તુલસીં યે વિચિન્વન્તિ ધન્યાસ્તે કરપલ્લવાઃ ।**

તુલસીનું એક એક પાંદડું ન ચૂંટતા પાંદડાં સાથે અગ્રભાગને તોડવો જોઈએ. તુલસીની મંજરી સર્વે ફૂલોથી પણ ચઢિયાતી મનાય છે. મંજરી ચૂંટતી વખતે એમાં પાંદડાં હોવા પણ આવશ્યક ગણાય છે.[3] નિમ્નલિખિત મંત્રો ભણીને પૂજ્યભાવે છોડને હલાવ્યા સિવાય તુલસીના અગ્રભાગને ચૂંટો. આથી પૂજાનું ફળ લાખગણું વધી જાય છે.[4]

---

૧. આ આર્ષ પ્રયોગ છે – **વ્યોમાયેતિચ્છાન્દસમ્ ।** (વી.મિ. પૂ. પ્ર.)

૨. **પ્રક્ષાલ્ય પાણિપાદૌ ચ આચમ્ય ચ કૃતાઞ્જલિઃ ।**
**પાદપાભિમુખો ભૂત્વા પ્રણવાદિનમોઽન્તકમ્ ।**
**વિસૃજ્ય પુષ્પમેકં તુ વાચા વરુણમુચ્ચરેત્ ।**
**વ્યોમાય ચ પૃથિવ્યૈ ચ દ્વિત્રિપુષ્પં યથાક્રમમ્ ॥**
(આચારેન્દુ)

૩. (ક) **મઞ્જર્યાં પત્રસાહિત્યમપેક્ષિતમ્ ।** (વીરમિત્રોદય, પૂ. પ્ર.)
(ખ) **અભિન્નપત્રાં હરિતાં હૃદ્યમઞ્જરિસંયુતામ્ ।**
**ક્ષીરોદાર્ણવસમ્ભૂતાં તુલસીં દાપયેદ્ધરિમ્ ॥**
(બ્રહ્મપુરાણ)

૪. **મન્ત્રેણાનેન યઃ કુર્યાદ્ ગૃહીત્વા તુલસીદલમ્ ।**
**પૂજનં વાસુદેવસ્ય લક્ષપૂજાફલં લભેત્ ॥** (પદ્મપુરાણ)

**તુલસી દળ ચૂંટવાનો મંત્ર –**

> **તુલસ્યમૃતજન્માસિ સદા ત્વં કેશવપ્રિયા ।**
> **ચિનોમિ કેશવસ્યાર્થે વરદા ભવ શોભને ॥**
> **ત્વદઙ્ગસમ્ભવૈઃ પત્રૈઃ પૂજયામિ યથા હરિમ્ ।**
> **તથા કુરુ પવિત્રાઙ્ગિ! કલૌ મલવિનાશિનિ ॥**

(આહ્નિકસૂત્રાવલી)

**તુલસીદળ-ચયનનો નિષિદ્ધ સમય :** વૈધૃતિ અને વ્યતીપાત - આ બે યોગોમાં, મંગળ, શુક્ર અને રવિ - આ ત્રણેય વારોમાં, દ્વાદશી, અમાસ અને પૂર્ણિમા - આ ત્રણેય તિથિઓમાં, સંક્રાન્તિ અને જન્મના સૂતક તથા મરણના સૂતકમાં તુલસીદળ ચૂંટવાનો નિષેધ છે.[1] સંક્રાન્તિ, અમાસ, દ્વાદશી, રાત્રિ અને બંને સંધ્યાઓમાં પણ તુલસીદળ ન તોડવાં,[2] પરંતુ તુલસી વિના ભગવાનની પૂજા પૂર્ણ ગણાતી નથી, એટલે નિષિદ્ધ વેળાએ તુલસીવૃક્ષ પરથી આપમેળે ખરેલાં પાંદડાંથી પૂજા કરવી,[3] (પહેલા દિવસે પવિત્ર સ્થળે રાખેલાં તુલસીદળથી પણ ભગવાનની પૂજા કરી શકાય છે). શાલિગ્રામની પૂજા માટે નિષિદ્ધ તિથિઓએ પણ તુલસી ચૂંટી શકાય છે.[4] વિના સ્નાને અને પગરખાં

---

૧. **વૈધૃતૌ ચ વ્યતીપાતે ભૌમભાર્ગવભાનુષુ ।**
**પર્વદ્વયે ચ સંક્રાન્તૌ દ્વાદશ્યાં સૂતકે દ્વયોઃ ॥**
(નિર્ણયસિન્ધુ, પરિચ્છેદ ૩, સ્મૃતિસારો.)

૨. **સંક્રાન્તૌ કૃષ્ણપક્ષાન્તે દ્વાદશ્યાં નિશિ સંધ્યયોઃ ।**
**નચ્છિન્દ્યાત્.......................................॥**
(વિષ્ણુધર્મોત્તર)

૩. **નિષિદ્ધે દિવસે પ્રાપ્તે ગૃહ્ણીયાદ્ ગલિતં દલમ્ ।**
**તેનૈવ પૂજાં કુર્વીત ન પૂજા તુલસીં વિના ॥**
(વારાહપુરાણ)

૪. **શાલગ્રામશિલાર્ચાર્થં પ્રત્યહં તુલસીક્ષિતૌ ।**
**તુલસીં યે વિચિન્વન્તિ ધન્યાસ્તે કરપલ્લવાઃ ॥**
**સઙ્ક્રાન્ત્યાદૌ નિષિદ્ધેડપિ તુલસ્યવચયઃ સ્મૃતઃ ।**
(આહ્નિકસૂત્રાવલી)

પહેરીને તુલસી ન ચૂંટવી.[૧]

**બિલીપત્ર ચૂંટવાનો મંત્ર :**

**અમૃતોદ્ભવ! શ્રીવૃક્ષ! મહાદેવપ્રિયઃ સદા ।**
**ગૃહ્ણામિ તવ પત્રાણિ શિવપૂજાર્થમાદરાત્ ॥**

(આચારેન્દુ)

**બિલીપત્ર તોડવાનો નિષિદ્ધ કાળ :** ચતુર્થી, અષ્ટમી, નવમી, ચતુર્દશી અને અમાસની તિથિઓ, સંક્રાન્તિવેળાએ અને સોમવારે બિલીપત્ર ન ચૂંટવાં. પરંતુ બિલિપત્ર શિવજીને બહુ વહાલાં છે; માટે નિષિદ્ધ સમય અગાઉના દિવસે મૂકી રાખેલાં બિલીપત્ર ચઢાવવાં જોઈએ. શાસ્ત્રે તો એટલે સુધી કહ્યું છે કે જો નવાં બિલીપત્ર ન મળી શકે તો ચઢાવેલાં બિલીપત્રોને જ ધોઈને વારંવાર ચઢાવતા રહેવું.[૩]

**વાસી જળ, ફૂલનો નિષેધ :** જે ફૂલ, પાંદડાં અને જળ વાસી થઈ ગયાં હોય તે દેવતાઓ પર ન ચઢાવવાં. પરંતુ તુલસીદળ અને ગંગાજળ વાસી થતાં નથી. તીર્થોનું જળ પણ વાસી ગણાતું નથી. વસ્ત્ર, યજ્ઞોપવીત

---

૧. **અસ્નાત્વા તુલસીં છિત્વા સોપાનત્કસ્તથૈવ ચ ।**
**સ યાતિ નરકં ઘોરં યાવદાભૂતસમ્પ્લવમ્ ॥**
(પદ્મપુરાણ)

૨. **અમારિક્તાસુ સંક્રાન્ત્યામષ્ટમ્યામિન્દુવાસરે ।**
**બિલ્વપત્રં ન ચ છિન્દ્યાચ્છિન્દ્યાચ્ચેન્નરકં વ્રજેત્ ॥**
(લિઙ્ગપુરાણ)

૩. **અર્પિતાન્યપિ બિલ્વાનિ પ્રક્ષાલ્યાપિ પુનઃ પુનઃ ।**
**શંકરાયાર્પણીયાનિ ન નવાનિ યદિ ક્વચિત્ ॥**
(સ્કન્દપુ., આચારેન્દુ, પૃ. ૧૬૫)

૪. (ક) **વર્જ્યં પર્યુષિતં પુષ્પં વર્જ્યં પર્યુષિતં જલમ્ ।**
**ન વર્જ્યં તુલસીપત્રં ન વર્જ્યં જાહ્નવીજલમ્ ॥**
(બૃહન્નારદીય)

(ખ) **ન પર્યુષિતદોષોऽસ્તિ તીર્થતોયસ્ય ચૈવ હિ ।** (સ્મૃતિસારાવલી)

**********************************************

અને આભૂષણોમાં પણ નિર્માલ્યનો દોષ મનાતો નથી.[૧]

માળીના ઘેર રાખેલાં ફૂલોમાંય વાસી દોષ ગણાતો નથી.[૨] ડમરો તુલસીના જેવો જ એક છોડ છે. ભગવાન વિષ્ણુને એ બહુ પ્રિય છે. સ્કન્દ પુરાણમાં આવ્યું છે કે ડમરાની માળા ભગવાનને એટલી પ્રિય છે કે તે સુકાઈ ગઈ હોય તોય તેનો સ્વીકાર કરી લે છે.[૩] મણિ, રત્ન, સુવર્ણ, વસ્ત્ર આદિથી બનાવવામાં આવેલાં ફૂલ વાસી થતાં નથી.[૪] તેને પ્રોક્ષણ કરી ચઢાવવાં જોઈએ.[૫]

નારદજીએ 'માનસ' (મન દ્વારા ભાવિત) ફૂલને સર્વશ્રેષ્ઠ ફૂલ ગણ્યું છે.[૬] તેમણે દેવરાજ ઈન્દ્રને કહ્યું છે કે હજારો-કરોડો બાહ્ય ફૂલ ચઢાવીને જે ફળ પ્રાપ્ત કરી શકાય છે, તે કેવળ એક માનસ-ફૂલ ચઢાવવાથી પ્રાપ્ત થઈ જાય છે.[૭] આથી માનસ-પુષ્પ જ ઉત્તમ પુષ્પ છે. બાહ્ય પુષ્પ તો નિર્માલ્ય પણ હોય છે. માનસ-પુષ્પમાં વાસી આદિ કોઈ દોષ હોતા નથી. એટલે પૂજા કરતી વખતે મનથી ફૂલ સર્જીને ચઢાવવાનો અદ્ભુત લહાવો અવશ્ય

---

૧. **ન નિર્માલ્યં ભવેદ્ વસ્ત્રં સ્વર્ણરત્નાદિભૂષણમ્ ।** (આચારરત્ન)

૨. **ન પર્યુષિતદોષોઽસ્તિ માલાકારગૃહેષુ ચ ।** (આચારેન્દુ., પૃ. ૧૬૩)

૩. **તસ્ય માલા ભગવતઃ પરમપ્રીતિકારિણી ।**
**શુષ્કા પર્યુષિતા વાપિ ન દુષ્ટા ભવતિ ક્વચિત્ ॥**

૪. **મણિરત્નસુવર્ણાદિનિર્મિતં કુસુમોત્તમમ્ ।**
**તત્પરં કુસુમં પ્રોક્તમપરં ચિત્રવસ્ત્રજમ્ ॥**
**પરાણામપરાણાં ચ નિર્માલ્યત્વં ન વિદ્યતે ।**
(તત્ત્વસાગરસંહિતા)

૫. **વસ્ત્રમભ્યુક્ષણાચ્છુધ્યેત્ ।** (તત્ત્વસાગરસંહિતા)

૬. **તસ્માન્માનસમેવાતઃ શસ્તં પુષ્પં મનીષિણામ્ ।** (તત્ત્વસાગરસંહિતા)

૭. **બાહ્યપુષ્પસહસ્રાણાં સહસ્રાયુતકોટિભિઃ ।**
**પૂજિતે યત્ફલં પુંસાં તત્ફલં ત્રિદશાધિપ !**
**માનસેનૈકેન પુષ્પેણ વિદ્વાનાપ્નોત્યસંશયમ્ ॥**
(તત્ત્વસાગરસં., વીર., પૂજા. પૃ. ૫૭)

************************************************************

પ્રાપ્ત કરવો જોઈએ.

**સામાન્યપણે નિષિદ્ધ ફૂલ :** અહીં એ નિષેધો આપવામાં આવી રહ્યા છે, જે સામાન્યપણે સર્વે પૂજનોમાં સર્વે ફૂલોને લાગુ પડે છે. ભગવાન પર ચઢાવેલું ફૂલ 'નિર્માલ્ય' કહેવાય છે, સૂંઘેલું કે અંગે લગાવેલું ફૂલ પણ આ જ કોટિમાં આવે છે. એ ન ચઢાવો.[૧] ભમરાના સૂંઘવાથી ફૂલ દૂષિત ગણાતું નથી.[૨] જે ફૂલ અપવિત્ર વાસણમાં રાખવામાં આવ્યું હોય, અપવિત્ર સ્થાને ઉત્પન્ન થયું હોય, આગથી કાળું પડી ગયું હોય, કીડાઓથી ભરેલું હોય, સુંદર ન હોય,[૩] જેની પાંખડીઓ વિખેરાઈ ગઈ હોય, જે પૃથ્વી પર પડી ગયું હોય, જે પૂર્ણરૂપે ખિલેલું ન હોય, જેમાં ખાટી કે કહોવાટની ગંધ આવતી હોય, નિર્ગન્ધ હોય કે ઉગ્ર ગંધવાળું હોય; એવાં પુષ્પો ન ચઢાવવાં જોઈએ.[૪] જે ફૂલ ડાબા હાથ, પહેરાતાં અધોવસ્ત્ર, આકડા અને એરંડાના પાંદડામાં મૂકીને લાવવામાં આવ્યાં હોય, એ ફૂલો ત્યાજ્ય છે.[૫] કળીઓ ચઢાવવાની મનાઈ છે, પણ આ નિષેધ કમળ પર લાગુ પડતો નથી.[૬] ફૂલને જળમાં

---

૧. **(ક) નિર્માલ્યં દ્વિવિધં પ્રોક્તમુત્સૃષ્ટં ઘ્રાતમેવ ચ ।**
**ન ક્રિયાન્તરયોગ્યં તત્ સર્વથા ત્યાજ્યમેવ હિ ॥**
(તત્ત્વસાગરસંહિતા)

**(ખ) આઘ્રાતૈરઙ્ગસંસૃષ્ટૈઃ ।** (વિષ્ણુધર્મોત્તર)

૨. **મુક્ત્વા ભ્રમરમેકં તુ ।** (વિષ્ણુધર્મોત્તર)

૩. **કુપાત્રાન્તરસંસ્થાનિ કુત્સિતસ્થાનજાનિ ચ ।**
**વહ્નિકીટાપવિદ્ધાનિ વિશોભાન્યશુભાનિ વૈ ॥**
**એવંવિધાનિ પુષ્પાણિ ત્યાજ્યાન્યેવ વિચક્ષણૈઃ ॥**

૪. **........................................ મહીંગતૈઃ ॥**
**ન વિકીર્ણદલૈઃ સ્પૃષ્ટૈ સ્પૃષ્ટૈર્નાશુભૈરવિકાસિભિઃ ।**
**પૂતિગન્ધાન્યગન્ધાન્યમ્લગન્ધીનિ વર્જયેત્ ॥** (વિષ્ણુધર્મોત્તર)

૫. **કરાનીતં પટાનીતમાનીતં ચાર્કપત્રકે ।**
**એરણ્ડપત્રેઽપ્યાનીતં તત્ પુષ્પં સકલં ત્યજેત્ ॥**
**(કરોઽયં વામઃ, પટઃ અધોવસ્ત્રમ્)** (વીર. મિ. પૂ. પ્ર. પૃ. ૬૦)

૬. **મુકુલૈર્નાર્ચયેદ્દેવં પઙ્કજૈર્જલજૈર્વિના ।** (સ્મૃતિસારાવલી)

*************************************************************

બોળીને ધોવાની મનાઈ છે. કેવળ જળથી એનું પ્રોક્ષણ કરી નાંખવું જોઈએ.[1]

**પુષ્પાદિ ચઢાવવાનો વિધિ :** ફૂલ, ફળ અને પાંદડાં જેવાં ઊગે છે, એવાં જ એમને ચઢાવવાં જોઈએ.[2] ઉત્પન્ન થતી વખતે એમનું મુખ ઉપરની બાજુએ હોય છે, માટે ચઢાવતી વખતે એમનું મુખ ઉપર બાજુ જ રાખવું જોઈએ. એમનું મુખ નીચે તરફ ન કરવું.[3] દુર્વા અને તુલસીદળને પોતાની બાજુ અને બિલીપત્ર નીચું મુખ રાખીને ચઢાવવાં જોઈએ.[4] આથી વિપરીત પાંદડાંને ઉપર કે નીચે બંનેય રીતે મુખ કરી ચઢાવી શકાય છે.[5] જમણા હાથના કરતળને ઉત્તાન કરી મધ્યમા, અનામિકા અને અંગૂઠાની મદદથી ફૂલ ચઢાવવાં જોઈએ.[6]

**ઉતારવાનો વિધિ :** ચઢેલાં પુષ્પો અંગૂઠા અને તર્જનીની મદદથી ઉતારવાં.[7]

## પંચદેવ પૂજા (આગમોક્ત-પદ્ધતિ)

પ્રતિદિન પંચદેવ પૂજા અવશ્ય કરવી જોઈએ. જો વેદ મંત્રોના અભ્યસ્ત ન હોવ તો આગમોક્ત મંત્રોથી, અને જો એના પણ અભ્યસ્ત ન હોવ તો નામમંત્રોથી અને એ પણ સંભવ ન હોય તો મંત્ર વિનાય જળ, ચંદન આદિ ચઢાવીને પૂજા કરવી જોઈએ.[8]

---

૧. **ગન્ધોદકેન ચૈતાનિ ત્રિઃ પ્રોક્ષ્યૈવ પ્રપૂજયેત્ ।** (તત્ત્વસારસંહિતા)

૨. **'યથોત્પન્નં તથાર્પણમ્ ।'** (તૃચભાસ્કર)

૩. **પત્રં વા યદિ વા પુષ્પં ફલં નેષ્ટમધોમુખમ્ ।**

૪. **(ક) દૂર્વાઃ સ્વાભિમુખાગ્રાઃ સ્યુર્બિલ્વપત્રમધોમુખમ્ ॥** (તૃચભાસ્કર)
**(ખ) તુલસ્યાદિપત્રમ્ આત્માભિમુખં ન્યુબ્જમેવ સમર્પણીયમ્ ।** (પ્રતિષ્ઠાસારદીપિકા)

૫. **ઇતરપત્રાણામપ્યૂર્ધ્વમુખાધોમુખમનયોર્વિકલ્પઃ ।** (આચારેન્દુ)

૬. **મધ્યમાનામિકાઙ્ગુષ્ઠૈઃ પુષ્પં સંગૃહ્ય પૂજયેત્ ।** (ચિન્તામણિ)

૭. **અઙ્ગુષ્ઠતર્જનીભ્યાં તુ નિર્માલ્યમપનોદયેત્ ।** (કાલિકાપુરાણ)

૮. **અયં વિનૈવ મન્ત્રેણ પુણ્યરાશિઃ પ્રકીર્તિતઃ ।**
**સ્યાદયં મન્ત્રયુક્તશ્ચેત્ પુણ્યં શતગુણોત્તરમ્ ॥** (પૂજાપ્રકાશ)

****************************************************

અહીં સામાન્યરૂપે પૂજાનો વિધિ આપવામાં આવી રહ્યો છે. સાથે સાથે નામ-મંત્રો પણ છે. જે લોકો શ્લોકોનું ઉચ્ચારણ ન કરી શકે, તેઓ નામમંત્રો વડે ષોડશોપચાર પૂજન કરે.

**ગૃહ-મંદિરમાં સ્થિત પંચદેવ પૂજા :**

જો ઘરનું મંદિર હોય તો પૂજાગૃહમાં પ્રવેશ કરતાં પૂર્વે બહાર દરવાજા ઉપર જ પૂર્વોક્ત રીતે આચમન કરી લેવું અને ત્રણ તાલીઓ પાડવી, ત્યારબાદ વિનમ્રતા સાથે મંદિરમાં પ્રવેશ કરો. તાળી વગાડ્યા પહેલા નીચે દર્શાવેલ મંત્ર વિનિયોગ સહિત મંત્ર ભણી લેવો.

**વિનિયોગ : અપસર્પન્ત્વિતિ મન્ત્રસ્ય વામદેવ ઋષિ., શિવો દેવતા, અનુષ્ટુપ્ છન્દઃ, ભૂતાદિવિઘ્નોત્સાદને વિનિયોગઃ ।**

**ભૂતોત્સાદન મંત્ર :**

**ૐ અપસર્પન્તુ તે ભૂતા યે ભૂતા ભૂતલે સ્થિતાઃ ।**
**યે ભૂતા વિઘ્નકર્તારસ્તે નશ્યન્તુ શિવાજ્ઞયા ॥**

પશ્ચાત્ દેવોનું ધ્યાન કરવું, સાષ્ટાંગ પ્રણામ કરવા, પછી નિમ્નલિખિત વિનિયોગ અને મંત્રો ભણી આસન પર બેસી એને જળથી પવિત્ર કરો.

**આસન પવિત્ર કરવાનો વિનિયોગ અને મંત્ર :**

**ૐ પૃથ્વીતિ મન્ત્રસ્ય મેરુપૃષ્ઠ ઋષિઃ, સુતલં છન્દઃ, કૂર્મો દેવતા, આસનપવિત્રકારણે વિનિયોગઃ ।**

**ૐ પૃથ્વિ ત્વયા ધૃતા લોકા દેવિ ત્વં વિષ્ણુના ધૃતા ।**
**ત્વં ચ ધારય માં દેવિ પવિત્રં કુરુ ચાસનમ્ ॥**

## પૂજાની બાહ્ય તૈયારી

બેસતાં પૂર્વે પૂજાની આવશ્યક તૈયારી કરી લો. તાજા[૧] જળને કપડાથી ગાળી કળશમાં ભરો. આચમનીથી શંખમાં પણ જળ ભરી પીઠિકા પર મૂકી

---

૧. વાસી જળનો નિષેધ છે – **'જલં પર્યુષિતં ત્યાજ્યમ્ ।'** (શિવરહસ્ય) અપવાદ - પણ ગંગાજળ કે તીર્થજળમાં વાસીનો દોષ લાગતો નથી - **'ગાઙ્ગં વારિ ન દુષ્યતિ ।'** (શિવરહસ્ય)

1365 Nityakaram Puja Prakash_Section_5_1_Back

દો. શંખ જળમાં ડૂબાડવાની[1] મનાઈ છે. આવી રીતે શંખને પૃથ્વી પર[2] મૂકવાની પણ મનાઈ છે. શંખમાં ચંદન અને ફૂલ નાંખવાં. ઉદ્કુંભ (કળશ)ના જળને પણ સુવાસિત કરવા માટે કપૂર અને કેસરની સાથે ચંદન ઘસીને મેળવી દો અથવા પવિત્ર અત્તર નાંખો. અક્ષતને કેસર કે કંકુથી આછા રંગી લેવા.

## પૂજા સામગ્રી રાખવાની રીત

પૂજનની કઈ વસ્તુને ક્યાં રાખવી એનો નિર્દેશ પણ શાસ્ત્રોએ કર્યો છે. એ મુજબ વસ્તુઓને યથાસ્થાને ગોઠવવી જોઈએ.

***ડાબી બાજુએ :*** (૧) સુવાસિત જળથી ભરેલો ઉદ્કુંભ (જળપાત્ર[3]), (૨) ઘંટ[4] અને (૩) ધૂપદાની[5] (૫) તેલનો દીવો પણ ડાબી બાજુએ રાખો.[6]

***જમણી બાજુએ :*** (૧) ઘીનો દીવો અને (૨) સુવાસિત જળથી ભરેલો શંખ.[7]

**સામે :** (૧) કુમકુમ (કેસર) અને કપૂર સાથે ઘસેલું જાડું

---

૧. શંખનો પૃષ્ઠભાગ શુદ્ધ ગણાતો નથી. માટે શંખને જળમાં બોળવો નહિ, આચમનીથી એમાં જળ ભરો.

**ઉદ્ધરિણ્યા જલં ગ્રાહ્યં જલે શઙ્ખં ન મજ્જયેત્ ।**
**શઙ્ખસ્ય પૃષ્ઠસંલગ્નં જલં પાપકરં ધ્રુવમ્ ॥**

૨. **યઃ શઙ્ખં ભુવિ સંસ્થાપ્ય પૂજયેત્ પુરુષોત્તમમ્ ।**
**તસ્ય પૂજાં ન ગૃહ્ણાતિ તસ્માત્ પીઠં પ્રકલ્પયેત્ ॥**

૩. **સુવાસિતજલૈઃ પૂર્ણં સવ્યે કુમ્ભં પ્રપૂજયેત્ ।** (પૂજાપ્રકાશ)

૪. **ઘણ્ટાં વામદિશિ સ્થિતામ્ ।** (ગૌતમ, આ.સૂ.)

૫. **વામતસ્તુ તથા ધૂપમગ્રે નાપિ ન દક્ષિણે ।** (યામલ)

૬. **ઘૃતદીપો દક્ષિણતસ્તૈલદીપસ્તુ વામતઃ ।** (મહોદધિ)

૭. **શઙ્ખમદ્ભિઃ પૂરયિત્વા પ્રણવેન ચ દક્ષિણે ।**

ચંદન;[1] (૨) પુષ્પ આદિ હાથમાં તેમજ ચંદન તામ્રપાત્રમાં ન રાખવાં.[2]

*ભગવાનની સામે :* ચારે બાજુ જળથી વૃત દોરી નૈવેદ્યની વસ્તુ મૂકવી.

## પૂજાની આંતરિક તૈયારી

શાસ્ત્રોમાં પૂજાને હજારગણી વધુ મહત્ત્વપૂર્ણ બનાવવા માટે એક ઉપાય બતાવવામાં આવ્યો છે. એ ઉપાય છે, માનસપૂજા. જે પૂજા પૂર્વે કર્યા બાદ બાહ્ય વસ્તુઓથી પૂજન કરવું.[3]

પહેલાં પુષ્પ-પ્રકરણમાં શાસ્ત્રનું એક વચન ઉદ્ધૃત કરવામાં આવ્યું છે, જેમાં દર્શાવ્યું છે કે મનથી કલ્પિત જો એક ફૂલ પણ ચઢાવવામાં આવે તો કરોડો બાહ્ય ફૂલો ચઢાવવા બરાબર છે. એ જ રીતે માનસ ચંદન, ધૂપ, દીપ, નૈવેદ્ય પણ ભગવાનને કરોડગણો અધિક સંતોષ આપી શકશે. માટે માનસપૂજા ઘણી જ અપેક્ષિત છે.

## માનસપૂજા

ખરેખર તો ભગવાનને કોઈ વસ્તુની આવશ્યકતા નથી, તેઓ તો ભાવના ભૂખ્યા છે. સંસારમાં એવા દિવ્ય પદાર્થો ઉપલબ્ધ નથી કે જેનાથી પરમેશ્વરની પૂજા કરી શકાય. એટલે પુરાણોમાં માનસપૂજાનું વિશેષ મહત્ત્વ ગણાયું છે. માનસપૂજામાં ભક્ત પોતાના ઈષ્ટદેવને મુક્તામણિઓથી મંડિત કરી સ્વર્ણ સિંહાસન પર બિરાજિત કરે છે. સ્વર્ગલોકની મંદાકિની ગંગાના

---

૧. પાતળું ચંદન ચઢાવવાનો નિષેધ છે.

દ્રવીભૂતં ઘૃતં ચૈવ દ્રવીભૂતં ચ ચન્દનમ્ ।
નાર્પયેન્મમય તુષ્ટ્યર્થં ઘનીભૂતં તદર્પયેત્ ॥

(વારાહપુરાણ)

૨. હસ્તે ધૃતાનિ પુષ્પાણિ તામ્રપાત્રે ચ ચન્દનમ્ ।
ગઙ્ગોદકં ચર્મપાત્રે નિષિદ્ધં સર્વકર્મસુ ॥

(આચારેન્દુ)

૩. કૃત્વાદૌ માનસીં પૂજાં તતઃ પૂજાં સમાચરેત્ । (મદ્ગલપુ.)

************************************************************

જળથી પોતાના આરાધ્યને સ્નાન કરાવે છે. કામધેનુ ગાયના દૂધથી પંચામૃતનું નિર્માણ કરે છે. વસ્ત્રાભૂષણ પણ દિવ્ય અલૌકિક હોય છે. પૃથ્વીરૂપી ગંધનું અનુલેપન કરે છે. પોતાના આરાધ્ય માટે કુબેરની પુષ્પવાટિકામાંથી સ્વર્ણકમળપુષ્પો ચૂંટે છે. ભાવનાથી વાયુરૂપી ધૂપ, અગ્નિરૂપી દીપક તથા અમૃતરૂપી નૈવેદ્ય ભગવાનને અર્પણ કરવાનો વિધિ છે. આ સાથે જ ત્રિલોકની સંપૂર્ણ વસ્તુ, સર્વે ઉપચાર સચ્ચિદાનંદઘન પરમાત્મ પ્રભુના ચરણોમાં ભક્ત ભાવનાથી અર્પણ કરે છે. આ છે માનસપૂજાનું સ્વરૂપ. આનો એક સંક્ષિપ્ત વિધિ પણ પુરાણોમાં વર્ણવેલો છે, જે નીચે આપવામાં આવ્યો છે :

**૧. ૐ લં પૃથિવ્યાત્મકં ગન્ધં પરિકલ્પયામિ ।**

(પ્રભો! હું પૃથ્વીરૂપીગંધ (ચંદન) આપને અર્પણ કરું છું.)

**૨. ૐ હં આકાશાત્મકં પુષ્પં પરિકલ્પયામિ ।**

(પ્રભો! હું આકાશરૂપી પુષ્પ આપને અર્પણ કરું છું.)

**૩. ૐ યં વાય્વાત્મકં ધૂપં પરિકલ્પયામિ ।**

(પ્રભો! હું વાયુદેવરૂપી ધૂપ આપને પ્રદાન કરું છું.)

**૪. ૐ રં વહ્‌ન્યાત્મકં દીપં દર્શયામિ ।**

(પ્રભો! હું અગ્નિદેવરૂપી દીપક આપને પ્રદાન કરું છું.)

**૫. ૐ વં અમૃતાત્મકં નૈવેદ્યં નિવેદયામિ ।**

(પ્રભો! હું અમૃત સમાન નૈવેદ્ય આપને નિવેદિત કરું છું.)

**૬. ૐ સૌં સર્વાત્મકં સર્વોપચારં સમર્પયામિ ।**

(પ્રભો! સર્વાત્મારૂપી સંસારના સર્વે ઉપચારો હું આપના ચરણે સમર્પિત કરું છું.) આ મંત્રોથી ભાવનાપૂર્વક માનસપૂજા કરી શકાય છે.

માનસપૂજાથી ચિત્ત એકાગ્ર અને સરસ થઈ જાય છે, જેથી બાહ્યપૂજામાં પણ રસ પડવા લાગે છે. જોકે આનો પ્રચાર ઓછો છે, છતાંય એને અવશ્ય અપનાવવી જોઈએ.[૧]

~~■~~

૧. માનસપૂજામાં આરાધકનો જેટલો સમય જાય છે, એટલો ભગવાનના સમ્પર્કમાં વીતે છે અને ત્યાં સુધી સંસાર એનાથી દૂર રહે છે. પોતાના આરાધ્ય દેવ માટે ઉત્તમોત્તમ રત્નજડિત આસન, સુગંધની વર્ષા કરતાં દિવ્ય ફૂલોની તે કલ્પના કરે છે અને તેનું મન ત્યાંથી દોડીને એ મેળવે છે. આ રીતે મનને દોડવાની અને કલ્પનાઓની ઉડાન ભરવાની આ પદ્ધતિમાં પૂરેપૂરી છૂટ મળી જાય છે. તેને દોડવા માટે ક્ષેત્ર પણ ઘણું વિસ્તૃત છે. આમાં અનંત બ્રહ્માંડો જ નહિ પણ એની પહોંચ બહારના ગોલોક, સાકેતલોક, સદાશિવલોક પણ આવી જાય છે. તેણે પોતાના આરાધ્યદેવને આસન આપવું છે, વસ્ત્ર અને આભૂષણ પહેરાવવાં છે, ચંદન લગાવવું છે, માળાઓ પહેરાવવી છે, ધૂપ-દીપ પ્રદાન કરવું છે અને નૈવેદ્ય નિવેદિત કરવા છે. એ મેળવવા માટે તેને ઇન્દ્રલોકથી બ્રહ્મલોક સુધી દોડવું પડે છે. પહોંચે કે ન પહોંચે, પરંતુ અપ્રાકૃતિક લોકોના ચક્કર મારવાનું પણ તે ચૂક્તો નથી, જેથી ઉત્તમ સાધનો પ્રાપ્ત થઈ જાય અને ભગવાનની અદ્ભુત સેવા થઈ જાય.

આટલી દોડાદોડી કરીને લાવેલી વસ્તુઓને આરાધક જ્યારે પોતાના ભગવાનની સામે મૂકે છે ત્યારે એને કેટલો સંતોષ મળતો હશે? એનું મન તો ધન્ય ધન્ય થઈ જતું હશે.

આ રીતે પૂજા-સામગ્રીઓ મેળવવા અને ભગવાન માટે એનો ઉપયોગ કરવામાં સાધક જેટલો સમય ફાળવે છે, એટલો સમય એ અંતર્જગત્‌માં વીતાવે છે. આ રીતે માનસ-પૂજા સાધકને સમાધિ તરફ અગ્રેસર કરતી રહે છે અને એના રસાસ્વાદનો આભાસ પણ કરાવતી રહે છે. જેમ કોઈ પ્રેમી સાધક કાન્તાભાવે પોતાના ઈષ્ટદેવની માનસી સેવા કરી રહ્યો છે. ઇચ્છી રહ્યો છે કે પોતાના પૂજ્ય પ્રિયતમને જૂઈ, ચમેલી, ચંપા, ગુલાબ અને મોગરાની તાજી ગૂંથેલી મઘમઘતી ઉત્તમોત્તમ માળા પહેરાવે. બાહ્યપૂજામાં આને માટે ઘણી દોડાદોડી કરવી પડશે. આર્થિક મુશ્કેલીઓ પણ મોં ફાડી ઊભી થઈ જાય છે. ત્યાં સુધી ભગવાન સાથે જોડાયેલો એ મધુર સંબંધ પણ તૂટી જાય છે. પણ માનસીપૂજામાં આવું વિઘ્ન આવતું નથી. આમાં જોડાયેલો એ સંપર્ક વધુ ને વધુ ગાઢ થતો જાય છે. મનની કોમળ ભાવનાઓથી ઉત્પન્ન થયેલી આ વનમાળાઓ તુરંત તૈયાર મળે છે. પહેરાવતી વખતે પૂજ્ય પ્રિયતમના સુરભિત શ્વાસો સાથે જ્યારે આની સુગંધ અથડાય છે ત્યારે નસેનસમાં માદકતા વ્યાપ્ત થઈ જાય છે. પૂજ્ય પ્રિયતમનો સ્પર્શ પામીને તે ઉદ્વેલિત થઈ ઊઠે છે અને સાધકને સમરસ કરી નાખે છે. હવે નથી આરાધક, નથી આરાધ્ય અને આરાધના પણ નથી. આગળનું પૂજન કોણ કરે? ધન્ય છે તેઓ, જેમનું પૂજન આ રીતે અધૂરું રહી જાય છે. માનસપૂજામાં આવી સ્થિતિ શીઘ્ર સર્જાઈ શકે છે.

# પંચદેવ પૂજન વિધિ

## ગણેશ-સ્મરણ

હાથમાં પુષ્પ-અક્ષત આદિ લઈને પ્રારંભમાં ભગવાન શ્રીગણેશજીનું સ્મરણ કરવું જોઈએ—

**સુમુખશ્ચૈકદન્તશ્ચ કપિલો ગજકર્ણકઃ ।**
**લમ્બોદરશ્ચ વિકટો વિઘ્નનાશો વિનાયકઃ ॥**
**ધૂમ્રકેતુર્ગણાધ્યક્ષો ભાલચન્દ્રો ગજાનનઃ ।**
**દ્વાદશૈતાનિ નામાનિ યઃ પઠેચ્છૃણુયાદપિ ॥**
**વિદ્યારમ્ભે વિવાહે ચ પ્રવેશે નિર્ગમે તથા ।**
**સંગ્રામે સંકટે ચૈવ વિઘ્નસ્તસ્ય ન જાયતે ॥**

**શ્રીમન્મહાગણાધિપતયે નમઃ । લક્ષ્મીનારાયણાભ્યાં નમઃ । ઉમામહેશ્વરાભ્યાં નમઃ ।વાણીહિરણ્યગર્ભાભ્યાં નમઃ ।શચીપુરન્દરાભ્યાં નમઃ ।માતૃપિતૃચરણ-કમલેભ્યો નમઃ । ઈષ્ટદેવતાભ્યો નમઃ કુલદેવતાભ્યો નમઃ । ગ્રામદેવતાભ્યો નમઃ ।વાસ્તુદેવતાભ્યો નમઃ ।સ્થાનદેવતાભ્યો નમઃ ।એતત્કર્મપ્રધાનદેવતાભ્યો નમઃ । સર્વેભ્યો દેવેભ્યો નમઃ । સર્વેભ્યો બ્રાહ્મણેભ્યો નમઃ ।**

## પૂજનનો સંકલ્પ

સર્વપ્રથમ પૂજનનો સંકલ્પ કરો.

**(ક) નિષ્કામ સંકલ્પ**—ૐ **વિષ્ણુર્વિષ્ણુર્વિષ્ણુઃ અદ્ય····અહં શ્રીપરમેશ્વરપ્રીત્યર્થં વિષ્ણુશિવગણેશસૂર્યદુર્ગાર્ચનં કરિષ્યે ।**

**(ખ) સકામ સંકલ્પ**—····**સર્વાભીષ્ટસ્વર્ગાપવર્ગફલપ્રાપ્તિ દ્વારા શ્રીપરમેશ્વરપ્રીત્યર્થં વિષ્ણુશિવગણેશસૂર્યદુર્ગાર્ચનં કરિષ્યે ।**

**ઘંટ પૂજન :** ઘંટને ચંદન અને ફૂલથી અંલકૃત કરી નિમ્નલિખિત મંત્ર ભણીને પ્રાર્થના કરો—

**આગામાર્થં તુ દેવાનાં ગમનાર્થં ચ રક્ષસામ્ ।**
**કુરુ ઘણ્ટે વરં નાદં દેવતાસ્થાનસંનિધૌ ॥**

પ્રાર્થના બાદ ઘંટ વગાડો અને યથાસ્થાને મૂકી દો.

**'ઘણ્ટાસ્થિતાય ગરુડાય નમઃ'**

આ નામમંત્રથી ઘંટમાં સ્થિત ગરુડદેવનું પણ પૂજન કરો.

**શંખપૂજન :** શંખમાં બે દર્ભ કે ધરો, તુલસી અને ફૂલ નાંખીને 'ઓમ્' કહીને તેને સુવાસિત જળથી ભરી દો. આ જળને ગાયત્રી-મંત્રથી અભિમંત્રિત કર્યા પછી નિમ્નલિખિત મંત્ર ભણીને શંખમાં તીર્થોનું આવાહન કરો–

**પૃથિવ્યાં યાનિ તીર્થાનિ સ્થાવરાણિ ચરાણિ ચ ।**
**તાનિ તીર્થાનિ શઙ્ખેઽસ્મિન્ વિશન્તુ બ્રહ્મશાસનાત્ ॥**

પછી **'શઙ્ખાય નમઃ, ચન્દનં સમર્પયામિ'** કહીને ચંદન લગાવો અને **'શઙ્ખાય નમઃ, પુષ્પં સમર્પયામિ'** કહીને ફૂલ ચઢાવો. તત્પશ્ચાત્ નિમ્નલિખિત મંત્ર ભણીને શંખને પ્રણામ કરો–

**ત્વં પુરા સાગરોત્પન્નો વિષ્ણુના વિધૃતઃ કરે ।**
**નિર્મિતઃ સર્વદેવૈશ્ચ પાઞ્ચજન્ય! નમોઽસ્તુ તે ॥**

**પ્રોક્ષણ :** શંખમાં મૂકેલી પવિત્રી વડે નિમ્નલિખિત મંત્ર ભણીને પોતાના ઉપર તથા પૂજા સામગ્રીઓ ઉપર જળ છાંટવું–

**ॐ અપવિત્રઃ પવિત્રો વા સર્વાવસ્થાં ગતોઽપિ વા ।**
**યઃ સ્મરેત્ પુણ્ડરીકાક્ષં સ બાહ્યાભ્યન્તરઃ શુચિઃ ॥**

**ઉદ્કુંભની પૂજા :** સુવાસિત જળથી ભરેલા ઉદકુંભ(કળશ)ની **'ઉદકુમ્ભાય નમઃ'** આ મંત્રથી ચંદન, ફૂલ આદિથી પૂજા કરીને એમાં તીર્થોનું આવાહ્ન કરો.[૧]

**ॐ કલશસ્ય મુખે વિષ્ણુઃ કણ્ઠે રુદ્રઃ સમાશ્રિતઃ ।**
**મૂલે ત્વસ્ય સ્થિતો બ્રહ્મા મધ્યે માતૃગણાઃ સ્મૃતાઃ ॥**
**કુક્ષૌ તુ સાગરાઃ સર્વે સપ્તદ્વીપા વસુન્ધરા ।**
**ઋગ્વેદોઽથ યજુર્વેદઃ સામવેદો હ્યથર્વણઃ ॥**

---

૧. (ક) **'કલશ'સ્યેતિ મન્ત્રેણ તીર્થાન્યાવાહયેત્ તતઃ ।'** (પ્રભાસાગર)
(ખ) શુદ્ધ ગંગાજળમાં કોઈ તીર્થજળની આવશ્યકતા નથી.

**************************************************

**અઙ્ગૈશ્ચ સહિતાઃ સર્વે કલશં તુ સમાશ્રિતાઃ ।**
**અત્ર ગાયત્રી સાવિત્રી શાન્તિઃ પુષ્ટિકરી તથા ॥**
**સર્વે સમુદ્રાઃ સરિતસ્તીર્થાનિ જલદા નદાઃ ।**
**આયાન્તુ દેવપૂજાર્થં દુરિતક્ષયકારકાઃ ॥**
**ગઙ્ગે ચ યમુને ચૈવ ગોદાવરિ સરસ્વતિ!**
**નર્મદે સિન્ધુ કાવેરિ જલેઽસ્મિન્ સંનિધિં કુરુ ॥**

ત્યારબાદ નિમ્નલિખિત મંત્રથી ઉદકુંભની પ્રાર્થના કરો–

**દેવદાનવસંવાદે મથ્યમાને મહોદધૌ ।**
**ઉત્પન્નોઽસિ તદા કુમ્ભ! વિધૃતો વિષ્ણુના સ્વયમ્ ॥**
**ત્વત્તોયે સર્વતીર્થાનિ દેવાઃ સર્વે ત્વયિ સ્થિતાઃ ।**
**ત્વયિ તિષ્ઠન્તિ ભૂતાનિ ત્વયિ પ્રાણાઃ પ્રતિષ્ઠિતાઃ ॥**
**શિવઃ સ્વયં ત્વમેવાસિ વિષ્ણુસ્ત્વં ચ પ્રજાપતિઃ ।**
**આદિત્યા વસવો રુદ્રા વિશ્વેદેવાઃ સપૈતૃકાઃ ॥**
**ત્વયિ તિષ્ઠન્તિ સર્વેઽપિ યતઃ કામફલપ્રદાઃ ।**
**ત્વત્પ્રસાદાદિમં યજ્ઞં કર્તુમીહે જલોદ્ભવ!**
**સાંનિધ્યં કુરુ મે દેવ પ્રસન્નો ભવ સર્વદા ॥[૧]**

હવે પંચદેવોની પૂજા કરો. સૌથી પહેલા ધ્યાન કરો–

## વિષ્ણુનું ધ્યાન

**ઉદ્યત્કોટિદિવાકરાભમનિશં શઙ્ખં ગદાં પઙ્કજં**
**ચક્રં બિભ્રતમિન્દિરાવસુમતીસંશોભિપાર્શ્વદ્વયમ્ ।**
**કોટીરાઙ્ગદહારકુણ્ડલધરં પીતામ્બરં કૌસ્તુભૈ-**
**ર્દીપ્તં વિશ્વધરં સ્વવક્ષસિ લસચ્છ્રીવત્સચિહ્નં ભજે ॥**
**ધ્યાનાર્થે અક્ષતપુષ્પાણિ સમર્પયામિ ૐ વિષ્ણવે નમઃ ।**

ઉદયમાન કરોડો સૂર્ય સમાન પ્રભાતુલ્ય! પોતાના ચારેય હાથમાં શંખ, ગદા, પદ્મ તથા ચક્ર ધારણ કરેલા અને બંને ભાગોમાં ભગવતી લક્ષ્મી અને પૃથ્વીદેવીથી સુશોભિત, કિરીટ, મુકુટ, કેયૂર, હાર અને કુંડળો જેવા અલંકારોથી

૧. સંક્ષિપ્ત કરવા માટે કેવળ આ અંતિમ શ્લોક ભણીને પ્રાર્થના કરો.

***************************************************

શોભાયમાન તથા પીતામ્બરથી દેદીપ્યમાન વિગ્રહયુક્ત અને વક્ષઃસ્થળે શ્રીવત્સ ચિહ્ન ધારણ કરેલા ભગવાન વિષ્ણુનું હું નિરંતર સ્મરણ-ધ્યાન કરું છું.

## શિવનું ધ્યાન

**ધ્યાયેન્નિત્યં મહેશં રજતગિરિનિભં ચારુચન્દ્રાવતંસં**
**રત્નાકલ્પોજ્જ્વલાઙ્ગં પરશુમૃગવરાભીતિહસ્તં પ્રસન્નમ્ ।**
**પદ્માસીનં સમન્તાત્ સ્તુતમમરગણૈર્વ્યાઘ્રકૃત્તિં વસાનં**
**વિશ્વાદ્યં વિશ્વબીજં નિખિલભયહરં પઞ્ચવક્ત્રં ત્રિનેત્રમ્ ॥**

**ધ્યાનાર્થે અક્ષતપુષ્પાણિ સમર્પયામિ ૐ શિવાય નમઃ ।**

ચાંદીના પર્વત જેવી જેમની શ્વેત કાન્તિ છે, જેઓ સુંદર ચન્દ્રમાને આભૂષણરૂપે ધારણ કરે છે, રત્નમય અલંકારોથી જેમનું શરીર ઉજ્જ્વળ છે, જેમના હાથોમાં પરશુ, મૃગ, વર અને અભય મુદ્રા છે, જેઓ પ્રસન્ન છે, પદ્મના આસન પર બિરાજમાન છે, દેવગણો જેમની ચારે બાજુ ઊભા રહીને સ્તુતિ કરે છે, જે વાઘચર્મ ધારણ કરે છે, જે વિશ્વના આદિ જગતની ઉત્પત્તિનું બીજ છે અને સમસ્ત ભયોને હરનારા છે, જેમને પાંચ મુખ અને ત્રણ નેત્રો છે, એ મહેશ્વરનું પ્રતિદિન ધ્યાન કરો.

## ગણેશનું ધ્યાન

**ખર્વં સ્થૂલતનું ગજેન્દ્રવદનં લમ્બોદરં સુન્દરં**
**પ્રસ્યન્દન્મદગન્ધલુબ્ધમધુપવ્યાલોલગણ્ડસ્થલમ્ ।**
**દન્તાઘાતવિદારિતારિરુધિરૈઃ સિન્દૂરશોભાકરં**
**વન્દે શૈલસુતાસુતં ગણપતિં સિદ્ધિપ્રદં કામદમ્ ॥**

**ધ્યાનાર્થે અક્ષતપુષ્પાણિ સમર્પયામિ ૐ શ્રીગણેશાય નમઃ ।**

જે ઠીંગણા અને જાડા શરીરવાળા છે, ગજરાજ સમાન જેમનું મુખ અને લાંબું ઉદર છે, જેઓ સુંદર છે તથા વહેતા મદની સુગંધના લોભી ભમરાઓના ચાટવાથી જેમનું ગંડસ્થળ ચંચળ થઈ રહ્યું છે, દાંતોના પ્રહારથી

વિદીર્ણ થયેલા શત્રુઓના લોહીથી જેઓ સિંદૂર સમાન શોભા ધારણ કરે છે, કામનાઓ દાતા અને સિદ્ધિ આપનારા એ પાર્વતીના પુત્ર ગણેશજીની હું વંદના કરું છું.

## સૂર્યનું ધ્યાન

**રક્તામ્બુજાસનમશેષગુણૈકસિન્ધું**
**ભાનું સમસ્તજગતામધિપં ભજામિ-**
**પદ્મદ્વયાભયવરાન્ દધતં કરાબ્જૈ-**
**ર્માણિક્યમૌલિમરુણાઙ્ગરુચિં ત્રિનેત્રમ્ ॥**

**ધ્યાનાર્થે અક્ષતપુષ્પાણિ સમર્પયામિ ૐ શ્રીસૂર્યાય નમઃ ।**

લાલ કમળના આસન પર આરુઢ, સંપૂર્ણ ગુણોના રત્નાકર, પોતાના બંને હાથમાં કમળ અને અભયમુદ્રા ધારણ કરેલા, પદ્મરાગ તથા મુક્તાફળ સમાન સુશોભિત શરીરવાળા, અખિલ જગતના સ્વામી, ત્રણ નેત્રોથી યુક્ત ભગવાન સૂર્યનું હું ધ્યાન કરું છું.

## દુર્ગાનું ધ્યાન

**સિંહસ્થા શશિશેખરા મરકતપ્રખ્યૈશ્ચતુર્ભિર્ભુજૈઃ**
**શઙ્ખં ચક્રધનુઃશરાંશ્ચ દધતી નેત્રૈસ્ત્રિભિઃ શોભિતા ।**
**આમુક્તાઙ્ગદહારકઙ્કણરણત્કાઞ્ચીરણન્નૂપુરા**
**દુર્ગા દુર્ગતિહારિણી ભવતુ નો રત્નોલ્લસત્કુણ્ડલા ॥**

**ધ્યાનાર્થે અક્ષતપુષ્પાણિ સમર્પયામિ ૐ શ્રીદુર્ગાયૈ નમઃ ।**

જે સિંહ પર બિરાજમાન છે, જેમના મસ્તક પર ચન્દ્રમાનો મુગટ છે, જેઓ મરકત મણિ સમાન કાન્તિવાળાં પોતાની ચાર ભુજાઓમાં શંખ, ચક્ર, ધનુષ અને બાણ ધારણ કરે છે, ત્રણ નેત્રોથી સુશોભિત હોય છે, જેમનાં ભિન્ન ભિન્ન અંગો બાજુબંધ, હાર, કંકણો, રણકતા કંદોરા અને રણઝણતા નુપુરોથી વિભૂષિત છે તથા જેમના કાનોમાં રત્નજડિત કુંડળ ઝગમગતાં રહે છે, એ ભગવતી દુર્ગા અમારી દુર્ગતિ દૂર કરનારાં થાવ.

હવે હાથમાં ફૂલ લઈને આવાહ્‌ન માટે પુષ્પાંજલિ આપવી.[૧]

**પુષ્પાંજલિ : 'ૐ વિષ્ણુશિવગણેશસૂર્યદુર્ગાભ્યો નમઃ, પુષ્પાઞ્જલિં સમર્પયામિ ।'**

જો પંચદેવની મૂર્તિઓ ન હોય તો અક્ષત ઉપર એમનું આવાહન કરવું. મંત્ર નીચે આપવામાં આવ્યા છે. નિમ્ન કોષ્ઠક મુજબ દેવતાઓને સ્થાપિત કરો.

## વિષ્ણુ પંચાયતન[૨]

| | | |
|---|---|---|
| શિવ | | ગણેશ |
| | વિષ્ણુ | |
| દેવી | | સૂર્ય |

**આવાહન : આગચ્છન્તુ સુરશ્રેષ્ઠા ભવન્ત્વત્ર સ્થિરાઃ સમે ।**
**યાવત્ પૂજાં કરિષ્યામિ તાવત્ તિષ્ઠન્તુ સંનિધૌ ॥**

**ૐ વિષ્ણુશિવગણેશસૂર્યદુર્ગાભ્યો નમઃ, આવાહનાર્થે પુષ્પં સમર્પયામિ ।**
(પુષ્પ સમર્પણ કરો.)

---

૧. પ્રતિષ્ઠિત મૂર્તિ, શાલિગ્રામ, બાણલિંગ, અગ્નિ અને જળમાં આવાહન કરવાની મનાઈ છે. એના બદલે પુષ્પાંજલિ આપવી.

૨. પંચાયતન દેવોના સ્થાનના નિયમ છે. આ નિયમ અનુસાર તેમને સ્થાપિત કરો. આ નિયમના ઉલંઘનથી હાનિ થાય છે. વિષ્ણુ પંચાયતનનો પ્રકાર ઉપર દર્શાવવામાં આવ્યો છે. અન્ય પંચાયતનોના પ્રકાર નીચે દર્શાવ્યા છે–

| ગણેશ-પંચાયતન | | | શિવ-પંચાયતન | | | દેવી-પંચાયતન | | | સૂર્ય-પંચાયતન | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| વિષ્ણુ | | શિવ | વિષ્ણુ | | સૂર્ય | વિષ્ણુ | | શિવ | શિવ | | ગણેશ |
| | ગણેશ | | | શિવ | | | દુર્ગા | | | સૂર્ય | |
| દેવી | | સૂર્ય | દેવી | | ગણેશ | સૂર્ય | | ગણેશ | દેવી | | વિષ્ણુ |

અન્ય પંચાયતનોનાં નામ મંત્રો :

(૧) ગણેશ-પંચાયતન–ૐ **ગણેશવિષ્ણુશિવદુર્ગાસૂર્યેભ્યો નમઃ ।**

(૨) શિવ-પંચાયતન–ૐ **શિવવિષ્ણુસૂર્યદુર્ગાગણેશેભ્યો નમઃ ।**

(૩) દેવી-પંચાયતન–ૐ **દુર્ગાવિષ્ણુશિવસૂર્યગણેશેભ્યો નમઃ ।**

(૪) સૂર્ય-પંચાયતન–ૐ **સૂર્યશિવગણેશદુર્ગાવિષ્ણુભ્યો નમઃ ।**

**************************************************

**આસન :** અનેકરત્નસંયુક્તં નાનામણિગણાન્વિતમ્ ।
કાર્તસ્વરમયં દિવ્યમાસનં પરિગૃહ્યતામ્ ॥
ૐ વિષ્ણુપઞ્ચાયતનદેવતાભ્યો નમઃ, આસનાર્થે તુલસીદલં સમર્પયામિ ।
(તુલસીદલ સમર્પણ કરો.)

**પાદ્ય :** ગઙ્ગાદિસર્વતીર્થેભ્ય આનીતં તોયમુત્તમમ્ ।
પાદ્યાર્થં સમ્પ્રદાસ્યામિ ગૃહ્ણન્તુ પરમેશ્વરાઃ ॥
ૐ વિષ્ણુપઞ્ચાયતનદેવતાભ્યો નમઃ, પાદયોઃ પાદ્યં સમર્પયામિ ।
(જળ અર્પણ કરો.)

**અર્ઘ્ય :** ગન્ધપુષ્પાક્ષતૈર્યુક્તમર્ઘ્યં સમ્પાદિતં મયા ।
ગૃહ્ણન્ત્વર્ઘ્યં મહાદેવાઃ પ્રસન્નાશ્ચ ભવન્તુ મે ॥
ૐ વિષ્ણુપઞ્ચાયતનદેવતાભ્યો નમઃ, હસ્તયોરર્ઘ્યં સમર્પયામિ ।
(ગંધ, પુષ્પ, અક્ષતમિશ્રિત અર્ઘ્ય અર્પણ કરો.)

**આચમન :** કર્પૂરેણ સુગન્ધેન વાસિતં સ્વાદુ શીતલમ્ ।
તોયમાચમનીયાર્થં ગૃહ્ણન્તુ પરમેશ્વરાઃ ॥
ૐ વિષ્ણુપઞ્ચાયતનદેવતાભ્યો નમઃ, આચમનીયં જલં સમર્પયામિ ।
(કપૂરથી સુવાસિત સુગંધિત શીતળ જળ સમર્પણ કરો.)

**સ્નાન :** મન્દાકિન્યાઃ સમાનીતૈઃ કર્પૂરાગુરુવાસિતૈઃ ।
સ્નાનં કુર્વન્તુ દેવેશા જલૈરેભિઃ સુગન્ધિભિઃ ॥
ૐ વિષ્ણુપઞ્ચાયતનદેવતાભ્યો નમઃ, સ્નાનીયં જલં સમર્પયામિ ।
(શુદ્ધજળથી સ્નાન કરાવો.)

**આચમન :** સ્નાનાન્તે આચમનીયં જલં સમર્પયામિ । (સ્નાન કરાવ્યા બાદ આચમન માટે જળ આપો.)

**પઞ્ચામૃત-સ્નાન :** પયો દધિ ઘૃતં ચૈવ મધુ ચ શર્કરાન્વિતમ્ ।
પઞ્ચામૃતં મયાऽऽનીતં સ્નાનાર્થં પ્રતિગૃહ્યતામ્ ॥
ૐ વિષ્ણુપઞ્ચાયતનદેવતાભ્યો નમઃ, પઞ્ચામૃતસ્નાનં સમર્પયામિ ।
(પંચામૃતથી સ્નાન કરાવો.)

**ગન્ધોદકસ્નાન : મલયાચલસમ્ભૂતચન્દનેન વિમિશ્રિતમ્ ।**
**ઈદં ગન્ધોદકં સ્નાનં કુઙ્કુમાક્તં નુ ગૃહ્યતામ્ ॥**

**ૐ વિષ્ણુપઞ્ચાયતનદેવતાભ્યો નમઃ, ગન્ધોદકં સમર્પયામિ ।**
(મલય ચંદનથી સુવાસિત જળથી સ્નાન કરાવો)

**ગન્ધોદકસ્નાનાન્તે શુદ્ધોદકસ્નાનમ્** – (ગંન્ધોદક સ્નાન બાદ શુદ્ધ જળથી સ્નાન કરાવો)

**શુદ્ધોદકસ્નાન : મલયાચલસમ્ભૂતચન્દનાડગરુમિશ્રિતમ્ ।**
**સલિલં દેવદેવેશ! શુદ્ધસ્નાનાય ગૃહ્યતામ્ ॥**

**ૐ વિષ્ણુપઞ્ચાયતનદેવતાભ્યો નમઃ, શુદ્ધોદકસ્નાનં સમર્પયામિ ।**
(શુદ્ધોદક સ્નાન કરાવ્યા બાદ આચમન કરાવવા માટે ફરીથી જળ ચઢાવો.)

**આચમન : શુદ્ધોદકસ્નાનાન્તે આચમનીયં જલં સમર્પયામિ ।**

**વસ્ત્ર અને ઉપવસ્ત્ર : શીતવાતોષ્ણસંત્રાણે લોકજલજ્જાનિવારણે ।**
**દેહાલઙ્કરણે વસ્ત્રે ભવદ્ભ્યો વાસસી શુભે ॥**

**ૐ વિષ્ણુપઞ્ચાયતનદેવતાભ્યો નમઃ, વસ્ત્રમુપવસ્ત્રં ચ સમર્પયામિ ।**
(વસ્ત્ર અને ઉપવસ્ત્ર ચઢાવ્યા પછી આચમન માટે જળ ચઢાવો.)

**આચમન : વસ્ત્રોપવસ્ત્રાન્તે આચમનીયં જલં સમર્પયામિ ।**

**યજ્ઞોપવીત : નવભિસ્તન્તુભિર્યુક્તં ત્રિગુણં દેવતામયમ્ ।**
**ઉપવીતં મયા દત્તં ગૃહ્ણન્તુ પરમેશ્વરાઃ ॥**

**ૐ વિષ્ણુપઞ્ચાયતનદેવતાભ્યો નમઃ, યજ્ઞોપવીતં સમર્પયામિ ।**
(યજ્ઞોપવીત ચઢાવ્યા પછી આચમન માટે જળ ચઢાવો.)

**આચમન : યજ્ઞોપવીતાન્તે આચમનીયં જલં સમર્પયામિ ।**

**ચન્દન : શ્રીખણ્ડં ચન્દનં દિવ્યં ગન્ધાઢ્યં સુમનોહરમ્ ।**
**વિલેપનં સુરશ્રેષ્ઠ ચન્દનં પ્રતિગૃહ્યતામ્ ॥**

**ૐ વિષ્ણુપઞ્ચાયતનદેવતાભ્યો નમઃ, ચન્દનાનુલેપનં સમર્પયામિ ।**
(સુગંધિત મલય ચન્દન લગાડો.)

**************************************************

**પુષ્પમાલા : માલ્યાદીનિ સુગન્ધીનિ માલત્યાદીનિ ભક્તિતઃ ।**
**મધ્યાઽઽહૃતાનિ પુષ્પાણિ પૂજાર્થં પ્રતિગૃહ્યતામ્ ॥**

**ૐ વિષ્ણુપઞ્ચાયતનદેવતાભ્યો નમઃ, પુષ્પાણિ (પુષ્પમાલામ્) સમર્પયામિ ।** (માલતી આદિનાં પુષ્પો ચઢાવો.)

**તુલસીદલ અને મંજરી : તુલસીં હેમરૂપાં ચ રત્નરૂપાં ચ મઞ્જરીમ્ ।**
**ભવમોક્ષપ્રદાં રમ્યામર્પયામિ હરિપ્રિયામ્ ॥**

**ૐ વિષ્ણુપઞ્ચાયતનદેવતાભ્યો નમઃ, તુલસીદલં મઞ્જરીં ચ સમર્પયામિ ।** (તુલસીદળ અને તુલસી મંજરી સમર્પણ કરો.)

(ભગવાનની આગળ જળથી ચોરસ દોરી એમાં નૈવેદ્યની વસ્તુઓ મૂકીને ધૂપ-દીપ નિવેદિત કરો.)

**ધૂપ : વનસ્પતિરસોદ્ભૂતો ગન્ધાઢ્યો ગન્ધ ઉત્તમઃ ।**
**આઘ્રેયઃ સર્વદેવાનાં ધૂપોઽયં પ્રતિગૃહ્યતામ્ ॥**

**ૐ વિષ્ણુપઞ્ચાયતનદેવતાભ્યો નમઃ, ધૂપમાઘ્રાપયામિ ।** (ધૂપ બતાવો.)

**દીપ – સાજ્યં ચ વર્તિસંયુક્તં વહ્નિના યોજિતં મયા ।**
**દીપં ગૃહ્ણન્તુ દેવેશાસ્ત્રૈલોક્યતિમિરાપહમ્ ॥**

**ૐ વિષ્ણુપઞ્ચાયતનદેવતાભ્યો નમઃ, દીપં દર્શયામિ ।** (દીવો બતાવો.)

હાથ ધોઈ નૈવેદ્ય નિવેદિત કરો–

**નૈવેદ્ય : શર્કરાખણ્ડખાદ્યાનિ દધિક્ષીરઘૃતાનિ ચ ।**
**આહારં ભક્ષ્યભોજ્યં ચ નૈવેદ્યં પ્રતિગૃહ્યતામ્ ॥**

**ૐ વિષ્ણુપઞ્ચાયતનદેવતાભ્યો નમઃ, નૈવેદ્યં નિવેદયામિ ।** (નૈવેદ્ય નિવેદિત કરો.)

**નૈવેદ્યાન્તે ધ્યાનં ધ્યાનાન્તે આચમનીયં જલં સમર્પયામિ । ઉત્તરાપોઽશનાર્થં હસ્તપ્રક્ષાલનાર્થં મુખપ્રક્ષાલનાર્થં ચ જલં સમર્પયામિ ।**

નૈવેદ્ય આપ્યા બાદ ભગવાનનું ધ્યાન કરો. (એમ જાણો કે ભગવાન જમી રહ્યા છે.) ધ્યાન પછી આચમન કરવા માટે જળ ચઢાવો અને મુખ પ્રક્ષાલન તથા હસ્ત પ્રક્ષાલન માટે જળ આપો.

***************************************************

**ઋતુફલ : ઈદં ફલં મયા દેવ સ્થાપિતં પુરતસ્તવ ।**
**તેન મે સફલાવાપ્તિર્ભવેજ્જન્મનિ જન્મનિ ॥**

**ૐ વિષ્ણુપઞ્ચાયતનદેવતાભ્યો નમઃ, ઋતુફલાનિ સમર્પયામિ । મધ્યે આચમનીયં ઉત્તરાપોડશનં ચ જલં સમર્પયામિ ।** (ઋતુફલ અર્પણ કરો. ત્યાર બાદ આચમન તથા ઉત્તરાપોડશન માટે જળ આપો.)

**તામ્બૂલ : પૂગીફલં મહદ્ દિવ્યં નાગવલ્લીદલૈર્યુતમ્ ।**
**એલાલવંગસંયુક્તં તામ્બૂલં પ્રતિગૃહ્યતામ્ ॥**

**ૐ વિષ્ણુપઞ્ચાયતનદેવતાભ્યો નમઃ, મુખવાસાર્થે તામ્બૂલં સમર્પયામિ ।** (સોપારી, ઈલાયચી, લવિંગ સાથે પાન ધરાવો.)

**દક્ષિણા : હિરણ્યગર્ભગર્ભસ્થં હેમબીજં વિભાવસોઃ ।**
**અનન્તપુણ્યફલદમતઃ શાન્તિં પ્રયચ્છ મે ॥**

**ૐ વિષ્ણુપઞ્ચાયતનદેવતાભ્યો નમઃ, દક્ષિણાં સમર્પયામિ ।** (દક્ષિણા ચઢાવો.)

**આરતી – કદલીગર્ભસમ્ભૂતં કર્પૂરં તુ પ્રદીપિતમ્ ।**
**આરાર્તિકમહં કુર્વે પશ્ય માં વરદો ભવ ॥**

**ૐ વિષ્ણુપઞ્ચાયતનદેવતાભ્યો નમઃ, આરાર્તિકં સમર્પયામિ ।** (કર્પૂરની આરતી કરો અને આરતી પછી જળ રેડી દો.)

**શઙ્ખ-ભ્રામણ : શઙ્ખમધ્યે સ્થિતં તોયં ભ્રામિતં કેશવોપરિ ।**
**અઙ્ગલગ્નં મનુષ્યાણાં બ્રહ્મહત્યાં વ્યપોહતિ ॥**

જળથી ભરેલા શંખને પાંચ વાર ભગવાનની ચારેકોર ફેરવીને શંખને યથાસ્થાને મૂકી દો. ભગવાનનો અંગોછો પણ ફેરવો. હવે બંને હથેળીઓ વડે આરતી લો. હાથ ધોઈ નાખો. શંખનું જળ પોતાના ઉપર તથા ઉપસ્થિત લોકો પર છાંટી દો.

નિમ્નલિખિત મંત્ર વડે ચાર ચાર પ્રદક્ષિણા કરો[1] (પ્રદક્ષિણાનું સ્થાન

---

૧. **એકા ચણ્ડ્યા રવેઃ સપ્ત તિસ્રઃ કાર્યા વિનાયકે ।**
**હરેશ્ચતસ્રઃ કર્તવ્યાઃ શિવસ્યાર્ધપ્રદક્ષિણા ॥**
(આહ્નિક સૂ. દેવતીર્થ-વિચાર)

**************************************************

ન હોય તો પોતાના આસન ઉપર જ ચાર વાર ફરી લેવું).

**પ્રદક્ષિણા : યાનિ કાનિ ચ પાપાનિ જન્માન્તરકૃતાનિ ચ ।**
**તાનિ સર્વાણિ નશ્યન્તુ પ્રદક્ષિણપદે પદે ॥**

**ૐ વિષ્ણુપઞ્ચાયતનદેવતાભ્યો નમઃ, પ્રદક્ષિણાં સમર્પયામિ ।**
(મંત્ર ભણીને પ્રદક્ષિણા કરો.)

**મન્ત્રપુષ્પાઞ્જલિ : શ્રદ્ધયા સિક્તયા ભક્ત્યા હાર્દપ્રેમ્ણા સમર્પિતઃ ।**
**મન્ત્રપુષ્પાઞ્જલિશ્ચાયં કૃપયા પ્રતિગૃહ્યતામ્ ॥**

**ૐ વિષ્ણુપઞ્ચાયતનદેવતાભ્યો નમઃ, મન્ત્રપુષ્પાઞ્જલિં સમર્પયામિ ।**
(પુષ્પાંજલિ ભગવાનની સામે અર્પણ કરો.)

**નમસ્કાર : નમોઽસ્ત્વનન્તાય સહસ્રમૂર્તયે સહસ્રપાદાક્ષિશિરોરુબાહવે ।**
**સહસ્રનામ્ને પુરુષાય શાશ્વતે સહસ્રકોટીયુગધારિણે નમઃ ॥**

**ૐ વિષ્ણુપઞ્ચાયતનદેવતાભ્યો નમઃ, પ્રાર્થનાપૂર્વકં નમસ્કારાન્ સમર્પયામિ** (પ્રાર્થનાપૂર્વક નમસ્કાર કરો.)

## ભક્તોને શતાંશ-પ્રદાન

ત્યારબાદ વિષ્વક્સેન, શુક આદિ મહાભાગવતીઓને નૈવેદ્યનો શતાંશ નિર્માલ્ય જળમાં આપો.

(ક) **વૈષ્ણવ સંતોને : વિષ્વક્સેનોદ્ધવાક્રૂરાઃ સનકાદ્યાઃ શુકાદયઃ ।**
**મહાવિષ્ણુપ્રસાદોઽયં સર્વે ગૃહ્ણન્તુ વૈષ્ણવાઃ ॥**

(ખ) **ગાણપત્ય સંતોને : ગણેશો ગાલવો ગાર્ગ્યો મઙ્ગલશ્ચ સુધાકરઃ ।**
**ગણેશસ્ય પ્રસાદોઽયં સર્વે ગૃહ્ણન્તુ ભાગિનઃ ॥**

(ગ) **શૈવ સંતોને : બાણરાવણચણ્ડીશનન્દિભૃઙ્ગિરિટાદયઃ ।**
**સદાશિવપ્રસાદોઽયં સર્વે ગૃહ્ણન્તુ શામ્ભવાઃ ॥**

(ઘ) **શાક્ત સંતોને : શક્તિરુચ્છિષ્ટચાણ્ડાલીસોમસૂર્યહુતાશનાઃ ।**
**મહાલક્ષ્મીપ્રસાદોઽયં સર્વે ગૃહ્ણન્તુ શાક્તિકાઃ ॥**

(ઙ) **સૌર સંતોને : છાયાસંજ્ઞાશ્રાદ્ધરેવાદણ્ડમાઠરકાદયઃ ।**
**દિવાકરપ્રસાદોઽયં બ્રાહ્મા ગૃહ્ણન્તુ શેષકમ્ ॥**

************************************************************

આ શ્લોકો ભણીને કે ભણ્યા વિનાય જળમાં સંતોના ઉદ્દેશ્યથી નિર્માલ્ય આપી દો. ભગવાન અને ભક્તમાં અંતર હોતું નથી. માટે ઉત્તમ પક્ષ એ છે કે આ સંતોનું નામોચ્ચારણ થઈ જાય.

**ચરણામૃત-પાન :** **અકાલમૃત્યુહરણં સર્વવ્યાધિવિનાશનમ્ ।**
**વિષ્ણુપાદોદકં પીત્વા પુનર્જન્મ ન વિદ્યતે ॥**

(ચરણામૃતને પાત્રમાં લઈને ગ્રહણ કરો. માથે પણ ચઢાવો.)

**ક્ષમા-યાચના :** **મન્ત્રહીનં ક્રિયાહીનં ભક્તિહીનં જનાર્દન ।**
**યત્પૂજિતં મયા દેવ! પરિપૂર્ણં તદસ્તુ મે ॥**
**આવાહનં ન જાનામિ ન જાનામિ વિસર્જનમ્ ।**
**પૂજાં ચૈવ ન જાનામિ ક્ષમસ્વ પરમેશ્વર ॥**
**અન્યથા શરણં નાસ્તિ ત્વમેવ શરણં મમ ।**
**તસ્માત્ કારુણ્યભાવેન રક્ષ માં પરમેશ્વર ॥**

(આ મંત્રોનું શ્રદ્ધાપૂર્વક ઉચ્ચારણ કરી પોતાની વિવશતા અને ત્રુટીઓ માટે ક્ષમા-યાચના કરો.)

**પ્રસાદ-ગ્રહણ :** ભગવાન પર ચઢેલા ફૂલને માથા પર ધારણ કરો. પૂજામાં વધેલા ચંદન આદિને પ્રસાદરૂપે ગ્રહણ કરો. અંતમાં નિમ્નલિખિત વાક્યો ભણીને સમસ્ત કર્મ ભગવાનને સમર્પિત કરી દો.

**ૐ તત્સદ્ બ્રહ્માર્પણમસ્તુ ।**
**ૐ વિષ્ણવે નમઃ, ૐ વિષ્ણવે નમઃ, ૐ વિષ્ણવે નમઃ ।**

≈≈■≈≈

# સર્વસામાન્ય દેવી-દેવ-પૂજાનું વિધાન

કોઈ પણ દેવતાની જુદી પૂજા કરવી હોય તો અગાઉ આપેલ વિધિ અને અગાઉ આપેલા મંત્રોથી કરી શકાય છે. એ મંત્રોમાં કેવળ વિભક્તિ અને નામમંત્રનું જ પરિવર્તન કરવું પડે છે. આ જ મંત્રોથી દેવીની પૂજા પણ કરી શકાય છે. દેવીની પૂજામાં કેવળ પુંલિંગની જગ્યાએ સ્ત્રીલિંગનો પ્રયોગ કરવાનો રહેશે. આ રીતે પંચદેવ પૂજામાં પાંચદેવો માટે બહુવચનનો ઉપયોગ થયો છે. કોઈ એક દેવ કે દેવીની પૂજામાં તેમનો પ્રયોગ એકવચનમાં કરવો જોઈએ. અહીંયાં ઉદાહરણરૂપે પ્રાયઃ આ જ મંત્રોથી 'શિવપૂજા'નું વિધાન આપવામાં આવી રહ્યું છે. એ જ આધારે અન્ય દેવોની પૂજા કરવી જોઈએ. ત્યારબાદ લિંગ બદલીને ઉદાહરણરૂપે દુર્ગાપૂજાનું વિધાન બતાવવામાં આવ્યું છે. આ જ આધારે અન્ય દેવીઓની પૂજા કરવી જોઈએ. જો આ આગમોક્ત મંત્રો પણ ભણવા અઘરા લાગે તો ફક્ત નામમંત્રથી (**'અમુક દેવાય કે અમુક દેવ્યૈ'** આ પ્રમાણે કહીને) 'આવાહન' કરીને 'નૈવેદ્ય' આદિ ચઢાવવું જોઈએ.

જો પૂજાનો કોઈ પણ ઉપચાર ન મળી શકે અથવા મેળવવો અશક્ય હોય તો તેને મનથી તૈયાર કરી ચઢાવી દેવો જોઈએ. જેમકે **'દિવ્યમાસનં મનસા પરિકલ્પ્ય સમર્પયામિ, પુષ્પિતાં પુષ્પમાલાં મનસા પરિકલ્પ્ય સમર્પયામિ'** આદિ

## શિવપૂજા

સર્વપ્રથમ અગાઉની જેમ આચમન કરી પવિત્રી ધારણ કરો. પોતાના ઉપર અને પૂજા-સામગ્રી ઉપર જળનું પ્રોક્ષણ કરો. ત્યારબાદ સંકલ્પ કરો. હાથમાં ફૂલ લઈને અંજલિ બાંધી શંકર ભગવાનનું ધ્યાન કરો. ધ્યાનનો મંત્ર પંચદેવ પૂજા (પા. નં. ૧૨૨)માં આવી ગયો છે.

**************************************************

આવાહન : આગચ્છ ભગવન્! દેવ! સ્થાને ચાત્ર સ્થિરો ભવ ।
યાવત્ પૂજાં કરિષ્યેઽહં તાવત્ ત્વં સંનિધૌ ભવ ॥

શ્રીભગવતે સામ્બશિવાય નમઃ। આવાહનાર્થે પુષ્પં સમર્પયામિ। (ફૂલ ચઢાવો.)

આસન : અનેકરત્નસંયુક્તં નાનામણિગણાન્વિતમ્ ।
ઈદં હેમમયં દિવ્યમાસનં પ્રતિગૃહ્યતામ્ ॥

શ્રીભગવતે સામ્બશિવાય નમઃ। આસનાર્થે બિલ્વપત્રં સમર્પયામિ। (બિલીપત્ર ચઢાવો.)

પાદ્ય : ગઙ્ગોદકં નિર્મલં ચ સર્વસૌગન્ધ્યસંયુતમ્ ।
પાદપ્રક્ષાલનાર્થાય દત્તં મે પ્રતિગૃહ્યતામ્ ॥

શ્રીભગવતે સામ્બશિવાય નમઃ। પાદયોઃ પાદ્યં સમર્પયામિ। (જળ ચઢાવો.)

અર્ઘ્ય : ગન્ધપુષ્પાક્ષતૈર્યુક્તમર્ઘ્યં સમ્પાદિતં મયા ।
ગૃહાણ ભગવન્ શમ્ભો પ્રસન્નો વરદો ભવ ॥

શ્રીભગવતે સામ્બશિવાય નમઃ। હસ્તયોઃ અર્ઘ્યં સમર્પયામિ। (ચંદન, પુષ્પ અક્ષતયુક્ત અર્ઘ્ય સમર્પિત કરો.)

આચમન : કર્પૂરેણ સુગન્ધેન વાસિતં સ્વાદુ શીતલમ્ ।
તોયમાચમનીયાર્થં ગૃહાણ પરમેશ્વર ॥

શ્રીભગવતે સામ્બશિવાય નમઃ। આચમનીયં જલં સમર્પયામિ। (કર્પૂરથી સુવાસિત શીતળ જળ ચઢાવો.)

સ્નાન : મન્દાકિન્યાસ્તુ યદ્વારિ સર્વપાપહરં શુભમ્ ।
તદિદં કલ્પિતં દેવ સ્નાનાર્થં પ્રતિગૃહ્યતામ્ ॥

શ્રીભગવતે સામ્બશિવાય નમઃ। સ્નાનીયં જલં સમર્પયામિ। (ગઙ્ગાજળ ચઢાવો.)

************************************************

**સ્નાનાઙ્ગ-આચમન : સ્નાનાન્તે આચમનીયં જલં સમર્પયામિ ।**
(જળ ચઢાવો.)

**દુગ્ધસ્નાન : કામધેનુસમુદ્ભૂતં સર્વેષાં જીવનં પરમ્ ।**
**પાવનં યજ્ઞહેતુશ્ચ પયઃ સ્નાનાય ગૃહ્યતામ્ ॥**
**શ્રીભગવતે સામ્બશિવાય નમઃ । પયઃસ્નાનં સમર્પયામિ ।**
(ગાયના દૂધથી સ્નાન કરાવો.)

**દધિસ્નાન : પયસસ્તુ સમુદ્ભૂતં મધુરામ્લં શશિપ્રભમ્ ।**
**દધ્યાનીતં મયા દેવ સ્નાનાર્થં પ્રતિગૃહ્યતામ્ ॥**
**શ્રીભગવતે સામ્બશિવાય નમઃ । દધિસ્નાનં સમર્પયામિ ।**
(ગાયના દહીંથી સ્નાન કરાવો.)

**ઘૃતસ્નાન : નવનીતસમુત્પન્નં સર્વસંતોષકારકમ્ ।**
**ઘૃતં તુભ્યં પ્રદાસ્યામિ સ્નાનાર્થં પ્રતિગૃહ્યતામ્ ॥**
**શ્રીભગવતે સામ્બશિવાય નમઃ । ઘૃતસ્નાનં સમર્પયામિ ।**
(ગાયના ઘીથી સ્નાન કરાવો.)

**મધુસ્નાન : પુષ્પરેણુસમુત્પન્નં સુસ્વાદુ મધુરં મધુ ।**
**તેજઃપુષ્ટિકરં દિવ્યં સ્નાનાર્થં પ્રતિગૃહ્યતામ્ ॥**
**શ્રીભગવતે સામ્બસદાશિવાય નમઃ । મધુસ્નાનં સમર્પયામિ ।**
(મધથી સ્નાન કરાવો.)

**શર્કરાસ્નાન : ઈક્ષુસારસમુદ્ભૂતાં શર્કરાં પુષ્ટિદાં શુભામ્ ।**
**મલાપહારિકાં દિવ્યાં સ્નાનાર્થં પ્રતિગૃહ્યતામ્ ॥**
**શ્રીભગવતે સામ્બશિવાય નમઃ । શર્કરાસ્નાનં સમર્પયામિ ।**
(શર્કરાથી સ્નાન કરાવો.)

**પઞ્ચામૃતસ્નાન : પયો દધિ ઘૃતં ચૈવ મધુ ચ શર્કરાન્વિતમ્ ।**
**પઞ્ચામૃતં મયાऽऽનીતં સ્નાનાર્થં પ્રતિગૃહ્યતામ્ ॥**
**શ્રીભગવતે સામ્બશિવાય નમઃ । પઞ્ચામૃતસ્નાનં સમર્પયામિ ।**
(જુદા પાત્રમાં બનાવેલા પંચામૃતથી સ્નાન કરાવો.)

******************************************************

**ગન્ધોદકસ્નાન :** (કેસરને ચંદનમાં ઘસીને પીળું દ્રવ્ય બનાવો અને એ ગંધોદકથી સ્નાન કરાવો.)

**મલયાચલસમ્ભૂતચન્દનેન વિમિશ્રિતમ્ ।**
**ઈદં ગન્ધોદકસ્નાનં કુઙ્કુમાક્તં નુ ગૃહ્યતામ્ ॥**

**શ્રીભગવતે સામ્બશિવાય નમઃ। ગન્ધોદકસ્નાનં સમર્પયામિ ।**

**શુદ્ધોદકસ્નાન : શુદ્ધં યત્ સલિલં દિવ્યં ગઙ્ગાજલસમં સ્મૃતમ્ ।**
**સમર્પિતં મયા ભક્ત્યા શુદ્ધસ્નાનાય ગૃહ્યતામ્ ॥**

**શ્રીભગવતે સામ્બશિવાય નમઃ। શુદ્ધોદકસ્નાનં સમર્પયામિ ।** (શુદ્ધ જળથી સ્નાન કરાવો)

**સ્નાનાન્ત આચમન : શુદ્ધોદકસ્નાનાન્તે આચમનીયં જલં સમર્પયામિ ।** (આચમન માટે જળ ચઢાવો.)

**વસ્ત્ર : શીતવાતોષ્ણસંત્રાણં લજ્જાયા રક્ષણં પરમ્ ।**
**દેહાલઙ્કરણં વસ્ત્રં ધૃત્વા શાન્તિં પ્રયચ્છ મે ॥**

**શ્રીભગવતે સામ્બશિવાય નમઃ। વસ્ત્રં સમર્પયામિ ।** (વસ્ત્ર ચઢાવો.)

**આચમન : શ્રીભગવતે સામ્બશિવાય નમઃ। વસ્ત્રાન્તે આચમનીયં જલં સમર્પયામિ ।** (આચમન માટે જળ ચઢાવો.)

**ઉપવસ્ત્ર : ઉપવસ્ત્રં પ્રયચ્છામિ દેવાય પરમાત્મને ।**
**ભક્ત્યા સમર્પિતં દેવ પ્રસીદ પરમેશ્વર ॥**

**શ્રીભગવતે સામ્બશિવાય નમઃ। ઉપવસ્ત્રં (અથવા ઉપવસ્ત્રાર્થે સૂત્રમ્) સમર્પયામિ ।** (ઉપવસ્ત્ર ચઢાવો)

**આચમન : ઉપવસ્ત્રાન્તે આચમનીયં જલં સમર્પયામિ ।** (આચમન માટે જળ ચઢાવો.)

**યજ્ઞોપવીત : નવભિસ્તન્તુભિર્યુક્તં ત્રિગુણં દેવતામયમ્ ।**
**ઉપવીતં મયા દત્તં ગૃહાણ પરમેશ્વર ॥**

**શ્રીભગવતે સામ્બશિવાય નમઃ। યજ્ઞોપવીતં સમર્પયામિ ।** (યજ્ઞોપવીત ચઢાવો.)

**આચમનીય : યજ્ઞોપવીતાન્તે આચમનીયં જલં સમર્પયામિ ।** (આચમન માટે જળ ચઢાવો.)

**************************************************

**ચન્દન : શ્રીખણ્ડં ચન્દનં દિવ્યં ગન્ધાઢ્યં સુમનોહરમ્ ।**
**વિલેપનં સુરશ્રેષ્ઠ ચન્દનં પ્રતિગૃહ્યતામ્ ॥**

**શ્રીભગવતે સામ્બશિવાય નમઃ। ચન્દનાનુલેપનં સમર્પયામિ ।**

(મલય ચંદન લગાડો.)

**અક્ષત : અક્ષતાશ્ચ સુરશ્રેષ્ઠ કુઙ્કુમાક્તાઃ સુશોભિતાઃ ।**
**મયા નિવેદિતા ભક્ત્યા ગૃહાણ પરમેશ્વર ॥**

**શ્રીભગવતે સામ્બશિવાય નમઃ। અક્ષતાન્ સમર્પયામિ ।**

(કુમકુમયુક્ત ચોખા ચઢાવો.)

**પુષ્પમાલા : માલ્યાદીનિ સુગન્ધીનિ માલત્યાદીનિ ભક્તિતઃ ।**
**મયાઽઽહૃતાનિ પુષ્પાણિ ગૃહાણ પરમેશ્વર ॥**

**શ્રીભગવતે સામ્બશિવાય નમઃ। પુષ્પમાલાં સમર્પયામિ ।**

(ફૂલ અને ફૂલમાળા ચઢાવો.)

**બિલ્વપત્ર : ત્રિદલં ત્રિગુણાકારં ત્રિનેત્રં ચ ત્રિધાયુતમ્ ।**
**ત્રિજન્મપાપસંહારં બિલ્વપત્રં શિવાર્પણમ્ ॥**

**શ્રીભગવતે સામ્બશિવાય નમઃ। બિલ્વપત્રં સમર્પયામિ ।**

(બિલીપત્ર ચઢાવો.)

**દૂર્વા : દૂર્વાઙ્કુરાન્ સુહરિતાનમૃતાન્ મઙ્ગલપ્રદાન્ ।**
**આનીતાંસ્તવ પૂજાર્થં ગૃહાણ પરમેશ્વર ॥**

**શ્રીભગવતે સામ્બશિવાય નમઃ। દુર્વાઙ્કુરાન્ સમર્પયામિ ।**

(દુર્વા કે ધરો ચઢાવો.)

**શમી : અમઙ્ગલાનાં શમનીં શમનીં દુષ્કૃતસ્ય ચ ।**
**દુઃસ્વપ્નનાશિનીં ધન્યામર્પયેઽહં શમીં શુભામ્ ॥**

**શ્રીભગવતે સામ્બશિવાય નમઃ। શમીપત્રાણિ સમર્પયામિ ।**

(શમીપત્ર ચઢાવો.)

**આભૂષણ : વજ્રમાણિક્યવૈદૂર્યમુક્તાવિદ્રુમમણ્ડિતમ્ ।**
**પુષ્પરાગસમાયુક્તં ભૂષણં પ્રતિગૃહ્યતામ્ ॥**

******************************************************

**શ્રીભગવતે સામ્બશિવાય નમઃ। રત્નાભૂષણં સમર્પયામિ।** (રત્નાભૂષણ સમર્પિત કરો.)

**પરિમલદ્રવ્ય : દિવ્યગન્ધસમાયુક્તં નાનાપરિમલાન્વિતમ્ ।**
**ગન્ધદ્રવ્યમિદં ભકત્યા દત્તં સ્વીકુરુ શોભનમ્ ॥**

**શ્રીભગવતે સામ્બશિવાય નમઃ। પરિમલદ્રવ્યાણિ સમર્પયામિ।** (પરિમલ દ્રવ્ય ચઢાવો.)

[ભગવાન આગળ જળથી ચોરસ દોરી તેમાં નૈવેદ્યની વસ્તુઓ મૂકવી, ત્યારબાદ ધૂપ-દીપ નિવેદિત કરો.]

**ધૂપ :વનસ્પતિરસોદ્ભૂતો ગન્ધાઢ્યો ગન્ધ ઉત્તમઃ।**
**આઘ્રેયઃ સર્વદેવાનાં ધૂપોઽયં પ્રતિગૃહ્યતામ્ ॥**

**શ્રીભગવતે સામ્બશિવાય નમઃ। ધૂપમાઘ્રાપયામિ।** (ધૂપ કરો.)

**દીપ : સાજ્યં ચ વર્તિસંયુક્તં વહ્નિના યોજિતં મયા।**
**દીપં ગૃહાણ દેવેશ ! ત્રૈલોક્યતિમિરાપહમ્ ॥**

**શ્રીભગવતે સામ્બશિવાય નમઃ। દીપં દર્શયામિ।** (ઘીનો દીવો ધરો અને પછી હાથ ધોઈ નાખો.)

**નૈવેદ્ય : શર્કરાખણ્ડખાદ્યાનિ દધિક્ષીરઘૃતાનિ ચ।**
**આહારં ભક્ષ્યભોજ્યં ચ નૈવેદ્યં પ્રતિગૃહ્યતામ્ ॥**

**શ્રીભગવતે સામ્બશિવાય નમઃ ।નૈવેદ્યં નિવેદયામિ ।**(નૈવેદ્ય નિવેદિત કરો.)

**આચમનીય : નૈવેદ્યાન્તે ધ્યાનમ્ આચમનીયં જલં ઉત્તરાપોડશનં।**
**હસ્તપ્રક્ષાલનાર્થં મુખપ્રક્ષાલનાર્થં ચ જલં સમર્પયામિ ॥**
(ચઢ ચઢાવો.)

**ઋતુફલ : ઈદં ફલં મયા દેવ સ્થાપિતં પુરતસ્તવ।**
**તેન મે સફલાવાપ્તિર્ભવેજ્જન્મનિ જન્મનિ ॥**

**શ્રીભગવતે સામ્બશિવાય નમઃ। ઋતુફલં નિવેદયામિ। મધ્યે આચમનીયં જલમ્ ઉત્તરાપોડશનં ચ સમર્પયામિ।** (ઋતુફલ ચઢાવો અને આચમન તથા ઉત્તરાપોડશન માટે જળ આપો.)

**તામ્બૂલ : પૂગીફલં મહદ્દિવ્યં નાગવલ્લીદલૈર્યુતમ્ ।**
**એલાલવઙ્ગસંયુક્તં તામ્બૂલં પ્રતિગૃહ્યતામ્ ॥**

***********************************************

**શ્રીભગવતે સામ્બશિવાય નમઃ। તામ્બૂલં સમર્પયામિ।** (ઈલાયચી, લવિંગ, સોપારી સાથે પાન સમર્પિત કરો.)

**દક્ષિણા : હિરણ્યગર્ભગર્ભસ્થં હેમબીજં વિભાવસોઃ।**
**અનન્તપુણ્યફલદમતઃ શાન્તિં પ્રયચ્છ મે॥**

**શ્રીભગવતે સામ્બશિવાય નમઃ।દક્ષિણાં સમર્પયામિ।**(દક્ષિણા ચઢાવો.)

**આરતી : કદલીગર્ભસમ્ભૂતં કર્પૂરં તુ પ્રદીપિતમ્।**
**આરાર્તિકમહં કુર્વે પશ્ય માં વરદો ભવ॥**

**શ્રીભગવતે સામ્બશિવાય નમઃ। આરાર્તિક્યં સમર્પયામિ।** (કર્પૂરથી આરતી કરો અને આરતી પછી જળ રેડો.)

**પ્રદક્ષિણા : યાનિ કાનિ ચ પાપાનિ જન્માન્તરકૃતાનિ ચ।**
**તાનિ સર્વાણિ નશ્યન્તુ પ્રદક્ષિણપદે પદે॥**

**શ્રીભગવતે સામ્બશિવાય નમઃ।પ્રદક્ષિણાં સમર્પયામિ।**(પ્રદક્ષિણા કરો.)

**મન્ત્રપુષ્પાઞ્જલિ : શ્રદ્ધયા સિક્તયા ભક્ત્યા હાર્દપ્રેમ્ણા સમર્પિતઃ।**
**મન્ત્રપુષ્પાઞ્જલિશ્ચાયં કૃપયા પ્રતિગૃહ્યતામ્॥**

**શ્રીભગવતે સામ્બશિવાય નમઃ। મન્ત્રપુષ્પાઞ્જલિં સમર્પયામિ।** (પુષ્પાંજલિ સમર્પણ કરો.)

**નમસ્કાર : નમઃ સર્વહિતાર્થાય જગદાધારહેતવે।**
**સાષ્ટાઙ્ગોડયં પ્રણામસ્તે પ્રયત્નેન મયા કૃતઃ॥**

**શ્રીભગવતે સામ્બશિવાય નમઃ।નમસ્કારાન્ સમર્પયામિ।**(નમસ્કાર કરો.)

**ક્ષમા-યાચના : મન્ત્રહીનં ક્રિયાહીનં ભક્તિહીનં સુરેશ્વર।**
**યત્પૂજિતં મયા દેવ પરિપૂર્ણં તદસ્તુ મે॥**

**શ્રીભગવતે સામ્બશિવાય નમઃ। ક્ષમાયાચનાં સમર્પયામિ।** (ક્ષમા-યાચના કરો.)

છેલ્લે ચરણામૃત અને પ્રસાદ લઈ પૂજા વિસર્જન કરો.

**અર્પણ : ૐ તત્સદ્ બ્રહ્માર્પણમસ્તુ।**

**વિષ્ણવે નમઃ, વિષ્ણવે નમઃ, વિષ્ણવે નમઃ।**

≈≈■≈≈

# દુર્ગાપૂજા-વિધાન

અગાઉ દર્શાવેલા નિયમાનુસાર આસન ઉપર પ્રાઙ્મુખ બેસી જાવ. જળથી પ્રોક્ષણ કરી શિખા બાંધો. તિલક કરી આચમન અને પ્રાણાયામ કરો. સંકલ્પ કરો. હાથમાં ફૂલ લઈને અંજલિ બાંધી દુર્ગાજીનું ધ્યાન ધરો. [ધ્યાનનો મંત્ર પંચદેવ પૂજા(પા. નં. ૧૨૩)માં આવી ગયેલ છે.] જો પ્રતિષ્ઠિત પ્રતિમા હોય તો આવાહ્નના બદલે પુષ્પાંજલિ આપો, નહીંતર દુર્ગાજીનું આવાહન કરો.]

**આવાહન : આગચ્છ ત્વં મહાદેવિ! સ્થાને ચાત્ર સ્થિરા ભવ ।**
**યાવત્ પૂજાં કરિષ્યામિ તાવત્ ત્વં સંનિધૌ ભવ ॥**

**શ્રીજગદમ્બાયૈ દુર્ગાદેવ્યૈ નમઃ । દુર્ગાદેવીમાવાહયામિ । આવાહનાર્થે પુષ્પાઞ્જલિં સમર્પયામિ ।** (પુષ્પાજંલિ સમર્પણ કરો.)

**આસન : અનેકરત્નસંયુક્તં નાનામણિગણાન્વિતમ્ ।**
**ઈદં હેમમયં દિવ્યમાસનં પ્રતિગૃહ્યતામ્ ॥**

**શ્રીજગદમ્બાયૈ દુર્ગાદેવ્યૈ નમઃ । આસનાર્થે પુષ્પાણિ સમર્પયામિ ।** (રત્નમય આસન કે ફૂલ સમર્પિત કરો.)

**પાદ્ય : ગઙ્ગાદિસર્વતીર્થેભ્ય આનીતં તોયમુત્તમમ્ ।**
**પાદ્યાર્થં તે પ્રદાસ્યામિ ગૃહાણ પરમેશ્વરિ ॥**

**શ્રીજગદમ્બાયૈ દુર્ગાદેવ્યૈ નમઃ । પાદયોઃ પાદ્યં સમર્પયામિ ।** (જળ ચઢાવો.)

**અર્ઘ્ય : ગન્ધપુષ્પાક્ષતૈર્યુક્તમર્ઘ્યં સમ્પાદિતં મયા ।**
**ગૃહાણ ત્વં મહાદેવિ પ્રસન્ના ભવ સર્વદા ॥**

**શ્રીજગદમ્બાયૈ દુર્ગાદેવ્યૈ નમઃ । હસ્તયોઃ અર્ઘ્યં સમર્પયામિ ।** (ચંદન, પુષ્પ, અક્ષત યુક્ત અર્ઘ્ય આપો.)

**આચમન : કર્પૂરેણ સુગન્ધેન વાસિતં સ્વાદુ શીતલમ્ ।**
**તોયમાચમનીયાર્થં ગૃહાણ પરમેશ્વરિ ॥**

**શ્રીજગદમ્બાયૈ દુર્ગાદેવ્યૈ નમઃ । આચમનં સમર્પયામિ ।** (કર્પૂરથી સુવાસિત શીતળ જળ ચઢાવો.)

**સ્નાન : મન્દાકિન્યાસ્તુ યદ્વારિ સર્વપાપહરં શુભમ્ ।**
**તદિદં કલ્પિતં દેવિ ! સ્નાનાર્થં પ્રતિગૃહ્યતામ્ ॥**

**શ્રીજગદમ્બાયૈ દુર્ગાદેવ્યૈ નમઃ । સ્નાનાર્થં જલં સમર્પયામિ ।** (ગંગાજળ ચઢાવો.)

**સ્નાનાઙ્ગ-આચમન : સ્નાનાન્તે પુનરાચમનીયં જલં સમર્પયામિ ।** (આચમન માટે જળ આપો.)

**દુગ્ધસ્નાન : કામધેનુસમુત્પન્નં સર્વેષાં જીવનં પરમ્ ।**
**પાવનં યજ્ઞહેતુશ્ચ પયઃ સ્નાનાર્થમર્પિતમ્ ॥**

**શ્રીજગદમ્બાયૈ દુર્ગાદેવ્યૈ નમઃ । દુગ્ધસ્નાનં સમર્પયામિ ।** (ગાયના દૂધથી સ્નાન કરાવો.)

**દધિસ્નાન : પયસસ્તુ સમુદ્ભૂતં મધુરામ્લં શશિપ્રભમ્ ।**
**દધ્યાનીતં મયા દેવિ ! સ્નાનાર્થં પ્રતિગૃહ્યતામ્ ॥**

**શ્રીજગદમ્બાયૈ દુર્ગાદેવ્યૈ નમઃ । દધિસ્નાનં સમર્પયામિ ।** (ગાયના દહીંથી સ્નાન કરાવો.)

**ઘૃતસ્નાન : નવનીતસમુત્પન્નં સર્વસંતોષકારકમ્ ।**
**ઘૃતં તુભ્યં પ્રદાસ્યામિ સ્નાનાર્થં પ્રતિગૃહ્યતામ્ ॥**

**શ્રીજગદમ્બાયૈ દુર્ગાદેવ્યૈ નમઃ । ઘૃતસ્નાનં સમર્પયામિ ।** (ગોઘૃતથી સ્નાન કરાવો.)

**મધુસ્નાન : પુષ્પરેણુસમુત્પન્નં સુસ્વાદુ મધુરં મધુ ।**
**તેજઃપુષ્ટિસમાયુક્તં સ્નાનાર્થં પ્રતિગૃહ્યતામ્ ॥**

**શ્રીજગદમ્બાયૈ દુર્ગાદેવ્યૈ નમઃ । મધુસ્નાનં સમર્પયામિ ।** (મધુથી સ્નાન કરાવો.)

**શર્કરાસ્નાન : ઈક્ષુસારસમુદ્ભૂતાં શર્કરાં પુષ્ટિદાં શુભામ્ ।**
**મલાપહારિકાં દિવ્યાં સ્નાનાર્થં પ્રતિગૃહ્યતામ્ ॥**

***********************************************

**શ્રીજગદમ્બાયૈ દુર્ગાદેવ્યૈ નમઃ। શર્કરાસ્નાન સમર્પયામિ।** (શર્કરાથી સ્નાન કરાવો.)

**પઞ્ચામૃત-સ્નાન : પયો દધિ ઘૃતં ચૈવ મધુ ચ શર્કરાન્વિતમ્।**
**પઞ્ચામૃતં મયાऽऽનીતં સ્નાનાર્થં પ્રતિગૃહ્યતામ્॥**

**શ્રીજગદમ્બાયૈ દુર્ગાદેવ્યૈ નમઃ। પઞ્ચામૃતસ્નાનં સમર્પયામિ।** (અન્ય પાત્રમાં જુદા બનાવેલા પંચામૃત વડે સ્નાન કરાવો.)

**ગન્ધોદક-સ્નાન : મલયાચલસમ્ભૂતં ચન્દનાગરુમિશ્રિતમ્।**
**સલિલં દેવદેવેશિ શુદ્ધસ્નાનાય ગૃહ્યતામ્॥**

**શ્રીજગદમ્બાયૈ દુર્ગાદેવ્યૈ નમઃ। ગન્ધોદકસ્નાનં સમર્પયામિ।** (મલયચન્દન અને અગરુ મિશ્રિત જળ ચઢાવો.)

**શુદ્ધોદક-સ્નાન : શુદ્ધં યત્ સલિલં દિવ્યં ગઙ્ગાજલસમં સ્મૃતમ્।**
**સમર્પિતં મયા ભક્ત્યા સ્નાનાર્થં પ્રતિગૃહ્યતામ્॥**

**શ્રીજગદમ્બાયૈ દુર્ગાદેવ્યૈ નમઃ। શુદ્ધોદકસ્નાનં સમર્પયામિ।** (શુદ્ધ જળથી સ્નાન કરાવો.)

**આચમન : શુદ્ધોદકસ્નાનાન્તે આચમનીયં જલં સમર્પયામિ।** (આચમન માટે જળ આપો.)

**વસ્ત્ર : પટ્ટયુગ્મં મયા દત્તં કઞ્ચુકેન સમન્વિતમ્।**
**પરિધેહિ કૃપાં કૃત્વા માતર્દુર્ગાર્તિનાશિનિ॥**

**શ્રીજગદમ્બાયૈ દુર્ગાદેવ્યૈ નમઃ। વસ્ત્રોપવસ્ત્રં કઞ્ચુકીયં ચ સમર્પયામિ।** (ધૌતવસ્ત્ર, ઉપવસ્ત્ર અને કંચુકી નિવેદિત કરો.)

**વસ્ત્રાન્તે આચમનીયં જલં સમર્પયામિ।** (આચમન માટે જળ આપો.)

**સૌભાગ્યસૂત્ર : સૌભાગ્યસૂત્રં વરદે સુવર્ણમણિસંયુતમ્।**
**કણ્ઠે બધ્નામિ દેવેશિ સૌભાગ્યં દેહિ મે સદા॥**

**શ્રીજગદમ્બાયૈ દુર્ગાદેવ્યૈ નમઃ। સૌભાગ્યસૂત્રં સમર્પયામિ।** (સૌભાગ્યસૂત્ર ચઢાવો)

**************************************************

ચન્દન : શ્રીખણ્ડં ચન્દનં દિવ્યં ગન્ધાઢ્યં સુમનોહરમ્ ।
વિલેપનં સુરશ્રેષ્ઠે ચન્દનં પ્રતિગૃહ્યતામ્ ॥

શ્રીજગદમ્બાયૈ દુર્ગાદેવ્યૈ નમઃ ।ચન્દનં સમર્પયામિ ।(મલયચન્દન લગાડો)

હરિદ્રાચૂર્ણ : હરિદ્રારઞ્જિતે દેવિ ! સુખસૌભાગ્યદાયિનિ ।
તસ્માત્ ત્વાં પૂજયામ્યત્ર સુખં શાન્તિં પ્રયચ્છ મે ॥

શ્રીજગદમ્બાયૈ દુર્ગાદેવ્યૈ નમઃ ।હરિદ્રાં સમર્પયામિ ।(હળદર ચૂર્ણ ચઢાવો.)

કુઙ્કુમ : કુઙ્કુમં કામદં દિવ્યં કામિનીકામસમ્ભવમ્ ।
કુઙ્કુમેનાર્ચિતા દેવી કુઙ્કુમં પ્રતિગૃહ્યતામ્ ॥

શ્રીજગદમ્બાયૈ દુર્ગાદેવ્યૈ નમઃ । કુઙ્કુમં સમર્પયામિ । (કુમકુમ ચઢાવો.)

સિન્દૂર : સિન્દૂરમરુણાભાસં જપાકુસુમસંનિભમ્ ।
અર્પિતં તે મયા ભક્ત્યા પ્રસીદ પરમેશ્વરિ ॥

શ્રીજગદમ્બાયૈ દુર્ગાદેવ્યૈ નમઃ । સિન્દૂરં સમર્પયામિ । (સિન્દૂર ચઢાવો.)

કજ્જલ (કાજલ) : ચક્ષુર્ભ્યાં કજ્જલં રમ્યં સુભગે શાન્તિકારકમ્ ।
કર્પૂરજ્યોતિસમુત્પન્નં ગૃહાણ પરમેશ્વરિ ॥

શ્રીજગદમ્બાયૈ દુર્ગાદેવ્યૈ નમઃ । કજ્જલં સમર્પયામિ । (કાજળ ચઢાવો.)

દૂર્વાઙ્કુર : તૃણકાન્તમણિપ્રખ્યહરિતાભિઃ સુજાતિભિઃ ।
દૂર્વાભિરાભિર્ભવતીં પૂજયામિ મહેશ્વરી ॥

શ્રીજગદમ્બાયૈ દુર્ગાદેવ્યૈ નમઃ । દૂર્વાઙ્કુરાન્ સમર્પયામિ । (ધરો ચઢાવો.)

બિલ્વપત્ર : ત્રિદલં ત્રિગુણાકારં ત્રિનેત્રં ચ ત્રિધાયુતમ્ ।
ત્રિજન્મપાપસંહારં બિલ્વપત્રં શિવાર્પણમ્ ॥

શ્રીજગદમ્બાયૈ દુર્ગાદેવ્યૈ નમઃ । બિલ્વપત્રં સમર્પયામિ ।(બિલીપત્ર ચઢાવો.)

આભૂષણ : હારકઙ્કણકેયૂરમેખલાકુણ્ડલાદિભિઃ ।
રત્નાઢ્યં હીરકોપેતં ભૂષણં પ્રતિગૃહ્યતામ્ ॥

***************************************************

**શ્રીજગદમ્બાયૈ દુર્ગાદેવ્યૈ નમઃ। આભૂષણાનિ સમર્પયામિ।** (આભૂષણ ચઢાવો.)

**પુષ્પમાલા : માલ્યાદીનિ સુગન્ધીનિ માલત્યાદીનિ ભક્તિતઃ।**
**મયાઽઽહૃતાનિ પુષ્પાણિ પૂજાર્થં પ્રતિગૃહ્યતામ્ ॥**

**શ્રીજગદમ્બાયૈ દુર્ગાદેવ્યૈ નમઃ। પુષ્પમાલાં સમર્પયામિ।** (ફૂલ અને હાર ચઢાવો.)

**નાનાપરિમલદ્રવ્ય : અબીરં ચ ગુલાલં ચ હરિદ્રાદિસમન્વિતમ્।**
**નાનાપરિમલદ્રવ્યં ગૃહાણ પરમેશ્વરિ ॥**

**શ્રીજગદમ્બાયૈ દુર્ગાદેવ્યૈ નમઃ। નાનાપરિમલદ્રવ્યાણિ સમર્પયામિ।** (અબીલ, ગુલાલ, હળદર ચઢાવો.)

**સૌભાગ્યપેટિકા – હરિદ્રાં કુઙ્કુમં ચૈવ સિન્દૂરાદિસમન્વિતામ્।**
**સૌભાગ્યપેટિકામેતાં ગૃહાણ પરમેશ્વરિ ॥**

**શ્રીજગદમ્બાયૈ દુર્ગાદેવ્યૈ નમઃ। સૌભાગ્યપેટિકાં સમર્પયામિ।** (સૌભાગ્યપેટિકા સમર્પણ કરો.)

**ધૂપ : વનસ્પતિરસોદ્ભૂતો ગન્ધાઢ્યો ગન્ધ ઉત્તમઃ।**
**આઘ્રેયઃ સર્વદેવાનાં ધૂપોઽયં પ્રતિગૃહ્યતામ્ ॥**

**શ્રીજગદમ્બાયૈ દુર્ગાદેવ્યૈ નમઃ। ધૂપમાઘ્રાપયામિ।** (ધૂપ બતાવો.)

**દીપ : સાજ્યં ચ વર્તિસંયુક્તં વહ્નિના યોજિતં મયા।**
**દીપં ગૃહાણ દેવેશિ ત્રૈલોક્યતિમિરાપહમ્ ॥**

**શ્રીજગદમ્બાયૈ દુર્ગાદેવ્યૈ નમઃ। દીપં દર્શયામિ।** (ઘીનો દીવો ધરો, હાથ ધોઈ નાખો.)

**નૈવેદ્ય : શર્કરાખણ્ડખાદ્યાનિ દધિક્ષીરઘૃતાનિ ચ।**
**આહારાર્થં ભક્ષ્યભોજ્યં નૈવેદ્યં પ્રતિગૃહ્યતામ્ ॥**

**શ્રીજગદમ્બાયૈ દુર્ગાદેવ્યૈ નમઃ।નૈવેદ્યં નિવેદયામિ।**(નૈવેદ્ય નિવેદિત કરો.)

**આચમનીય આદિ – નૈવેદ્યાન્તે ધ્યાનમાચમનીયં જલમુત્તરાપોઽશનં હસ્તપ્રક્ષાલનાર્થં મુખપ્રક્ષાલનાર્થં ચ જલં સમર્પયામિ ॥**(આચમનીથી જળ આપો.)

ઋતુફલ : ઈદં ફલં મયા દેવિ સ્થાપિતં પુરતસ્તવ ।
તેન મે સફલાવાપ્તિર્ભવેજ્જન્મનિ જન્મનિ ॥

શ્રીજગદમ્બાયૈ દુર્ગાદેવ્યૈ નમઃ। ઋતુફલાનિ સમર્પયામિ । (ઋતુફળ સમર્પણ કરો.)

તામ્બૂલ : પૂગીફલં મહદ્દિવ્યં નાગવલ્લીદલૈર્યુતમ્ ।
એલાલવઙ્ગસંયુક્તં તામ્બૂલં પ્રતિગૃહ્યતામ્ ॥

શ્રીજગદમ્બાયૈ દુર્ગાદેવ્યૈ નમઃ। તામ્બૂલં સમર્પયામિ । (ઈલાયચી, લવિંગ, પૂગીફલ સાથે પાન નિવેદિત કરો.)

દક્ષિણા : દક્ષિણાં હેમસહિતાં યથાશક્તિસમર્પિતામ્ ।
અનન્તફલદામેનાં ગૃહાણ પરમેશ્વરિ ॥

શ્રીજગદમ્બાયૈ દુર્ગાદેવ્યૈ નમઃ। દક્ષિણાં સમર્પયામિ । (દક્ષિણા ચઢાવો.)

આરતી : કદલીગર્ભસમ્ભૂતં કર્પૂરં તુ પ્રદીપિતમ્ ।
આરાર્તિકમહં કુર્વે પશ્ય માં વરદા ભવ ॥

શ્રીજગદમ્બાયૈ દુર્ગાદેવ્યૈ નમઃ। કર્પૂરારાર્તિક્યં સમર્પયામિ । (કર્પૂરની આરતી કરો.)

## શ્રી અંબાજીની આરતી

જય અંબે ગૌરી મૈયા જય શ્યામાગૌરી ।
તુમકો નિશિદિન ધ્યાવત હરિ બ્રહ્મા શિવજી ॥ ૧ ॥ જય અંબે૦
માઁગ સિંદૂર વિરાજત ટીકો મૃગમદકો ।
ઉજ્જવલસે દોઉ નૈના, ચંદ્રવદન નીકો ॥ ૨ ॥ જય અંબે૦
કનક સમાન કલેવર રક્તામ્બર રાજૈ ।
રક્ત-પુષ્પ ગલ માલા કણ્ઠનપર સાજૈ ॥ ૩ ॥ જય અંબે૦
કેહરિ વાહન રાજત, ખડ્ગ ખપર ધારી ।
સુર-નર-મુનિ-જન સેવત, તિનકે દુખહારી ॥ ૪ ॥ જય અંબે૦

*****************************************************

કાનન કુણ્ડલ શોભિત, નાસાગ્રે મોતી ।
કોટિક ચંદ્ર દિવાકર સમ રાજત જ્યોતી ॥ ૫ ॥ જય અંબે૦

શુમ્ભ નિશુમ્ભ વિદારે, મહિષાસુર-ઘાતી ।
ધૂમ્રવિલોચન નૈના નિશિદિન મદમાતી ॥ ૬ ॥ જય અંબે૦

ચણ્ડ મુણ્ડ સંહારે, શોણિતબીજ હરે ।
મધુ-કૈટભ દોઉ મારે, સુર ભયહીન કરે ॥ ૭ ॥ જય અંબે૦

બ્રહ્માણી, રુદ્રાણી તુમ કમલા રાની ।
આગમ-નિગમ બખાની, તુમ શિવ-પટરાની ॥ ૮ ॥ જય અંબે૦

ચૌંસઠ યોગિનિ ગાવત, નૃત્ય કરત ભૈરૂઁ ।
બાજત તાલ મૃદંગા ઔ બાજત ડમરૂ ॥ ૯ ॥ જય અંબે૦

તુમ હી જગકી માતા, તુમ હી હો ભરતા ।
ભક્તનકી દુખ હરતા સુખ સમ્પતિ કરતા ॥ ૧૦ ॥ જય અંબે૦

ભુજા ચાર અતિ શોભિત, વર-મુદ્રા ધારી ।
મનવાઞ્છિત ફલ પાવત સેવત નર-નારી ॥ ૧૧ ॥ જય અંબે૦

કંચન થાલ વિરાજત અગર કપુર બાતી ।
(શ્રી) માલકેતુમેં રાજત કોટિરતન જ્યોતી ॥ ૧૨ ॥ જય અંબે૦

(શ્રી) અમ્બેજીકી આરતિ જો કોઈ નર ગાવૈ ।
કહત શિવાનઁદ સ્વામી, સુખ સમ્પતિ પાવૈ ॥ ૧૩ ॥ જય અંબે૦

પ્રદક્ષિણા : યાનિ કાનિ ચ પાપાનિ જન્માન્તરકૃતાનિ ચ ।
તાનિ સર્વાણિ નશ્યન્તુ પ્રદક્ષિણપદે પદે ॥

શ્રીજગદમ્બાયૈ દુર્ગાદેવ્યૈ નમઃ ।પ્રદક્ષિણાં સમર્પયામિ ।(પ્રદક્ષિણા કરો.)

મન્ત્રપુષ્પાઞ્જલિ : શ્રદ્ધયા સિક્તયા ભક્ત્યા હાર્દપ્રેમ્ણા સમર્પિતઃ ।
મન્ત્રપુષ્પાઞ્જલિશ્ચાયં કૃપયા પ્રતિગૃહ્યતામ્ ॥

શ્રીજગદમ્બાયૈ દુર્ગાદેવ્યૈ નમઃ । મન્ત્રપુષ્પાઞ્જલિં સમર્પયામિ ।
(મન્ત્રપુષ્પાંજલિ અર્પણ કરો.)

**નમસ્કાર : યા દેવી સર્વભૂતેષુ માતૃરૂપેણ સંસ્થિતા ।**
**નમસ્તસ્યૈ નમસ્તસ્યૈ નમસ્તસ્યૈ નમો નમઃ ॥**

**શ્રીજગદમ્બાયૈ દુર્ગાદેવ્યૈ નમઃ । નમસ્કારાન્ સમર્પયામિ ।** (નમસ્કાર કરો, ત્યારબાદ ચરણોદક માથે ચઢાવો.)

**ક્ષમા-યાચના : મન્ત્રહીનં ક્રિયાહીનં ભક્તિહીનં સુરેશ્વરિ ।**
**યત્પૂજિતં મયા દેવિ પરિપૂર્ણં તદસ્તુ મે ॥**

**શ્રીજગદમ્બાયૈ દુર્ગાદેવ્યૈ નમઃ । ક્ષમાયાચનાં સમર્પયામિ ।** (ક્ષમા-યાચના કરો.)

**અર્પણ – ૐ તત્સદ્ બ્રહ્માર્પણમસ્તુ ।**
**વિષ્ણવે નમઃ, વિષ્ણવે નમઃ, વિષ્ણવે નમઃ ।**

~~■~~

# નિત્યહોમ

**હોમ સંબંધી જાણવા જેવી વાતો :** હવનના અગ્નિને પંખાથી-પ્રજ્વલિત કરવાની મનાઈ છે. મુખથી વાંસની ભૂંગળી દ્વારા ફૂંકીને પ્રજ્વલિત કરો. સામાન્ય અગ્નિને પણ મુખથી ફૂંકવાની મનાઈ છે. જો ભૂખ, તરસ કે ક્રોધનો આવેગ હોય, મંત્ર આવડતો ન હોય, અગ્નિ પ્રજ્વલિત ન થાય તો હવન ન કરો. અગ્નિ જ્યારે દક્ષિણાવર્ત હોય અર્થાત્ દક્ષિણ બાજુએથી ફરતાં સળગી રહ્યો હોય ત્યારે હવન કરવો ઉત્તમ માનવામાં આવે છે. જો અગ્નિ વામાવર્ત હોય, થોડો સળગ્યો હોય, રુક્ષ હોય, તણખાઓથી વ્યાપ્ત હોય, ફટ્-ફટ્ કરતો હોય અને તે લાકડાંથી ઢંકાઈ ગયો હોય તો હવન ન કરવો. **નિત્યહોમનો વિધિ પા. નં. ૩૬૫ માં જોવો જોઈએ.**

~~■~~

# બલિવૈશ્વદેવ (ભૂતયજ્ઞ)

## [જાણવા જેવી વાતો]

સ્નાન, સંધ્યા, જપ, દેવપૂજા, વૈશ્વદેવ અને અતિથિપૂજા – આ છ નિત્યકર્મ મનાયાં છે.[1] એમાં સ્નાન, સંધ્યા, જપ તથા દેવપૂજા સંબંધે લખાઈ ગયું છે. હવે, વૈશ્વદેવ સંબંધે લખવામાં આવી રહ્યું છે. દેવપૂજા પછી વૈશ્વદેવનું વિધાન છે.[2]

સંધ્યા ન કરવાથી જેમ પાપ લાગે છે, તેવી રીતે બલિવૈશ્વદેવ ન કરવાથી પણ પાપ લાગે છે.[3] ભોજન માટે જે હવિષ્યાન્ન ઘેર રાંધવામાં આવે છે, એનાથી જ વૈશ્વદેવ કરવું જોઈએ. અભાવ હોય તો શાક, પાંદડાં, ફૂલ, ફળથી પણ કરાય.[4] ઘઉં, ચોખા (જે છડેલા ન હોય), તલ, મગ, જવ, વટાણા, કાંગ, મૌરેયો – આ હવિષ્યાન્ન[5] છે. ઘી, દૂધ કે દહીં મેળવીને હોમ કરો.

---

૧. સંધ્યા સ્નાનં જપશ્ચૈવ દેવતાનાં ચ પૂજનમ્ ।
વૈશ્વદેવં તથાતિથ્યં ષટ્ કર્માણિ દિને દિને ॥
(બૃ. પરા. ૧/૩૯)

૨. વૈશ્વદેવં પ્રકુર્વીત સ્વશાખાવિહિતં તતઃ ।તતઃ–દેવાર્ચનાનન્તરમિતિ માધાવચાર્યાઃ ।
(આચારભૂષણ, પૃ. ૨૪૦)

૩. પ્રત્યવાયમાહ માધવીયે વ્યાસઃ–
પઞ્ચયજ્ઞાંસ્તુ યો મોહાન્ન કરોતિ ગૃહાશ્રમી ।
તસ્ય નાયં ન ચ પરો લોકો ભવતિ ધર્મતઃ ॥
(દે. ભા. ૧૧/૨૨)

૪. શાકં વા યદિ વા પત્રં મૂલં વા યદિ વા ફલમ્ ।
સઙ્કલ્પયેદ્ યદાહારં તેનૈવ જુહુયાદ્ધવિઃ ॥
(દે.ભા. ૧૧/૨૨/૧૨)

૫. (ક) ગોધૂમા વ્રીહયશ્ચૈવ તિલા મુદ્ગા યવાસ્તથા ।
હવિષ્યા ઈતિ વિજ્ઞેયા વૈશ્વદેવાદિકર્મણિ ॥
(ખ) સિતમસ્વિન્નં ચ હવિષ્યમિતિ વ્રતાર્કે । (આચારેન્દુ, ૨૫૨)
(ગ) 'કલાયકઙ્ગુનીવારાઃ' (વ્રતાર્ક)

**********************************************************************

તેલ અને ક્ષાર-પદાર્થ નિષિદ્ધ છે.[૧] કોદરા, ચણા, અડદ, મસૂર, કળથી આદિ અન્ન પણ નિષિદ્ધ છે.[૨] ભોજન માટે રાંધેલું હવિષ્યાન્ન જ બલિવૈશ્વદેવનું મુખ્ય ઉપકરણ છે. પરંતુ આ કર્મની અબાધિત આવશ્યકતા જોઈને શાસ્ત્રે છૂટ આપી દીધી છે કે જો રાંધેલું અન્ન સુલભ ન હોય તો કાચા અન્નથી, જો હવિષ્યાન્ન ન હોય તો અહવિષ્યાન્નથી, જો અન્ન સુલભ ન હોય તો ફળ-ફૂલથી અને જો એ પણ શક્ય ન હોય તો જળથી જ વૈશ્વદેવ કરો.[૩]

આ રીતે વૈશ્વદેવમાં મીઠું નિષિદ્ધ છે. પરંતુ પાકમાં ક્યાંક તે પડી જ ગયું હોય તો શું કરવું? ત્યારે શાસ્ત્રે ઉપાય દર્શાવ્યો છે કે કુંડની ઉત્તર બાજુની ગર્મ રાખ ખસેડી હોમ કરો.[૪] જ્યારે બીજાના ઘેર સપરિવાર ભોજન કરવાનું હોય, ત્યારે તો ચૂલો પેટાવવાનો પ્રશ્ન જ નથી ઊઠતો, પણ શાસ્ત્રનો આદેશ છે કે એ દિવસે પણ બલિવૈશ્વદેવ કરો. ઉપવાસના દિવસે પણ બલિવૈશ્વદેવ કરવું જોઈએ. પકવાન્નના અભાવે કોરાં અન્નથી અથવા ફળ-ફૂલથી આ કર્મ કરો.[૫]

---

૧. **જુહુયાત્ સર્પિષાભ્યક્તં તૈલક્ષારવિવર્જિતમ્ ।**
**દધ્યાક્તં પયસાક્તં વા તદભાવેડમ્બુનાડપિ વા ॥**
(બૃ. પૃ. સ્મૃ. ૪/૧૫૯)

૨. **કોદ્રવં ચણકં મસૂરં ચ કુલિત્થકમ્ ।**
**ક્ષારં ચ લવણં સર્વં વૈશ્વદેવે વિવર્જયેત્ ॥**
(તૃચભાસ્કર)

૩. **તત્ર ચ સિદ્ધસ્ય હવિષ્યસ્ય મુખ્યત્વાત્ તદર્થં પાકઃ કર્તવ્યઃ । તત્રાસામર્થ્યે તુ અપક્વેનાપિ વૈશ્વદેવઃ કર્તવ્યઃ । હવિષ્યાભાવે અહવિષ્યેનાપિ ।**
(વીરમિત્રોદય, આ.પ્ર.)
**'ન ચેદુત્પદ્યતેડન્નં તુ અદ્ભિરેતાન્ સમાપયેત્ ।'** (વીરમિત્રોદય, આ. પ્ર.)
**'અહરહઃ પઞ્ચયજ્ઞાન્ નિર્વપેત્–આપત્રશાકોદકેભ્યઃ ।'** (શંખલિખિત)

૪. **'ન ક્ષારલવણહોમો વિદ્યતે'** (નારાયણવૃત્તિ)
**તથા પરાન્નસંસ્પૃષ્ઠસ્ય ચાહવિષ્યસ્ય હોમઃ । ઉદીચીનમુષ્ણં ભસ્માપોહ્ય તસ્મિન્ જુહુયાત્ ।** (આપસ્તમ્બ)

૫. **પરાન્નભોજને ઉપવાસદિનેડપિ પઞ્ચયજ્ઞાર્થં પક્તવ્યમેવ । સર્વથા પાકાસમ્ભવે પુષ્પૈઃ ફલૈરદ્ભિર્વા વૈશ્વદેવં કુર્યાત્ ।** (આશ્વલાયનવૃત્તિ)

***********************************************

જે અગ્નિમાં રસોઈ તૈયાર થાય છે, એ જ અગ્નિમાં હોમ કરો.[૧] ઘર વચ્ચે[૨] તાંબાના કુંડમાં એ અગ્નિ પધરાવી હોમ કરવો જોઈએ અથવા અઢાર આંગળની ચોરસ વેદી બનાવી લેવી, જેમાં ત્રણ, બે કે એક મેખલા હોય.[૩] જો તામ્રકુંડ કે વેદી ન હોય તો કાચી માટીના પાત્ર, તામ્રપાત્ર આદિ અથવા તો માટીના પાકા પાત્રમાં પણ વૈશ્વદેવ કરાય.[૪] ચૂલો, લોહપાત્ર અને નળિયાનો નિષેધ છે.[૫]

અવિભક્ત પરિવારમાં આ કર્મ મુખ્ય વ્યક્તિએ જ કરવું. એકના કરવાથી આખાય પરિવારનું કરાયેલું ગણાય છે.[૬] બીજા દેશમાં જુદું રસોડું થવાથી પિતાની હયાતી હોવા છતાંય પુત્ર કે જ્યેષ્ઠ ભાઈ હોય તો નાના ભાઈએ બલિવૈશ્વદેવ કરવો.[૭] સ્ત્રીઓ પણ મંત્ર વિના વૈશ્વદેવ કરી શકે છે.[૮]

---

૧. **યસ્મિન્નગ્નૌ પચેદન્નં તસ્મિન્ હોમો વિધીયતે ।** (અઙ્ગિરા)

૨. **ગૃહસ્ય મધ્યદિગ્ભાગે વૈશ્વદેવં સમાચરેત્ ।** (સ્મૃતિમઞ્જરી)

૩. **વૈશ્વદેવં પ્રકુર્વીત કુણ્ડમષ્ટાદશાઙ્ગુલમ્ ।**
**મેખલાત્રયસંયુક્તં દ્વિમેખલમથાપિ વા ॥**
**સ્યાદેકમેખલં વાપિ ચતુરસ્રં સમન્તતઃ ।**
**અપિ તામ્રમયં પ્રોક્તં કુણ્ડમત્ર મનીષિભિઃ ॥** (સ્મૃતિસાર)

૪. **કુણ્ડસ્થણ્ડિલાસમ્ભવેડપક્વમૃણ્મયપાત્રકુણ્ડાકૃતિરહિતતામ્રાદિપાત્રપક્વમૃણ્મય-પાત્રાણામપ્યનુજ્ઞા ગમ્યતે ॥** (સંસ્કારરત્નમાલા)

૫. **ન ચુલ્લ્યાં નાયસે પાત્રે ન ભૂમૌ ન ચ ખર્પરે ॥**
**વૈશ્વદેવં પ્રકુર્વીત···· ॥** (દે.ભા. ૧૧/૨૨/૪)

૬. **સર્વૈરનુમતિં કૃત્વા જ્યેષ્ઠેનૈવ તુ યત્કૃતમ્ ।**
**દ્રવ્યેણ ચાવિભક્તેન સર્વૈરેવ કૃતં ભવેત્ ॥** (સ્મૃતિસાર)

૭. (ક) **યદિ સ્યાદ્ ભિન્નપાકાશી ગ્રામે ગ્રામાન્તરેડપિ ચ ।**
**વૈશ્વદેવં પૃથક્ કુર્યાત્ પિતર્યપિ ચ જીવતિ ॥** (શાકલ)
(ખ) **વૈશ્વદેવઃ ક્ષયાહશ્ચ મહાલયાવિધિસ્તથા ।**
**દેશાન્તરે પૃથક્ કાર્યો દર્શશ્રાદ્ધં તથૈવ હિ ॥** (સ્મૃતિસમુચ્ચય)

૮. **'નાસ્તિ સ્ત્રીણાં પૃથગ્ યજ્ઞઃ', 'ન સ્ત્રી જુહુયાત્'**
**'ઇતિ નિષેધૌ સમન્ત્રકવૈશ્વદેવપરમ્ ।'** (આચારેન્દુ, પૃ. ૨૫૫)

*********************************************************

બલિવૈશ્વદેવ સમ્પન્ન થયા બાદ ભગવાનને ભોગ ધરાવો.[1] કારણ, બલિવૈશ્વદેવથી અન્નનો સંસ્કાર થઈ જાય છે. ભોગ ધરાવવા માટે અન્ન જુદું કાઢીને રાખી લેવું.[2] વૈશ્વદેવ થયા પૂર્વે જો અતિથિ આવી જાય તો આ યજ્ઞ માટે જુદું અન્ન કાઢીને તેને સસન્માન ભિક્ષા આપીને વિદાય કરો.[3] અતિથિને પ્રતીક્ષા ન કરાવડાવવી જોઈએ. તે ન આવે તો અગ્નિમાં હવન કરવો જોઈએ. જરૂરિયાત જણાય તો વૈશ્વદેવના અગ્નિને વાંસની ભૂંગળીથી ફૂંકીને પ્રજ્વલિત કરો. હાથથી, સૂપડાથી અને અપવિત્ર વસ્ત્રથી ઝાપટીને પ્રજ્વલિત કરવાનો નિષેધ છે.[4] જમણા હાથને ચત્તા કરી, ચારે આંગળીઓ અડાડી અંગૂઠા વડે, મૌન રહીને, ડાબા હાથને હૃદયે અડાડી અને જમણો ઘૂંટણ ટેકવી આહુતિ આપો.[5] ઘૃતમિશ્રિત ચોખા કે રોટલીથી આહુતિ આપવી જોઈએ. આહુતિનું

---

૧. વૈશ્વદેવવિધિં કૃત્વા વિષ્ણોર્નૈવેદ્યમર્પયેત્ । (વ્યાસ)
વૈશ્વદેવવિશુદ્ધોઽસૌ વિષ્ણવેઽન્નં નિવેદયેત્ । (મનુ.)

૨. દેવાર્થમન્નામુદ્ધૃત્ય વૈશ્વદેવં સમાચરેત્ ।
નૈવેદ્યમર્પયેત્ પશ્ચાન્નૃયજ્ઞં તુ તતશ્ચરેત્ ॥ (પ્રયોગસાર)

૩. અકૃતે વૈશ્વદેવે તુ ભિક્ષૌ ભિક્ષાર્થમાગતે ।
ઉદ્ધૃત્ય વૈશ્વદેવાર્થં ભિક્ષાં દત્ત્વા વિસર્જયેત્ ॥ (દે.ભા. ૧૧/૨૨/૧૩)
નાગ્નિહોત્રેણ દાનેન નોપવાસોપસેવનૈઃ ।
દેવાશ્ચ પરિતુષ્યન્તિ યથા ત્વતિથિપૂજનાત્ ॥ (શંખ)

૪. ન પાણિના ન શૂર્પેણ ન ચામેધ્યાદિનાપિ વા ।
મુખેનોપધમેદગ્નિં મુખાદેષ વ્યસીયત ॥ (દે.ભા. ૧૧/૨૨/૫)
મુખેનેત્યત્ર વેણુધમનીયુક્તેનેતિ વાક્યશેષઃ । (આ. સૂત્રાવલી)

૫. ઉત્તાનેન તુ હસ્તેન અઙ્ગુષ્ઠાગ્રેણ તુ પીડિતમ્ ।
સંહતાઙ્ગુલિપાણિસ્તુ વાગ્યતો જુહુયાદ્ધવિઃ ॥ (પરિશિષ્ટ)

'હૃદિ સવ્યં નિધાય વૈ ।' (સ્મૃતિમંજરી)
'અનિપાતિતજાનોસ્તુ રાક્ષસૈર્હ્રિયતે હવિઃ ।' (ગોભિલ)

************************************************************

પરિમાણ બોર કે આંબળા જેટલું હોવું[1] જોઈએ. અહીં 'ઘૃત' શબ્દથી ઘી, દૂધ, કુસુમ આદિનું તેલ - આ સર્વે ગૃહીત હોય છે.[2] અર્થાત્ ઘૃતના અભાવે આ સર્વે વસ્તુઓનો પ્રયોગ કરી શકાય છે.

## બલિવૈશ્વદેવ-વિધિ

રસોડા વચ્ચે કુંડની પાછળ પૂર્વ બાજુએ મુખ કરીને કુશના આસન પર બેસી પવિત્રી ધારણ કરી આચમન અને પ્રાણાયામ કરો. ત્યારબાદ હાથમાં જળ લઈ સંકલ્પ કરો.

**'અદ્ય...મમ પઞ્ચસૂનાજનિતપાપક્ષયપૂર્વકશ્રીપરમેશ્વરપ્રીત્યર્થં તન્ત્રેણ વૈશ્વદેવકર્મ કરિષ્યે ।'**

ત્યારબાદ **'પાવકનામ્ને અગ્નયે નમઃ'** – આ મંત્રથી પ્રજ્વલિત અગ્નિને કુંડમાં પ્રતિષ્ઠિત કરો. ઉક્ત મંત્રથી અગ્નિની પૂજા કરી પ્રણામ કરો. નિમ્નલિખિત મંત્રથી પ્રાર્થના કરો–

**મુખં યઃ સર્વદેવાનાં હવ્યભુક્ કવ્યભુક્ તથા ।**
**પિતૃણાં ચ નમસ્તસ્મૈ વિષ્ણવે પાવકાત્મને ॥**

ત્યારબાદ જળથી પર્યુક્ષણ કરીને જમણો ઘૂંટણ ટેકવીને સવ્ય થઈને જમણા હાથેથી હૃદયનો સ્પર્શ કરતાં દેવતીર્થથી સળગતા અગ્નિમાં ઘૃતાક્ત અન્નની પાંચ આહુતિઓ આપો–

### (૧) દેવયજ્ઞ

૧. **ૐ બ્રહ્મણે સ્વાહા, ઈદં બ્રહ્મણે ન મમ ।**
૨. **ૐ પ્રજાપતયે સ્વાહા, ઈદં પ્રજાપતયે ન મમ ।**
૩. **ૐ ગૃહ્યાભ્યઃ સ્વાહા, ઈદં ગૃહ્યાભ્યો ન મમ ।**
૪. **ૐ કશ્યપાય સ્વાહા, ઈદં કશ્યપાય ન મમ ।**
૫. **ૐ અનુમતયે સ્વાહા, ઈદમનુમતયે ન મમ ।**

ત્યારબાદ જળપાત્ર પાસે (ચિત્ર જુઓ) હવનમાંથી વધેલા અન્નના ત્રણ ગ્રાસ મૂકો.

---

૧. **પ્રાણાહુતિં બલિં ચૈવ બદર્યામલકમાનતઃ ।** (છન્દોગપરિશિષ્ટ)
૨. **ઘૃતં વા યદિ વા તૈલં પયો વા યદિ વા દધિ ।**
**ઘૃતસ્થાને વિયુક્તાનાં ઘૃતશબ્દો વિધીયતે ।**

**૧. ૐ પર્જન્યાય નમઃ ।**
**૨. ૐ અદ્ભ્યો નમઃ ।**
**૩. ૐ પૃથિવ્યૈ નમઃ[૧] ।**

ત્યારબાદ અગ્નિની પાસે પાણીથી એક વેતનું ચોરસ મંડળ બનાવીને તેનું દ્વાર પૂર્વ બાજુએ રાખો.

## બલિહરણ મંડળ

| | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|
| | દેવયજ્ઞ | | | પૂર્વ | | | |
| ૧ | | ૨ | | | | | |
| ૫ | અગ્નિપાત્ર | | | ૭ | | અન્નપાત્ર | |
| ૪ | | ૩ | ૨ | ૩ | ૧ | | |
| | ૨૦ | | | ૧૩ | | | |
| | ૧૦ | ૧૭ | ૧૫ | ૧૨ | | | |
| | ૬ | ૧૬ | ૧૪ | ૧૧ | | ૧૮ | ૮ |
| | | | | ૯ | | | |
| | ૧૯ | | | ૫ | | | ૪ |

ઉત્તર (ડાબી બાજુ) — દક્ષિણ (જમણી બાજુ)

પશ્ચિમ

ગોગ્રાસ, શ્વાન, કાક, દેવાદિ, પિપીલિકાદિ પંચબલિ.

આ સાથે આકૃતિના અંકો અનુસાર વીસ આહુતિઓ આપવાની છે. આકૃતિમાં જ્યાં એક અંક લખ્યો છે, ત્યાં **'ધાત્રે નમઃ, ઈદં ધાત્રે ન મમ'** કહીને એક ગ્રાસ મૂકો, પછી જ્યાં ૨નો અંક લખ્યો છે ત્યાં ગૃહદ્વારે બીજો ગ્રાસ મૂકો. આ રીતે ૩ થી ૨૦ સુધીના અંકોવાળી જગ્યાએ ગ્રાસ મૂકતા જાવ–

---

૧. **પારસ્કરગૃહ્યસૂત્ર** (૨/૯/૩)
**'મણિકે ત્રીન્ પર્જન્યાયાદ્ભ્યઃ પૃથિવ્યૈ ॥'**
(હરિહરભાષ્ય પણ આને અનુકૂળ છે.)

************************************************

## (૨) ભૂતયજ્ઞ

૧. ૐ ધાત્રે નમઃ, ઈદં ધાત્રે ન મમ ।
૨. ૐ વિધાત્રે નમઃ, ઈદં વિધાત્રે ન મમ ।
૩. ૐ વાયવે નમઃ, ઈદં વાયવે ન મમ ।
૪. ૐ વાયવે નમઃ, ઈદં વાયવે ન મમ ।
૫. ૐ વાયવે નમઃ, ઈદં વાયવે ન મમ ।
૬. ૐ વાયવે નમઃ, ઈદં વાયવે ન મમ ।
૭. ૐ પ્રાચ્યૈ નમઃ, ઈદં પ્રાચ્યૈ ન મમ ।
૮. ૐ અવાચ્યૈ નમઃ, ઈદમવાચ્યૈ ન મમ ।
૯. ૐ પ્રતીચ્યૈ નમઃ, ઈદં પ્રતીચ્યૈ ન મમ ।
૧૦. ૐ ઉદીચ્યૈ નમઃ, ઈદમુદીચ્યૈ ન મમ ।
૧૧. ૐ બ્રહ્મણે નમઃ, ઈદં બ્રહ્મણે ન મમ ।
૧૨. ૐ અન્તરિક્ષાય નમઃ, ઈદમન્તરિક્ષાય ન મમ ।
૧૩. ૐ સૂર્યાય નમઃ, ઈદં સૂર્યાય ન મમ ।
૧૪. ૐ વિશ્વેભ્યો દેવેભ્યો નમઃ, ઈદં વિશ્વેભ્યો દેવેભ્યો ન મમ ।
૧૫. ૐ વિશ્વેભ્યો ભૂતેભ્યો નમઃ, ઈદં વિશ્વેભ્યો ભૂતેભ્યો ન મમ ।
૧૬. ૐ ઉષસે નમઃ, ઈદમુષસે ન મમ ।
૧૭. ૐ ભૂતાનાં પતયે નમઃ, ઈદં ભૂતાનાં પતયે ન મમ ।

## (૩) પિતૃયજ્ઞ

દક્ષિણ બાજુ મુખ કરીને જનોઈ જમણા ખભે રાખીને ડાબો ઘૂંટણ ટેકવો.

૧૮. ૐ પિતૃભ્યઃ સ્વધા નમઃ, ઈદં પિતૃભ્યઃ સ્વધા ન મમ ।

**નિર્ણેજનમ્ :** પૂર્વ બાજુએ મુખ કરીને સવ્ય થઈને જમણો ઘૂંટણ ટેકવો. અન્નના પાત્રને ધોઈને તે જળ ૧૯મા અંકની જગ્યાએ નીચે આપેલા મંત્ર ભણી રેડો.

************************************************

**૧૯. ૐ યક્ષ્મૈતત્તે નિર્ણેજનં નમઃ, ઈદં યક્ષ્મણે ન મમ ।**

## (૪) મનુષ્ય-યજ્ઞ

જનોઈને કંઠી જેમ કરી ઉત્તરાભિમુખ થઈને ૨૦મા અંક ઉપર ગ્રાસ મૂકો.

**૨૦. ૐ હન્ત તે સનકાદિમનુષ્યેભ્યો નમઃ, ઈદં હન્ત તે સનકાદિમનુષ્યેભ્યો ન મમઃ ।**

## (૫) બ્રહ્મયજ્ઞ

પૂર્વની બાજુએ મોં કરી સવ્ય થઈને પલાંઠી વાળી ત્રણ વાર ગાયત્રીનો જપ કરો.

# પંચબલિ વિધિ

**૧. ગોબલિ (પાંદડા પર) :** મંડળની બહાર પશ્ચિમ બાજુએ નિમ્નલિખિત મંત્ર[1] ભણતાં ભણતાં સવ્ય થઈને ગોબલિ પાંદડા પર આપવી–

**ૐ સૌરભેય્યઃ સર્વહિતાઃ પવિત્રઃ પુણ્યરાશયઃ ।**
**પ્રતિગૃહ્ણન્તુ મે ગ્રાસં ગાવસ્ત્રૈલોક્યમાતરઃ ॥**
**ઈદં ગોભ્યો ન મમ ।**

**૨. શ્વાનબલિ (પાંદડા પર) :** જનોઈની કંઠી કરી નિમ્નલિખિત મંત્રથી કૂતરાને બલિ આપો.

**દ્વૌ શ્વાનૌ શ્યામશબલૌ વૈવસ્વતકુલોદ્ભવૌ ।**
**તાભ્યામન્નં પ્રયચ્છામિ સ્યાતામેતાવહિંસકૌ ॥**
**ઈદં શ્વભ્યાં ન મમ ।**

**૩. કાકબલિ (પૃથ્વી પર) :** અપસવ્ય થઈને નિમ્નલિખિત મંત્ર ભણીને કાગડાઓને ભૂમિ પર અન્ન આપવું–

**ૐ ઐન્દ્રવારુણવાયવ્યા યામ્યા વૈ નૈર્ઋતાસ્તથા ।**
**વાયસાઃ પ્રતિગૃહ્ણન્તુ ભૂમૌ પિણ્ડં મયોજ્ઝિતમ્ ॥**
**ઈદમન્નં વાયસેભ્યો ન મમ ।**

**૪. દેવાદિબલિ (પાંદડા પર) :** સવ્ય થઈને નિમ્નલિખિત મંત્રો ભણીને

---

૧. જો મંત્રનું સ્મરણ ન રહે તો કેવળ 'ગોભ્યો નમઃ' આદિ નામ-મંત્રોથી બલિ પ્રદાન કરી શકાય છે.

દેવતા આદિ માટે અન્ન આપો—

**ૐ દેવા મનુષ્યાઃ પશવો વયાંસિ**
**સિદ્ધાઃ સયક્ષોરગદૈત્યસઙ્ઘાઃ**
**પ્રેતાઃ પિશાચાસ્તરવઃ સમસ્તા**
**યે ચાન્નમિચ્છન્તિ મયા પ્રદત્તમ્ ॥**
**ઈદમન્નં દેવાદિભ્યો ન મમ ।**

**૫. પિપીલિકાદિ બલિ (પાંદડા પર) :** આ પ્રમાણે નીચે આપેલા મંત્રોથી કીડી આદિને બલિ આપો.

**પિપીલિકાઃ કીટપતઙ્ગકાદ્યા**
**બુભુક્ષિતાઃ કર્મનિબન્ધબદ્ધાઃ ।**
**તેષાં હિ તૃપ્ત્યર્થમિદં મયાન્નં**
**તેભ્યો વિસૃષ્ટં સુખિનો ભવન્તુ ॥**
**ઈદમન્નં પિપીલિકાદિભ્યો ન મમ ।**

**અગ્નિનું વિસર્જન :** ત્યાર બાદ હાથ ધોઈને, આચમન કરીને ભસ્મ લગાવો. પછી હાથ જોડીને અગ્નિદેવતાને પ્રણામ કરો. અને નિમ્નલિખિત મંત્ર ભણીને એમનું વિસર્જન કરો—

**ગચ્છ ગચ્છ સુરશ્રેષ્ઠ સ્વસ્થાને પરમેશ્વર ।**
**યત્ર બ્રહ્માદયો દેવાસ્તત્ર ગચ્છ હુતાશન ॥**

**ન્યૂનતાપૂર્તિ :** હવે ન્યૂનતાની પૂર્તિ માટે ભગવાનને પ્રાર્થના કરો—

**પ્રમાદાત્ કુર્વતાં કર્મ પ્રચ્યવેતાધ્વરેષુ યત્ ।**
**સ્મરણાદેવ તદ્ વિષ્ણોઃ સંપૂર્ણં સ્યાદિતિ શ્રુતિઃ ॥**
**યસ્ય સ્મૃત્યા ચ નામોક્ત્યા તપોયજ્ઞક્રિયાદિષુ ।**
**ન્યૂનં સંપૂર્ણતાં યાતિ સદ્યો વન્દે તમચ્યુતમ્ ॥**

**અર્પણ :** હવે પવિત્રી ખોલીને મૂકી દો અને આ વૈશ્વદેવકર્મ ભગવાનને અર્પિત કરી દો—'**અનેન વૈશ્વદેવાખ્યેન કર્મણા શ્રીયજ્ઞસ્વરૂપઃ પરમેશ્વરઃ પ્રીયતામ્ । ૐ તત્સદ્બ્રહ્માર્પણમસ્તુ ।**'

**ૐ વિષ્ણવે નમઃ, વિષ્ણવે નમઃ, વિષ્ણવે નમઃ ।**

~~■~~

# અતિથિ (મનુષ્ય) યજ્ઞ

બલિવૈશ્વદેવ પછી સૌથી પહેલા અતિથિઓને સસમ્માન ભોજન જમાડો.[૧] આ પૂર્વે મનુષ્ય-યજ્ઞમાં જે હન્તકાર અન્ન આપવામાં આવ્યું છે, તેનાથી ભિન્ન અન્ન શ્રેષ્ઠ બ્રાહ્મણોને જે આપવામાં આવે છે, તે મનુષ્ય-યજ્ઞ કહેવાય છે.[૨] એ પણ જોવાનું હોય છે કે નિયમિત ભોજન કરનારા જે ભૃત્યો છે, એમનો ઉપરોધ કોઈ પ્રકારે ન થાય.[૩] અભાવની સ્થિતિમાં મીઠી વાતોથી અતિથિઓને સંતુષ્ટ કરો. શેતરંજી પાથરીને સન્માનસહિત બેસાડો, જળ આપો. આ ત્રણથી પણ અતિથિઓનો જે સત્કાર થાય છે, તે જ્યોતિષ્ટોમથીય વધુ ફળદાયી હોય છે.[૪]

અતિથિઓને કાઢી ન મૂકવા જોઈએ, આવું કરવાથી પાપ લાગે છે. મધ્યાહ્નમાં આવેલા અતિથિની અપેક્ષાએ સૂર્યાસ્ત સમયે આવેલા અતિથિઓનું આઠગણું અધિક મહત્ત્વ[૫] છે. સૂર્યાસ્ત સમયે આવેલા અતિથિને 'સૂર્યોઢ' કહેવામાં આવે છે. 'સૂર્યોઢ' અતિથિ જો કસમયે પણ આવી જાય તો એને જમાડવો જ.[૬]

---

૧. **અતિથિમેવાગ્રે ભોજયેત્ ।** (ધર્મપ્રશ્ન)

૨. **વૈશ્વદેવાદૂર્ધ્વં હન્તકારાન્નવ્યતિરિક્તમન્નમતિથિભ્યો વરેભ્યો બ્રાહ્મણેભ્યો યદ્ દીયતે સ મનુષ્યયજ્ઞસ્તાવતૈવ સમાપ્યતે ।**

૩. **યે ચ નિત્યા ભૃત્યાસ્તેષામનુપરોધેન સંવિભાગો વિહિતઃ ।** (ધર્મપ્રશ્ન)

૪. **જ્યોતિષ્ટોમાદિભ્યોઽપિ દુષ્કરમ્ ।** (ધર્મપ્રશ્ન)

૫. **દિનેઽતિથૌ તુ વિમુખે ગતે યત્ પાતકં ભવેત્ ।
તદેવાષ્ટગુણં પ્રોક્તં સૂર્યોઢે વિમુખે ગતે ॥** (યાજ્ઞવલ્કય)

૬. **અપ્રણોદ્યોઽતિથિઃ સાયં સૂર્યોઢો ગૃહમેધિના ।
કાલે પ્રાપ્તસ્ત્વકાલે વા નાસ્યાનશ્નન્ ગૃહે વસેત્ ॥** (મનુ ૩/૧૦૫)

************************************************************

વૈશ્વદેવ સમયે આવેલા અતિથિને નારાયણનું સ્વરૂપ માનીને એના કુળ, શીલ, આચાર, ગુણ-દોષ, વિદ્યા-અવિદ્યા આદિ પર વિચાર ન કરવો જોઈએ.[1]

## વિશેષ વાતો

(૧) પાત્રાપાત્રનો વિચાર ન કરવાનું માત્ર અતિથિ માટે છે – વૈશ્વદેવ માટે છે. અન્યત્ર પાત્રાપાત્રનો વિચાર બહુ જ અપેક્ષિત છે. દાન તો ખૂબ વિચારીને સત્પાત્રને જ આપવું જોઈએ. જો વિચાર્યા વિના કોઈ કુપાત્રને ખવડાવવામાં આવે તો તે જે કંઈ પાપ કરશે, તેનો ભાગીદાર ખવડાવનારો પણ થશે અને જો શોધીને કોઈ ભગવત્પ્રાપ્ત સંતને ભોજન કરાવડાવામાં આવે તો અન્નદાતાને લાખો બ્રાહ્મણોને ભોજન કરાવવાનું ફળ પ્રાપ્ત થઈ જશે.[2] સાથે સાથે દયા-પરવશ થઈને દીન-દુઃખીઓને જો કંઈ આપવામાં આવે તો તે પણ ફળદાયી હોય છે. લૂલા-લંગડા વગેરેનું પણ ભરણ-પોષણ કરવું જોઈએ, પણ એને દાન[3] ન આપો.

(૨) વૈશ્વદેવ નિત્યકર્મ છે. આમ કરવાથી પ્રત્યવાયના શમનની સાથે સાથે ફળની પણ પ્રાપ્તિ થાય છે, પરંતુ અશૌચમાં એ ન કરવું.

---

૧. **ન પરીક્ષેત ચરિતં ન વિદ્યાં ન કુલં તથા ।**
**ન શીલં ન ચ દેશાદીનતિથેરાગતસ્ય હિ ॥**
**કુરૂપં વા સુરૂપં વા કુચૈલં વા સુવાસસમ્ ।**
**વિદ્યાવન્તમવિદ્યં વા સગુણં વાડથ નિર્ગુણમ્ ॥**
**મન્યેત વિષ્ણુમેવૈતં સાક્ષાન્નારાયણં હરિમ્ ।**
**અતિથિં સમનુપ્રાપ્તં વિચિકિત્સેન્ન કર્હિચિત્ ॥**
(નૃસિંહપુરાણ)

૨. **પરાન્નેનોદરસ્થેન યઃ કરોતિ શુભાશુભમ્ ।**
**અન્નદસ્ય ત્રયો ભાગાઃ કર્તા ભાગેન લિપ્યતે ॥**

૩. (ક) **દયામુદ્દિશ્ય યદ્દાનમપાત્રેભ્યોડપિ દીયતે ।**
**દીનાન્ધકૃપણેભ્યશ્ચ તદાનન્ત્યાય કલ્પતે ॥**
(વ્યાસ)

(ખ) **ભર્તવ્યાસ્તે મહારાજ ન તુ દેયઃ પ્રતિગ્રહઃ ॥** (મહાભા.)

************************************************

(૩) નિત્યકર્મમાં નિત્ય-શ્રાદ્ધ પણ આવે છે. અહીં આગળ એનો પણ ઉલ્લેખ કરવામાં આવ્યો છે. પરંતુ જે લોકો નિત્ય-શ્રાદ્ધ કરી શકતા નથી. તેમના માટે નિમ્નલિખિત રૂપે પણ નિત્યશ્રાદ્ધની પૂર્તિ થઈ જાય છે –

(ક) – નિત્યતર્પણ કરવાથી – **'અપિ વાઽઽપસ્તત્ પિતૃયજ્ઞઃ સંતિષ્ઠેત્.'**

(ખ) - વૈશ્વદેવમાં પિતૃયજ્ઞ કરવાથી – **'વૈશ્વદેવાન્તઃપાતિ સ્વધા પિતૃભ્યઃ' ઈત પૈત્ર્યબલિનૈવ વા નિત્યશ્રાદ્ધાસિદ્ધિઃ।'**

## નિત્ય-શ્રાદ્ધ

શ્રાદ્ધકર્તા શ્રાદ્ધદેશમાં પૂર્વાભિમુખ બેસીને આચમન (પૃ. ૧૮) અને પ્રાણાયામ (પૃ. ૫૮) કરીને **'ૐ પવિત્રે સ્થો.'** આ મંત્ર ભણીને બંને અનામિકાઓમાં પવિત્રી ધારણ કરી લે. ત્યારબાદ ત્રણેય કુશોના અગ્રભાગથી નિમ્નલિખિત મંત્ર ભણીને પોતાના ઉપર અને શ્રાદ્ધ સામગ્રી ઉપર પણ જળ છાંટવું –

**ૐ અપવિત્રઃ પવિત્રો વા સર્વાવસ્થાં ગતોઽપિ વા ।**
**યઃ સ્મરેત્ પુણ્ડરીકાક્ષં સ બાહ્યાભ્યન્તરઃ શુચિઃ ॥**
**દષ્ટિસ્પર્શનાદિદોષાદ્ વસ્તૂનાં પવિત્રતાઽસ્તુ ।**

## પૂર્વજો માટે આસન અને ભોજન પાત્ર

પોતાના આસનથી જમણી બાજુ પિતા, પિતામહ અને પ્રપિતામહ માટે ત્રણ ખાખરાનાં પાંદડાંનું એક આસન ઉત્તરાભિમુખ પાથરવું. એની સામે ચાર પાંદડાંનું એક ભોજનપાત્ર મૂકવું. આ રીતે માતામહ આદિ માટે પણ આસન અને ભોજનપાત્ર મૂકો.

ત્યારબાદ હાથમાં જળ, મોટક અને તલ લઈને સંકલ્પ કરો.

**સંકલ્પ** : (સવ્ય થઈને) **ૐ વિષ્ણવે નમઃ, વિષ્ણવે નમઃ, વિષ્ણવે નમઃ। ૐ અદ્ય** (પૃ. ૧૯)... **ગોત્ર... શર્મા (વર્મા/ગુપ્તઃ) અહં શ્રુતિસ્મૃતિપુરાણોક્તફલપ્રાપ્ત્યર્થ શ્રીભગવત્પ્રીત્યર્થં** (આટલો સંકલ્પ ભણીને દક્ષિણાભિમુખ થઈને અપસવ્ય થઈ જાવ અર્થાત્ જનોઈ અને અંગૂછો ડાબા ખભે મૂકી દો, પછી આગળનો સંકલ્પ બોલવો) **અમુક ગોત્રાણામ્, અમુક શર્મણાં (વર્મણાં/ગુપ્તાનાં) અસ્મત્પિતૃપિતામહપ્રપિતામહાનાં સપત્નીકાનાં તથા ચ અમુક ગોત્રાણામ્, અમુક શર્મણામ્, અસ્મન્માતામહપ્રમાતામહ-વૃદ્ધપ્રમાતામહાનાં સપત્નીકાનાં નિત્યશ્રાદ્ધં કરિષ્યે ।**

– આ સંકલ્પ ભણીને પિતા આદિના આસન ઉપર હાથના તલ, જળ અને મોટક દક્ષિણાગ્ર મૂકી દો.

**સવ્ય** : ત્યારબાદ પૂર્વાભિમુખ બેસીને જનોઈ, ગમછો ડાબા ખભે મૂકીને સવ્ય થઈ જાવ તથા નીચેના મંત્રો ત્રણ ત્રણ વાર ભણો -

**ૐ ભૂર્ભુવઃ સ્વઃ તત્સવિતુર્વરેણ્યં ભર્ગો દેવસ્ય ધીમહિ ધિયો યો નઃ પ્રચોદયાત્ ।**

**ૐ દેવતાભ્યઃ પિતૃભ્યશ્ચ મહાયોગિભ્ય એવ ચ ।**
**નમઃ સ્વધાયૈ સ્વાહાયૈ નિત્યમેવ નમો નમઃ ॥**

**અપસવ્ય** : ત્યારબાદ અપસવ્ય અને દક્ષિણાભિમુખ થઈને ડાબો ઘૂંટણ ભૂમિ પર ટેકવીને તલ, જળ તથા મોટક લઈને નિમ્નલિખિત વાક્યો બોલો.

**ૐ અદ્ય અમુકગોત્રાઃ અસ્મત્પિતૃપિતામહપ્રપિતામહાઃ અમુકામુકશર્માણઃ (વર્માણઃ / ગુપ્તાઃ) સપત્નીકાઃ નિત્યશ્રાદ્ધે ઈદમાસનં ત્રિધા વિભજ્ય યુષ્મભ્યં સ્વધા ।**

મોટક આદિને પિતા આદિના આસન ઉપર દક્ષિણાગ્ર મૂકી દો. આ રીતે ફરી તલ, જળ મોટક લઈને નિમ્નલિખિત વાક્યો બોલો અને મોટક આદિને માતામહ આદિના આસન ઉપર મૂકી દો.

**********************************************************

**ૐ અદ્ય અમુકગોત્રાઃ અસ્મન્માતામહપ્રમાતામહવૃદ્ધપ્રમાતામહાઃ અમુકામુકશર્માણઃ (વર્માણઃ / ગુપ્તાઃ) સપત્નીકાઃ નિત્ય-શ્રાદ્ધે ઈદમાસનં ત્રિધા વિભજ્ય યુષ્મભ્યં સ્વધા ।**

## તલનું વિકિરણ

ત્યારબાદ તલ લઈને પિતૃતીર્થથી **'ૐ અપહતા અપુરા રક્ષાઁ્સિ વેદિષદઃ'** આ મંત્ર ભણીને શ્રાદ્ધદેશમાં તલ મૂકી દેવા.

## આસન પર ચન્દન આદિ

ત્યારબાદ પિતા આદિના આસને ચંદન, પુષ્પ, તલ, તામ્બૂલ ચઢાવો. ધૂપ અને દીપ કરો. નિમ્નલિખિત વાક્ય બોલીને એમને એ અર્પણ કરો–

**ૐ અદ્ય અમુકગોત્રાઃ અસ્મત્પિતૃપિતામહપ્રપિતામહાઃ અમુકામુકશર્માણઃ (વર્માણઃ/ગુપ્તાઃ) સપત્નીકાઃ નિત્યશ્રાદ્ધે એતાનિ ગન્ધપુષ્પધૂપદીપતામ્બૂલાનિ યુષ્મભ્યં સ્વધા ।**

આ રીતે માતામહ આદિના આસને પણ ચંદન આદિ ચઢાવીને નિમ્નલિખિત વાક્યો બોલીને એ અર્પણ કરો–

**ૐ અદ્ય અમુકગોત્રાઃ અસ્મન્માતામહપ્રમાતામહવૃદ્ધપ્રમાતામહાઃ અમુકામુકશર્માણઃ (વર્માણઃ / ગુપ્તાઃ) સપત્નીકાઃ નિત્યશ્રાદ્ધે એતાનિ ગન્ધપુષ્પધૂપદીપતામ્બૂલાનિ યુષ્મભ્યં સ્વધા ।**

## ખાદ્ય પદાર્થો પીરસવા અને તેને અભિમંત્રિત કરવા :

ભોજન પાત્રના ચારે બાજુ જળથી ચોરસ દોરી અન્ન આદિ પીરસો. પછી નિમ્ન મંત્ર ભણીને અન્નને અભિમંત્રિત કરો–

**ૐ મધુ વાતા ઋતાયતે મધુ ક્ષરન્તિ સિન્ધવઃ । માધ્વીર્નઃ સન્ત્વોષધીઃ ॥ મધુ નક્તમુતોષસો મધુમત્પાર્થિવઁ્રજઃ । મધુ દ્યૌરસ્તુ નઃ પિતા ॥ મધુમાન્નો વનસ્પતિર્મધુમાઁ ૨ અસ્તુ સૂર્યઃ । માધ્વીર્ગાવો ભવન્તુ નઃ ॥ ૐ મધુ મધુ મધુ ॥**

(શુ.ય. ૧૩/૨૭-૨૯, ૩૭/૧૩)

## અન્નનો સ્પર્શ

બંને હાથોને અન્નપાત્રનો સ્પર્શ કરતાં કરતાં વ્યસ્તરૂપે રાખો. અર્થાત્ ડાબો હાથ પોતાની જમણી બાજુ ઊંધો અને તેના પર જમણો હાથ ડાબી બાજુ ઊંધો રાખી નિમ્નલિખિત મંત્ર ભણો—

**ૐ પૃથ્વી તે પાત્રં દ્યૌરપિધાનં બ્રાહ્મણસ્ય મુખે અમૃતે અમૃતં જુહોમિ સ્વાહા । ૐ ઇદં વિષ્ણુર્વિ ચક્રમે ત્રેધા નિ દધે પદમ્ । સમૂઢમસ્ય પાઁ્સુરે સ્વાહા । ૐ વિષ્ણો કવ્યમિદં રક્ષ મદીયમ્ ।**

હવે ડાબા હાથને એમ જ રાખી જમણા હાથને ઊલટાવી અંગૂઠાથી અન્ન આદિનો સ્પર્શ કરો.

**ઇદમન્નમ્** (અન્નનો સ્પર્શ) ।

**ઇમા આપઃ** (જળનો સ્પર્શ) ।

**ઇદમાજ્યમ્** (ઘીનો સ્પર્શ) ।

**ઇદં હવિઃ** (ફરી અન્નનો સ્પર્શ) ।

## તલ વેરવા

ખોરાકના રક્ષણ માટે નિમ્નલિખિત વાક્ય ભણીને અન્નપાત્રની ચારે બાજુ તલ વેરો.

**ૐ અપહતા અસુરા રક્ષાઁ્સિ વેદિષદઃ ।**

## અન્નનો સંકલ્પ

મોટક, તલ, જળ લઈને નિમ્નલિખિત વાક્યો બોલીને પિતા આદિના ભોજનપાત્ર પાસે તલ વગેરે મૂકી દેવા—

**ૐ અમુકગોત્રાઃ અસ્મત્પિતૃપિતામહપ્રપિતામહાઃ અમુકામુકશર્માણઃ (વર્માણઃ/ગુપ્તાઃ) સપત્નીકાઃ ઇદમન્નં સોપસ્કરં યુષ્મભ્યં સ્વધા ।**

આ રીતે માતામહ આદિને અન્ન આપો તથા મોટક, તલ, જળ, લઈને નિમ્ન-લિખિત વાક્યો બોલીને માતામહ આદિના ભોજનપાત્ર પાસે તલ વગેરે મૂકી દો—

**ૐ અદ્ય અમુકગોત્રાઃ અસ્મન્માતામહપ્રમાતામહવૃદ્ધપ્રમાતામહાઃ અમુકામુકશર્માણઃ (વર્માણઃ/ગુપ્તાઃ) સપત્નીકાઃ ઇદમન્નં સોપસ્કરં યુષ્મભ્યં સ્વધા ।**

**********************************************************

## કર્મની પૂર્ણતા માટે પ્રાર્થના

ત્યાર બાદ હાથ જોડી કર્મની પૂર્ણતા માટે પ્રાર્થના કરો–

**અન્નહીનં ક્રિયાહીનં વિધિહીનં ચ યદ્ ભવેત્ ।**
**અચ્છિદ્રમસ્તુ તત્સર્વં પિત્રાદીનાં પ્રસાદતઃ ॥**

## મંત્રપાઠ

ત્યારબાદ ગાયત્રી-મંત્ર અને **ૐ મધુ વાતા०** (પા. ૧૬૦) મંત્રનો પાઠ કરો. યથાશક્તિ પુરુષસૂક્તનો પણ પાઠ કરો. 'ૐ ઉદીરતામવર०' (યજુ. ૧૯/૪૯) આદિ મંત્રોનો પણ પાઠ કરો.

## દક્ષિણાનો સંકલ્પ

હાથમાં દક્ષિણા લઈને નિમ્નલિખિત સંકલ્પ ભણવો–

**ૐ અદ્ય અમુકગોત્રાણામ્, અસ્મત્પિતૃપિતામહપ્રપિતામહાનામ્, અમુકામુકશર્મણાં (વર્મણાં/ગુપ્તાનાં) સપત્નીકાનાં તથા અમુકામુકગોત્રાણામ્, અસ્મન્માતામહપ્રમાતામહવૃદ્ધપ્રમાતામહાનામ્, અમુકામુકશર્મણાં સપત્નીકાનાં વસુરુદ્રાદિત્યસ્વરૂપાણાં કૃતૈતન્નિત્યશ્રાદ્ધપ્રતિષ્ઠાર્થમિદમમુકદૈવતં દક્ષિણાદ્રવ્યમ્ અમુકગોત્રાય અમુકશર્મણે બ્રાહ્મણાય દાતુમહમુત્સૃજે ।**

આ પ્રમાણે સંકલ્પ ભણીને દક્ષિણા બ્રાહ્મણને આપી દો. દક્ષિણામાં ફળ-મૂળ પણ આપી શકાય છે.

## પ્રાર્થના

હાથ જોડી ભગવાનને પ્રાર્થનાપૂર્વક નિમ્ન-મંત્રથી પ્રણામ કરો–

**પ્રમાદાત્કુર્વતાં કર્મ પ્રચ્યવેતાધ્વરેષુ યત્ ।**
**સ્મરણાદેવ તદ્ વિષ્ણોઃ સંપૂર્ણં સ્યાદિતિ શ્રુતિઃ ॥**
**યસ્ય સ્મૃત્યા ચ નામોક્ત્યા તપોયજ્ઞક્રિયાદિષુ ।**
**ન્યૂનં સમ્પૂર્ણતાં યાતિ સદ્યો વન્દે તપચ્યુતમ્ ॥**

## ભગવાનને અર્પણ

શ્રાદ્ધનું અન્ન બ્રાહ્મણને આપો અથવા જળમાં નાખી દો. ત્યારબાદ હાથ જોડીને આ શ્રાદ્ધ-કર્મને નીચે લખેલું વાક્ય ભણી ભગવાનને અર્પણ કરી દો–

**અનેન કૃતેન નિત્યશ્રાદ્ધકર્મણા ભગવાન્ ગદાધરઃ પ્રીયતાં ન મમ, ૐ તત્સદ્ બ્રહ્માર્પણમસ્તુ ।**

**વિષ્ણવે નમઃ, વિષ્ણવે નમઃ, વિષ્ણવે નમઃ ।**

*********************************************

## વાર્ષિક તિથિએ શ્રાદ્ધ નિમિત્તે બ્રહ્મભોજનનો સંકલ્પ

પિતા, પિતામહ, પ્રપિતામહ આદિની વાર્ષિક તિથિએ સમયાભાવ અથવા કોઈ કારણવશ વાર્ષિક એકોદિષ્ટ શ્રાદ્ધ ન થઈ શકે તો પૂર્વાભિમુખ થઈ નિમ્નલિખિત સંકલ્પ કરો–

**ૐ અદ્ય વિક્રમસંવત્સરે (અમુક) સંખ્યકે (અમુક) માસે (અમુક) પક્ષે (અમુક) તિથૌ (અમુક) વાસરે (અમુક) ગોત્રસ્ય અસ્મત્પિતુઃ[1] (અમુક) સાંકલ્પિકશ્રાદ્ધં તથા બલિવૈશ્વદેવાખ્યં પઞ્ચબલિકર્મ ચ કરિષ્યે ।**

(બલિવૈશ્વદેવ પા.નં. ૧૫૦ તથા પંચબલિ પા. નં. ૧૫૩ મુજબ કરો).

તત્પશ્ચાત દક્ષિણાભિમુખ થઈ અપસવ્ય કરીને મોટક-તલ-જળ લઈ નિમ્નલિખિત સંકલ્પ કરો–

**ૐ અદ્ય (અમુક) ગોત્રાય પિત્રે (અમુક) શર્મણે (વર્મણે/ગુપ્તાય સાંકલ્પિકશ્રાદ્ધે ઈદમન્નં પરિવિષ્ટં પરિવેષ્યમાણં બ્રાહ્મણભોજન-તૃપ્તિપર્યન્તં સોપસ્કરં તે સ્વધા ।** સવ્ય તથા પૂર્વાભિમુખ થઈને આશીર્વાદ માટે નિમ્નલિખિત પ્રાર્થના કરો–

**ૐ ગોત્રં નો વર્ધતાં દાતારો નોઽભિવર્ધન્તામ્ । વેદાઃ સન્તતિરેવ ચ । શ્રદ્ધા ચ નો મા વ્યગમદ્ બહુદેયં ચ નોઽસ્તુ । અન્નં ચ નો બહુ ભવેદતિથીંશ્ચ લભેમહિ । યાચિતારશ્ચ નઃ સન્તુ મા ચ યાચિષ્મ કઞ્ચન । એતાઃ સત્યા આશિષઃ સન્તુ ॥** પછી દક્ષિણાનો સંકલ્પ આ પ્રમાણે કરો–

**કૃતૈતચ્છ્રાદ્ધપ્રતિષ્ઠાર્થં દક્ષિણાદ્રવ્યં યથાનામગોત્રાય બ્રાહ્મણાય દાતુમહમુત્સૃજે ।** ત્યારબાદ નિમ્ન પ્રાર્થના કરો.

**અન્નહીનં ક્રિયાહીનં વિધિહીનં ચ યદ્ભવેત્ ।**
**તત્સર્વમચ્છિદ્રમસ્તુ પિત્રાદીનાં પ્રસાદતઃ ॥**
**પ્રમાદાત્ કુર્વતાં કર્મ પ્રચ્યવેતાધ્વરેષુ યત્ ।**
**સ્મરણાદેવ તદ્વિષ્ણોઃ સંપૂર્ણં સ્યાદિતિ શ્રુતિઃ ॥**

~~■~~

---

૧. 'પિતુઃ'ની જગ્યાએ દાદાને 'પિતામહસ્ય' તથા પરદાદાને 'પ્રપિતામહસ્ય' કહેવું.

# ભોજનાદિ શયનાન્તવિધિ

**ભોજન વિધિ :** ભોજનગૃહમાં પ્રવેશ કરતાં પહેલાં હાથ-પગ ધોઈને દાંત ઘસીને સાફ કરી નાખવા. પછી કોગળા કરી **'ૐ ભૂર્ભુવઃ સ્વઃ'** - આ મંત્રથી બે વાર આચમન કરવું. પછી યોગ્ય પાટલા પર પૂર્વ કે ઉત્તર બાજુ મુખ કરી બેસી જવું. થાળ મૂકવાની જગ્યાએ જમણી બાજુએથી થાળ જેટલો ચોરસ બાજુએથી જળથી દોરવો. ભગવાનને ધરાવેલા અન્નને પાત્રોમાં પીરસાવી (જો ધરાવ્યો ન હોય તો ભગવાનને નિવેદન કરીને) હાથ જોડી પ્રણામ કરો. અને **'ૐ અસ્માકં નિત્યમસ્ત્વેતત્'** કહીને પ્રાર્થના કરો. પછી હાથમાં જળ લઈને (દિવસે) **'સત્યં ત્વર્તેન ત્વા પરિષિઞ્ચામિ'** અને (રાત્રે) **'ઋતું ત્વા સત્યેન પરિષિઞ્ચામિ'** કહીને પ્રોક્ષણ કરો.

હવે પાત્રોમાંથી દસ કે પાંચ આંગળ દૂર જમણી બાજુએ પૃથ્વી પર જળનું આસન આપીને નિમ્નલિખિત મંત્ર ભણીને ત્રણ ગ્રાસ કાઢવા–

| | |
|---|---|
| ૧. **ૐ ભૂપતયે સ્વાહા ।**<br>૨. **ૐ ભુવનપતયે સ્વાહા ।**<br>૩. **ૐ ભૂતાનાં પતયે સ્વાહા ।** | આ મંત્રોથી પૃથ્વી, ચૌદ ભુવનો તથા સંપૂર્ણ પ્રાણીઓના સ્વામી પરમાત્માની તૃપ્તિ થઈ જાય છે, જેથી સૌની તૃપ્તિ સ્વતઃ થઈ જાય છે. |

**પંચ પ્રાણાહુતિ :** ત્યારબાદ જમણા હાથમાં થોડુંક જળ લઈને **'ૐ અમૃતોપસ્તરણમસિ સ્વાહા'** આ મંત્રથી આચમન કરો (અર્થાત્ ભોજન પૂર્વે અમૃતરૂપી જળનું આસન પ્રદાન કરો) અવાજ ન થવો જોઈએ. ત્યારબાદ મૌન રહીને બોર જેવડા પાંચ ગ્રાસ દ્વારા નિમ્નલિખિત મંત્રોથી પ્રાણાહુતિઓ આપો.

૧. **ૐ પ્રાણાય સ્વાહા ।**
૨. **ૐ અપાનાય સ્વાહા ।**
૩. **ૐ વ્યાનાય સ્વાહા ।**
૪. **ૐ ઉદાનાય સ્વાહા ।**
૫. **ૐ સમાનાય સ્વાહા ।**

પછી હાથ ધોઈ પ્રસાદ ગ્રહણ કરો. ભગવાન દ્વારા ગ્રહણ કરાયેલ હોવાને કારણે એના આસ્વાદન સમયે અવશ્ય એમના પ્રેમનું સ્મરણ થતું રહેશે.

જેમના પિતા કે જ્યેષ્ઠ ભાઈ હયાત હોય, તેમને પ્રાણાહુતિ સુધી જ મૌન રાખવું જોઈએ. વધેલા બોર જેટલા અન્નને જમણા હાથમાં મૂકી થોડુંક જળ પણ મૂકી, એને નિમ્નલિખિત મંત્ર ભણીને બલિસ્થાન તરફ મૂકી દેવું.

**અસ્મત્કુલે મૃતા યે ચ પિતૃલોકવિવર્જિતાઃ ।**
**ભુઞ્જન્તુ મમ ચોચ્છિષ્ટં... પાત્રાચ્ચૈવ બહિઃ ક્ષિપેત્ ॥**

ત્યારબાદ જમણા હાથમાં જળ લઈને નિમ્નલિખિત મંત્ર ભણતાં ભણતાં **'ॐ અમૃતાપિધાનમસિ સ્વાહા ।'** અડધું જળ પી લેવું અને વધેલા અડધા જળને નિમ્ન મંત્ર ભણતાં ભણતાં ઉચ્છિષ્ટ અન્ન પર રેડી દેવું–

**રૌરવેડપુણ્યનિલયે પદ્માર્બુદનિવાસિનામ્ ।**
**અર્થિનામુદકં દત્તમક્ષય્યમુપતિષ્ઠતુ ॥**

(દે૦ ભા૦ ૧૧/૨૩/૩)

હવે બધું જ બલિ અન્ન લઈને આંગણામાં આવી જવું અને તે કાગડાઓને નાખી દો. હાથ અને મોં ધોઈ ડાબી બાજુએ સોળ કોગળા કરો. થોડું જળ લઈને હથેળી પર મૂકો અને એને બંને હથેળીઓમાં ખૂબ ઘસીને બંને આંખોમાં અંગૂઠાની મદદ વડે નાખી દો. આ વખતે નિમ્નલિખિત મંત્રો ભણતા રહો–

**શર્યાતિં ચ સુકન્યાં ચ ચ્યવનં શક્રમશ્વિનૌ ।**
**ભોજનાન્તે સ્મરન્નક્ષ્ણોરઙ્ગુલાગ્રામ્બુ નિક્ષિપેત્ ॥**

ઉચિત પરિપાક માટે નિમ્નલિખિત મંત્ર ભણતાં ભણતાં ત્રણવાર ઉદર પર હાથ ફેરવો–

**અગસ્ત્યં વૈનતેયં ચ શનિં ચ વડવાનલમ્ ।**
**અન્નસ્ય પરિણામાર્થં સ્મરેદ્ ભીમં ચ પઞ્ચમમ્ ॥**

**********************************************************

ભોજન બાદ ભગવાન પર ચઢેલ તુલસી, લવિંગ, ઈલાયચી આદિ ખાઓ.[1]

## ભોજન બાદનાં કૃત્ય

**હળવો વિશ્રામ :** ભોજન બાદ હળવો વિશ્રામ અપેક્ષિત છે. પણ દિવસે ઊંઘવાની મનાઈ છે.[2] ભોજન બાદ લગભગ સો ડગલાં ચાલીને આઠ શ્વાસ સુધી ચત્તા, સોળ શ્વાસ સુધી જમણા પડખે અને બત્રીસ શ્વાસ સુધી ડાબે પડખે સૂવું જોઈએ. તેનાથી પાચનમાં સુવિધા રહે છે અને આળસ પણ દૂર થઈ જાય છે.

**પુરાણ આદિનું અનુશીલન :** વિશ્રામ પછી પોતાના કર્તવ્ય–કાર્યોમાં જોડાઈ જવું જોઈએ. શાસ્ત્રોએ કહ્યું છે કે ભોજન પછી ઈતિહાસ, પુરાણ અને ધર્મશાસ્ત્ર આદિના અનુશીલનમાં તથા પોતાની આજીવિકામાં સમયનો સદુપયોગ કરવો જોઈએ. વ્યર્થ સમય ખોવો ન જોઈએ.'

**લોકયાત્રા[4] અને સંધ્યોપાસન :** સૂર્યાસ્ત પૂર્વે સવા કલાક અગાઉ મંદિરોમાં દર્શન માટે નીકળવું. ઝડપથી ચાલો, જેથી ભ્રમણનું કાર્ય પણ થઈ જાય. આમ તો પ્રાતઃભ્રમણનું મહત્ત્વ અત્યાધિક છે. સૂર્યાસ્તથી ૨૪ મિનિટ પૂર્વે સંધ્યોપાસન માટે બેસી જવું જોઈએ. આથી પહેલા પગ, હાથ, મુખ ધોઈને ધોતિયું બદલી આચમન કરી લેવું જોઈએ. સાંયકાળે પણ સ્નાન કરી

---

૧. શાસ્ત્રાનુસાર ભોજન કરવાની પૂર્ણ વિધિ અહીં લખવામાં આવી છે. પણ જો મંત્ર સ્મરણ ન હોય તો ભાવાનુસાર કેવળ ક્રિયા દ્વારા પણ વિધિ પૂરી કરી શકાય છે.

૨. **દિવાસ્વાપં ન કુર્વીત..............................।** (દક્ષ)

૩. **ઈતિહાસપુરાણાનિ ધર્મશાસ્ત્રાણિ ચાભ્યસેત્ ।**
**વૃથાવિનોદવાક્યાનિ પરિવાદાંશ્ચ વર્જયેત્ ॥**
(અત્રિ)

૪. **ગ્રામે યાન્યાગારાણિ દેવતાનાં તદીક્ષણાત્ ।**
**લોકયાત્રેતિ કથિતા તાં કુર્વન્ પુણ્યભાગ્ભવેત્ ॥**

શકાય છે, પણ આવશ્યક નથી. સંધ્યોપાસના પછી નિત્ય એકાગ્રતાથી ભગવત્સ્મરણ કરો તથા પોતાના ઈષ્ટદેવનો જપ કરો. કપડું ધોઈને ભગવાન પર ચઢેલા ચંદન વગેરેને લૂંછી નાખવું જોઈએ. ભોગ લગાવીને આરતી ઉતારવી જોઈએ. શયન કરાવવું જોઈએ.

**સાંધ્યદીપ :** સૂર્યાસ્ત સમયે દીવો પ્રગટાવી દેવો જોઈએ. એનાથી લક્ષ્મીની પ્રાપ્તિ થાય છે. પ્રગટાવ્યા પછી નિમ્નલિખિત મંત્રોથી દીપકને પ્રકાશરૂપ બ્રહ્મ સમજીને પ્રણામ કરો–

**દીપો જ્યોતિઃ પરં બ્રહ્મ દીપો જ્યોતિર્જનાર્દનઃ ।**
**દીપો હરતુ મે પાપં સાંધ્યદીપ! નમોऽસ્તુ તે ॥**
**શુભં કરોતુ કલ્યાણમારોગ્યં સુખસમ્પદમ્ ।**
**શત્રુબુદ્ધિવિનાશં ચ દીપજ્યોતિર્નમોऽસ્તુ તે ॥**

દીપકને દીવી કે અક્ષત આદિ પર મૂકવો જોઈએ. જમીન પર મૂકવાનો નિષેધ છે. સાયંકાળે ભોજન કર્યા બાદ દિવસ આખાયનાં પોતાનાં કૃત્યોનું સિંહાવલોકન કરવું જોઈએ.

**આત્મનિરીક્ષણ[1] અને પ્રભુસ્મરણ** - રાત્રિએ સૂતાં પૂર્વે પ્રત્યેક વ્યક્તિએ થોડાક સમય માટે આત્મનિરીક્ષણ કરવું જોઈએ કે મારા શરીર, વચન અને મનથી શાસ્ત્ર વિપરીત કોઈ ક્રિયા તો થઈ નથીને અને જો થઈ ગઈ હોય તો તેના માટે ભગવન્નામનો જપ અને ફરી ન થાય તે માટે મનમાં સંકલ્પ કરો. દિવસભરના પ્રત્યેક કર્મમાં ભગવાનનું સ્મરણ થતું રહે છે કે નહીં તે જુઓ, જો ન થયું હોય તો દીનભાવે ભગવાનને પ્રાર્થના કરવી જોઈએ, જેથી તેમનું સ્મરણ નિરંતર થતું રહે. સૂતાં પૂર્વે ગુરુજનોની સેવા કરવી જોઈએ. તત્પશ્ચાત્ ભગવાનની માનસિક સેવા કરતાં કરતાં એમના જ ચરણોમાં સૂઈ જવું.

~~■~~

૧. **પ્રત્યહં પર્યવેક્ષેત નરશ્ચરિતમાત્મનઃ ।**

# વિશિષ્ટ પૂજા-પ્રકરણ

[કોઈ પણ યજ્ઞાદિ મહોત્સવો, પૂજા—અનુષ્ઠાનો અથવા નવરાત્રિ પૂજન, શિવરાત્રિમાં શિવ-પૂજન, પાર્થિવ-પૂજન, રુદ્રાભિષેક, સત્યનારાયણપૂજન, દીપાવલી-પૂજન આદિ કર્મોમાં પ્રારંભે સ્વસ્તિવાચન, પુણ્યાહવાચન, ગણેશ-કળશ-નવગ્રહ તથા રક્ષા-વિધાન આદિ કર્મો સંપન્ન કરવામાં આવે છે, ત્યારબાદ મુખ્ય-પૂજન કરવામાં આવે છે. માટે અહીંયાં પણ એ પૂજા-વિધાન આપવામાં આવ્યું છે. નાન્દીમુખ શ્રાદ્ધ તથા વિશેષ અનુષ્ઠાનોના મુખ્ય દેવનું પૂજન-વિધાન અહીં આપવામાં આવ્યું નથી. અન્ય પદ્ધતિઓને જોઈને એ કરવું જોઈએ.]

દેવપૂજનમાં વેદમંત્રો, પછી આગમ મંત્રો અને છેલ્લે નામ-મંત્રોનું ઉચ્ચારણ કરવામાં આવે છે. અહીં એ જ ક્રમનો આધાર લેવામાં આવ્યો છે. જેને વેદ મંત્રો ન આવડતા હોય તેમણે આગમ-મંત્રોનો પ્રયોગ કરવો જોઈએ અને છતાંય જો શુદ્ધ ઉચ્ચારણ ન કરી શકાય તો તેમના નામ મંત્રોથી પૂજન કરવું જોઈએ.

પૂજા પૂર્વે પાત્રોને ક્રમાનુસાર યથાસ્થાને (પા. નં. ૧૧૫) મૂકીને પૂર્વ દિશા સામે મુખ રાખી, આસન પર બેસવું અને ત્રણ વાર આચમન કરવું જોઈએ—

**ૐ કેશવાય નમઃ । ૐ નારાયણાય નમઃ । ૐ માધવાય નમઃ ।**

આચમન બાદ જમણા હાથના અંગૂઠાના મૂળ ભાગથી '**ૐ હૃષીકેશાય નમઃ, ૐ ગોવિન્દાય નમઃ**' કહીને હોઠ લૂછી હાથ ધોઈ નાખવા જોઈએ. ત્યારબાદ નિમ્નલિખિત મંત્રોથી પવિત્રી ધારણ કરવી—

**'પવિત્રે સ્થો વૈષ્ણવ્યો સવિતુર્વઃ પ્રસવ ઉત્પુનામ્યચ્છિદ્રેણ પવિત્રેણ સૂર્યસ્ય રશ્મિભિઃ। તસ્ય તે પવિત્રપતે પવિત્રપૂતસ્ય યત્કામઃ પુને તચ્છકેયમ્ ।'**

પવિત્રી ધારણ કર્યા બાદ પ્રાણાયામ (પા. ૫૬ થી ૫૯) કરો.

ત્યારબાદ ડાબા હાથમાં જળ લઈને જમણા હાથ વડે પોતાના ઉપર અને પૂજા સામગ્રી પર છાંટવું જોઈએ–

**ૐ અપવિત્રઃ પવિત્રો વા સર્વાવસ્થાં ગતોઽપિ વા ।**
**યઃ સ્મરેત્ પુણ્ડરીકાક્ષં સ બાહ્યાભ્યન્તરઃ શુચિઃ ॥**

**ૐ પુણ્ડરીકાક્ષઃ પુનાતુ, ૐ પુણ્ડરીકાક્ષઃ પુનાતુ, ૐ પુણ્ડરીકાક્ષઃ પુનાતુ ।**

ત્યારબાદ પાત્રમાં અષ્ટદળ-કમળ બનાવી જો ગણેશ-અંબિકાની મૂર્તિ ન હોય તો સોપારીમાં નાડાછડી વીંટીને અક્ષત ઉપર સ્થાપિત કર્યા બાદ હાથમાં અક્ષત અને પુષ્પ લઈને સ્વસ્ત્યયન ભણવું જોઈએ.

## સ્વસ્ત્યયન

**ૐ આ નો ભદ્રાઃ ક્રતવો યન્તુ વિશ્વતોઽદબ્ધાસો અપરીતાસ ઉદ્ભિદઃ । દેવા નો યથા સદમિદ્ વૃધે અસન્નપ્રાયુવો રક્ષિતારો દિવે દિવે ॥ દેવાનાં ભદ્રા સુમતિર્ૠજૂયતાં દેવાનાઁ્રાતિરભિ નો નિવર્તતામ્ । દેવાનાઁ્ સખ્યમુપસેદિમા વયં દેવા ન આયુઃ પ્રતિરન્તુ જીવસે ॥ તાન્પૂર્વયા નિવિદા હૂમહે વયં ભગં મિત્રમદિતિં દક્ષમસ્રિધમ્ ॥ અર્યમણં વરુણઁ્સોમમશ્વિના સરસ્વતી નઃ સુભગા મયસ્કરત્ ॥ તન્નો વાતો મયોભુ વાતુ ભેષજં તન્માતા પૃથિવી તત્પિતા દ્યૌઃ । તદ્ ગ્રાવાણઃ સોમસુતો મયોભુવસ્તદશ્વિના શૃણુતં ધિષ્ણ્યા યુવમ્ ॥ તમીશાનં જગતસ્તસ્થુષસ્પતિં ધિયાઞ્ચિન્વમવસે હૂમહે વયમ્ । પૂષા નો યથા વેદસામસદ્ વૃધે રક્ષિતા પાયુરદબ્ધઃ સ્વસ્તયે ॥ સ્વસ્તિ ન ઈન્દ્રો વૃદ્ધશ્રવાઃ સ્વસ્તિ નઃ પૂષા વિશ્વવેદાઃ । સ્વસ્તિ નસ્તાર્ક્ષ્યો અરિષ્ટનેમિઃ સ્વસ્તિ નો બૃહસ્પતિર્દધાતુ ॥ પૃષદશ્વા મરુતઃ પૃશ્નિમાતરઃ શુભં યાવાનો વિદથેષુ જગ્મયઃ । અગ્નિજિહ્વા મનવઃ સૂરચક્ષસો વિશ્વે નો દેવા અવસાગમન્નિહ ॥ ભદ્રં કર્ણેભિઃ શૃણુયામ દેવા ભદ્રં પશ્યેમાક્ષભિર્યજત્રાઃ । સ્થિરૈરઙ્ગૈસ્તુષ્ટુવાઁ્સસ્તનૂભિર્વ્યશેમહિ દેવહિતં યદાયુઃ ॥ શતમિન્નુ શરદો અન્તિ દેવા યત્રા નશ્ચક્રા જરસં તનૂનામ્ । પુત્રાસો યત્ર**

************************************************

પિતરો ભવન્તિ મા નો મધ્યા રીરિષતાયુર્ગન્તોઃ ॥ અદિતિર્દ્યૌરદિતિરન્તરિક્ષમદિતિર્માતા સ પિતા સ પુત્રઃ । વિશ્વે દેવા અદિતિઃ પઞ્ચ જના અદિતિર્જાતમદિતિર્જનિત્વમ્ ॥ (શુ૦ ય૦ ૨૫/૧૪-૨૩) દ્યૌઃ શાન્તિરન્તરિક્ષઁ શાન્તિઃ પૃથિવી શાન્તિરાપઃ શાન્તિરોષધયઃ શાન્તિઃ । વનસ્પતયઃ શાન્તિર્વિશ્વે દેવાઃ શાન્તિર્બ્રહ્મ શાન્તિઃ સર્વઁ શાન્તિઃ શાન્તિરેવ શાન્તિઃ સા મા શાન્તિરેધિ ॥ (શુ. ય૦ ૩૬/૧૭) યતો યતઃ સમીહસે તતો નો અભયં કુરુ । શં નઃ કુરુ પ્રજાભ્યોઽભયં નઃ પશુભ્યઃ ॥ સુશાન્તિર્ભવતુ ॥ (શુ૦ ય૦ ૩૬/૨૨)

શ્રીમન્મહાગણાધિપતયે નમઃ । લક્ષ્મીનારાયણાભ્યાં નમઃ । ઉમામહેશ્વરાભ્યાં નમઃ વાણીહિરણ્યગર્ભાભ્યાં નમઃ । શચીપુરન્દરાભ્યાં નમઃ । માતૃપિતૃચરણકમલેભ્યો નમઃ । ઈષ્ટદેવતાભ્યો નમઃ । કુલદેવતાભ્યો નમઃ । ગ્રામદેવતાભ્યો નમઃ । વાસ્તુદેવતાભ્યો નમઃ । સ્થાનદેવતાભ્યો નમઃ । સર્વેભ્યો દેવેભ્યો નમઃ । સર્વેભ્યો બ્રાહ્મણેભ્યો નમઃ । ૐ સિદ્ધિબુદ્ધિસહિતાય શ્રીમન્મહાગણાધિપતયે નમઃ ।

સુમુખશ્ચૈકદન્તશ્ચ કપિલો ગજકર્ણકઃ ।
લમ્બોદરશ્ચ વિકટો વિઘ્નનાશો વિનાયકઃ ॥
ધૂમ્રકેતુર્ગણાધ્યક્ષો ભાલચન્દ્રો ગજાનનઃ ।
દ્વાદશૈતાનિ નામાનિ યઃ પઠેચ્છૃણુયાદપિ ॥
વિદ્યારમ્ભે વિવાહે ચ પ્રવેશે નિર્ગમે તથા ।
સઙ્ગ્રામે સંકટે ચૈવ વિઘ્નસ્તસ્ય ન જાયતે ॥
શુક્લામ્બરધરં દેવં શશિવર્ણં ચતુર્ભુજમ્ ।
પ્રસન્નવદનં ધ્યાયેત્ સર્વવિઘ્નોપશાન્તયે ॥
અભીપ્સિતાર્થસિદ્ધ્યર્થં પૂજિતો યઃ સુરાસુરૈઃ ।
સર્વવિઘ્નહરસ્તસ્મૈ ગણાધિપતયે નમઃ ॥
સર્વમઙ્ગલમાઙ્ગલ્યે! શિવે! સર્વાર્થસાધિકે ।
શરણ્યે ત્ર્યમ્બકે! ગૌરિ નારાયણિ નમોઽસ્તુ તે ॥

સર્વદા સર્વકાર્યેષુ નાસ્તિ તેષામમઙ્ગલમ્ ।
યેષાં હૃદિસ્થો ભગવાન્ મઙ્ગલાયતનં હરિઃ ॥
તદેવ લગ્નં સુદિનં તદેવ તારાબલં ચન્દ્રબલં તદેવ ।
વિદ્યાબલં દેવબલં તદેવ લક્ષ્મીપતે તેઽઙ્ઘ્રિયુગં સ્મરામિ ॥
લાભસ્તેષાં જયસ્તેષાં કુતસ્તેષાં પરાજયઃ ।
યેષામિન્દીવરશ્યામો હૃદયસ્થો જનાર્દનઃ ॥
યત્ર યોગેશ્વરઃ કૃષ્ણો યત્ર પાર્થો ધનુર્ધરઃ
તત્ર શ્રીર્વિજયો ભૂતિર્ધ્રુવા નીતિર્મતિર્મમ ॥
અનન્યાશ્ચિન્તયન્તો માં યે જનાઃ પર્યુપાસતે ।
તેષાં નિત્યાભિયુક્તાનાં યોગક્ષેમં વહામ્યહમ્ ॥
સ્મૃતેઃ સકલકલ્યાણં ભાજનં યત્ર જાયતે ।
પુરુષં તમજં નિત્યં વ્રજામિ શરણં હરિમ્ ॥
સર્વેષ્વારમ્ભકાર્યેષુ ત્રયસ્ત્રિભુવનેશ્વરાઃ ।
દેવા દિશન્તુ નઃ સિદ્ધિં બ્રહ્મેશાનજનાર્દનાઃ ॥
વિશ્વેશં માધવં ઢુણ્ઢિં દણ્ડપાણિં ચ ભૈરવમ્ ।
વન્દે કાશીં ગુહાં ગઙ્ગાં ભવાનીં મણિકર્ણિકામ્ ॥
વક્રતુણ્ડ મહાકાય કોટિસૂર્યસમપ્રભ ।
નિર્વિઘ્નં કુરુ મે દેવ સર્વકાર્યેષુ સર્વદા ॥

ગણેશામ્બિકાભ્યાં નમઃ ॥

હાથમાં લીધેલા અક્ષત-પુષ્પો ગણેશામ્બિકા ઉપર ચઢાવી દો. ત્યારબાદ જમણા હાથમાં જળ, અક્ષત અને દ્રવ્ય લઈને સંકલ્પ કરો.

## (ક) નિષ્કામ સંકલ્પ

ૐ વિષ્ણુર્વિષ્ણુર્વિષ્ણુઃ શ્રીમદ્ભગવતો મહાપુરુષસ્ય વિષ્ણોરાજ્ઞયા પ્રવર્તમાન બ્રહ્મણોઽહ્નિ દ્વિતીયપરાર્ધે શ્રીશ્વેતવારાહકલ્પે વૈવસ્વતમન્વન્તરે

********************************************************

**અષ્ટાવિંશતિતમે કલિયુગે કલિપ્રથમચરણે જમ્બૂદ્વીપે ભારતવર્ષે આર્યાવર્તૈકદેશે... નગરે/ગ્રામે/ક્ષેત્રે (અવિમુક્તવારાણસી-ક્ષેત્રે આનંદવને મહાશ્મશાને ગૌરીમુખે ત્રિકણ્ટકવિરાજિતે)... વૈક્રમાબ્દે... સંવત્સરે... માસે... શુક્લ/કૃષ્ણપક્ષે... તિથૌ... વાસરે... પ્રાતઃ/સાયંકાલે... ગોત્રઃ... શર્મા/વર્મા/ગુપ્તઃ અહં મમોપાત્તદુરિતક્ષયદ્વારા શ્રીપરમેશ્વરપ્રીત્યર્થં... દેવસ્ય પૂજનં કરિષ્યે ।**

## (ખ) સકામ સંકલ્પ

જો સકામ પૂજા કરવી હોય તો કામના-વિશેષનું નામ લેવું જોઈએ અથવા નિમ્નલિખિત સંકલ્પ કરવો જોઈએ–

**.... અહં શ્રુતિસ્મૃતિપુરાણોક્તફલપ્રાપ્ત્યર્થં મમ સકુટુમ્બસ્ય સપરિવારસ્ય ક્ષેમસ્થૈર્યાયુરારોગ્યૈશ્વર્યાભિવૃદ્ધ્યર્થમાધિભૌતિકાધિદૈવિકાધ્યાત્મિકત્રિવિધ-તાપશમનાર્થં ધર્માર્થકામમોક્ષફલપ્રાપ્ત્યર્થં નિત્યકલ્યાણલાભાય ભગવત્પ્રીત્યર્થં... દેવસ્ય પૂજનં કરિષ્યે ।**

## ન્યાસ

સંકલ્પ બાદ ન્યાસ કરો.[1] મંત્ર બોલતાં બોલતાં જમણા હાથેથી કૌંસમાં નિર્દિષ્ટ અંગોનો સ્પર્શ કરો.

## અઙ્ગન્યાસ[2]

**સહસ્રશીર્ષા પુરુષઃ સહસ્રાક્ષઃ સહસ્રપાત્ ।**
**સ ભૂમિઁ સર્વત સ્પૃત્વાઽત્યતિષ્ઠદ્દશાઙ્ગુલમ્ ॥** (ડાબો હાથ)
**પુરુષ એવેદઁ સર્વં યદ્ભૂતં યચ્ચ ભાવ્યમ્ ।**
**ઉતામૃતત્વસ્યેશાનો યદન્નેનાતિરોહતિ ॥** (જમણો હાથ)
**એતાવાનસ્ય મહિમાતો જ્યાયાઁશ્ચ પૂરુષઃ ।**
**પાદોઽસ્ય વિશ્વા ભૂતાનિ ત્રિપાદસ્યામૃતં દિવિ ॥** (ડાબો પગ)

---

૧. **યથા દેવે તથા દેહે ન્યાસં કુર્યાદ્ વિધાનતઃ ।** (બૃહત્પારાશરસ્મૃતિ ૪/૧૩૫)

૨. બૃહત્પારાશર સ્મૃતિના અધ્યાય જમાં આ વિધાન શ્લોક ૧૨૪ થી ૧૨૮ સુધી છે.

(પૂજન આદિમાં અંગન્યાસ, કરન્યાસ આદિ કરવાનું વિશેષ ફળ છે, કરવું જોઈએ, કારણ કે ન્યાસથી મનુષ્યમાં દેવત્વનું સ્થાપન થાય છે.)

***************************************************

ત્રિપાદૂર્ધ્વ ઉદૈત્પુરુષઃ પાદોઽસ્યેહાભવત્ પુનઃ ।
તતો વિષ્વઙ્ વ્યક્રામત્સાશનાનશને અભિ ॥ (જમણો પગ)

તતો વિરાડજાયત વિરાજો અધિ પૂરુષઃ ।
સ જાતો અત્યરિચ્યત પશ્ચાદ્ભૂમિમથો પુરઃ ॥ (વામ જાંઘ)

તસ્માદ્યજ્ઞાત્સર્વહુતઃ સમ્ભૃતં પૃષદાજ્યમ્ ।
પશૂઁસ્તાઁશ્ચક્રે વાયવ્યાનારણ્યા ગ્રામ્યાશ્ચ યે ॥ (દક્ષિણ જાંઘ)

તસ્માદ્યજ્ઞાત્ સર્વહુત ઋચઃ સામાનિ જજ્ઞિરે ।
છન્દાઁ સિ જજ્ઞિરે તસ્માદ્યજુસ્તસ્માદજાયત ॥ (વામ કટિભાગ)

તસ્માદશ્વા અજાયન્ત યે કે ચોભયાદતઃ ।
ગાવો હ જજ્ઞિરે તસ્માત્તસ્માજ્જાતા અજાવયઃ ॥ (દક્ષિણ કટિભાગ)

તં યજ્ઞં બર્હિષિ પ્રૌક્ષન્ પુરુષં જાતમગ્રતઃ ।
તેન દેવા અયજન્ત સાધ્યા ઋષયશ્ચ યે ॥ (નાભિ)

યત્પુરુષં વ્યદધુઃ કતિધા વ્યકલ્પયન્ ।
મુખં કિમસ્યાસીત્ કિં બાહૂ કિમૂરૂ પાદા ઉચ્યેતે ॥ (હૃદય)

બ્રાહ્મણોઽસ્ય મુખમાસીદ્બાહૂ રાજન્યઃ કૃતઃ ।
ઊરૂ તદસ્ય યદ્વૈશ્યઃ પદ્ભ્યાઁ શૂદ્રો અજાયત ॥ (વામ બાહુ)

ચન્દ્રમા મનસો જાતશ્ચક્ષોઃ સૂર્યો અજાયત ।
શ્રોત્રાદ્વાયુશ્ચ પ્રાણશ્ચ મુખાદગ્નિરજાયત ॥ (દક્ષિણ બાહુ)

નાભ્યા આસીદન્તરિક્ષઁ શીર્ષ્ણો દ્યૌઃ સમવર્તત ।
પદ્ભ્યાં ભૂમિર્દિશઃ શ્રોત્રાત્તથા લોકાઁ ૨ અકલ્પયન્ ॥ (કણ્ઠ)

યત્પુરુષેણ હવિષા દેવા યજ્ઞમતન્વત ।
વસન્તોઽસ્યાસીદાજ્યં ગ્રીષ્મ ઇધ્મઃ શરદ્ધવિઃ ॥ (મુખ)

સપ્તાસ્યાસન્ પરિધયસ્ત્રિઃ સપ્ત સમિધઃ કૃતાઃ ।
દેવા યદ્યજ્ઞં તન્વાના અબધ્નન્ પુરુષં પશુમ્ ॥ (આંખ)

યજ્ઞેન યજ્ઞમયજન્ત દેવાસ્તાનિ ધર્માણિ પ્રથમાન્યાસન્ ।
તે હ નાકં મહિમાનઃ સચન્ત યત્ર પૂર્વે સાધ્યાઃ સન્તિ દેવાઃ ॥ (મૂર્ધા)

## પઞ્ચાઙ્ગન્યાસ

અદ્‌ભ્યઃસમ્ભૃતઃપૃથિવ્યૈ રસાચ્ચ વિશ્વકર્મણઃ સમવર્તતાગ્રે ।
તસ્ય ત્વષ્ટા વિદધદ્રૂપમેતિ તન્મર્ત્યસ્ય દેવત્વમાજાનમગ્રે ॥ (હૃદય)
વેદાહમેતં પુરુષં મહાન્તમાદિત્યવર્ણં તમસઃપરસ્તાત્ ।
તમેવ વિદિત્વાતિ મૃત્યુમેતિ નાન્યઃ પન્થાવિદ્યતેઽયનાય ॥ (માથું)
પ્રજાપતિશ્ચરતિ ગર્ભે અન્તરજાયમાનો બહુધા વિ જાયતે ।
તસ્ય યોનિં પરિ પશ્યન્તિ ધીરાસ્તસ્મિન્ હ તસ્થુર્ભુવનાનિ વિશ્વા ॥ (શિખા)
યો દેવેભ્ય આતપતિ યો દેવાનાં પુરોહિતઃ । (કવચાયહુમ્-
પૂર્વો યો દેવેભ્યો જાતો નમો રુચાય બ્રાહ્મયે ॥ બંને ખભાને સ્પર્શ કરો)
રુચં બ્રાહ્મં જનયન્તો દેવા અગ્ને તદબ્રુવન્ । (અસ્ત્રાય ફટ્, ડાબી
યસ્ત્વૈવં બ્રાહ્મણો વિદ્યાત્તસ્ય દેવા અસન્ વશે ॥ હથેળી પર તાળી વગાડો)

## કરન્યાસ

બ્રાહ્મણોઽસ્ય મુખમાસીદ્‌બાહૂ રાજન્યઃ કૃતઃ ।
ઊરૂ તદસ્ય યદ્વૈશ્યઃ પદ્‌ભ્યાઁ શૂદ્રો અજાયત ॥અઙ્ગુષ્ઠાભ્યાં નમઃ ॥ (બંનેઅંગૂઠાનોસ્પર્શકરો)
ચન્દ્રમા મનસો જાતશ્ચક્ષોઃ સૂર્યો અજાયત ।
શ્રોત્રાદ્વાયુશ્ચ પ્રાણશ્ચ મુખાદગ્નિરજાયત ॥ તર્જનીભ્યાં નમઃ ॥ (બંનેતર્જનીઓનોસ્પર્શકરો)
નાભ્યાં આસીદન્તરિક્ષઁ શીર્ષ્ણો દ્યૌઃ સમવર્તત ।
પદ્‌ભ્યાં ભૂમિર્દિશઃ શ્રોત્રાત્તથા લોકાઁ૨ અકલ્પયન્ ॥ મધ્યમાભ્યાંનમઃ ॥ (બંને મધ્યમાઓનો „)
યત્પુરુષેણ હવિષા દેવા યજ્ઞમતન્વત ।
વસન્તોઽસ્યાસીદાજ્યં ગ્રીષ્મ ઇધ્મઃ શરદ્ધવિઃ ॥ અનામિકાભ્યાંનમઃ ॥ (બંને અનામિકાઓનો „)
સપ્તાસ્યાસન્ પરિધયસ્ત્રિઃ સપ્ત સમિધઃ કૃતાઃ ।
દેવા યદ્યજ્ઞં તન્વાના અબધ્નન્ પુરુષં પશુમ્ ॥ કનિષ્ઠિકાભ્યાં નમઃ ॥ (બંને કનિષ્ઠિકાઓનો „)
યજ્ઞેન યજ્ઞમયજન્ત દેવાસ્તાનિ ધર્માણિ પ્રથમાન્યાસન્ ।
તેહ નાકં મહિમાનઃસચન્ત યત્ર પૂર્વે સાધ્યાઃસન્તિ દેવાઃ ॥
કરતલકરપૃષ્ઠાભ્યાં નમઃ । (બંને કરતળ અને કરપૃષ્ઠોનો સ્પર્શ કરો.)

*****************************************************

## ગણપતિ અને ગૌરીની પૂજા

(પૂજામાં જે વસ્તુ વિદ્યમાન ન હોય તેના માટે **'મનસા પરિકલ્પ્ય સમર્પયામિ'** કહેવું. જેમ કે આભૂષણ માટે **'આભૂષણં મનસા પરિકલ્પ્ય સમર્પયામિ'** ।)

હાથમાં અક્ષત લઈને ધ્યાન કરો–

**ભગવાન ગણેશનું ધ્યાન :**

**ગજાનનં ભૂતગણાદિસેવિતં કપિત્થજમ્બૂફલચારુભક્ષણમ્ ।**
**ઉમાસુતં શોકવિનાશકારકં નમામિ વિઘ્નેશ્વરપાદપઙ્કજમ્ ॥**

**ભગવતી ગૌરીનું ધ્યાન :**

**નમો દેવ્યૈ મહાદેવ્યૈ શિવાયૈ સતતં નમઃ ।**
**નમઃ પ્રકૃત્યૈ ભદ્રાયૈ નિયતાઃ પ્રણતાઃ સ્મ તામ્ ॥**
**શ્રી ગણેશામ્બિકાભ્યાં નમઃ, ધ્યાનં સમર્પયામિ ।**

**ભગવાન ગણેશનું આવાહન :**

**ૐ ગણાનાં ત્વા ગણપતિँ્હવામહે પ્રિયાણાં ત્વા પ્રિયપતિँ્હવામહે નિધીનાં ત્વા નિધિપતિँ્હવામહે વસો મમ । આહમજાનિ ગર્ભધમા ત્વમજાસિ ગર્ભધમ્ ॥** (યજુર્વેદ ૨૩/૧૯)

**એહ્યેહિ હેરમ્બ મહેશપુત્ર સમસ્તવિઘ્નૌઘવિનાશદક્ષ ।**
**માઙ્ગલ્યપૂજાપ્રથમપ્રધાન ગૃહાણ પૂજાં ભગવન્ નમસ્તે ॥**

**ૐ ભૂર્ભુવઃ સ્વઃ સિદ્ધિબુદ્ધિસહિતાય ગણપતેય નમઃ, ગણપતિમાવાહયામિ, સ્થાપયામિ, પૂજયામિ ચ ।**

હાથના અક્ષત ગણેશજી ઉપર ચઢાવો. પછી અક્ષત લઈને ગણેશજીની જમણી બાજુએ ગૌરીજીનું આવાહન કરો.

**ભગવતી ગૌરીનું આવાહન :**

**ૐ અમ્બે અમ્બિકેઽમ્બાલિકે ન મા નયતિ કશ્ચન ।**
**સસસ્ત્યશ્વકઃ સુભદ્રિકાં કામ્પીલવાસિનીમ્ ॥**

(શુ૦ ય૦ ૨૩/૧૮)

**************************************************

હેમાદ્રિતનયાં દેવીં વરદાં શઙ્કરપ્રિયામ્ ।
લમ્બોદરસ્ય જનનીં ગૌરીમાવાહયામ્યહમ્ ॥

ૐ ભૂર્ભુવઃ સ્વઃ ગૌર્યૈ નમઃ, ગૌરીમાવાહયામિ, સ્થાપયામિ, પૂજયામિ ચ ।

પ્રતિષ્ઠા : ૐ મનો જૂતિર્જુષતામાજ્યસ્ય બૃહસ્પતિર્યજ્ઞમિમં તનોત્વરિષ્ટં યજ્ઞઁ સમિમં દધાતુ । વિશ્વે દેવાસ ઇહ માદયન્તામો ૩ મ્પ્રતિષ્ઠ ॥

(યજુર્વેદ ૨/૧૩)

અસ્યૈ પ્રાણાઃ પ્રતિષ્ઠન્તુ અસ્યૈ પ્રાણાઃ ક્ષરન્તુ ચ ।
અસ્યૈ દેવત્વમર્ચાયૈ મામહેતિ ચ કશ્ચન ॥
ગણેશામ્બિકે ! સુપ્રતિષ્ઠિતે વરદે ભવેતામ્ ।

પ્રતિષ્ઠાપૂર્વકમ્ આસનાર્થે અક્ષતાન્ સમર્પયામિ ગણેશામ્બિકાભ્યાં નમઃ । (આસન માટે અક્ષત સમર્પિત કરો.)

પાદ્ય, અર્ઘ્ય, આચમનીય, સ્નાનીય, પુનરાચમનીય } ૐ દેવસ્ય ત્વા સવિતુઃ પ્રસવેઽશ્વિનોર્બાહુભ્યાં પૂષ્ણો હસ્તાભ્યામ્ ॥ (યજુ૦ ૧/૧૦)

એતાનિ પાદ્યાર્ઘ્યાચમનીયસ્નાનીયપુનરાચમનીયાનિ સમર્પયામિ ગણેશામ્બિકાભ્યાં નમઃ । (આટલું કહી જળ ચઢાવો.)

દુગ્ધસ્નાન : ૐ પયઃ પૃથિવ્યાં પય ઓષધીષુ પયો દિવ્યન્તરિક્ષે પયો ધાઃ ।
પયસ્વતીઃ પ્રદિશઃ સન્તુ મહ્યમ્ ॥

(યજુર્વેદ ૧૮/૩૬)

કામધેનુસમુદ્ભૂતં સર્વેષાં જીવનં પરમ્ ।
પાવનં યજ્ઞહેતુશ્ચ પયઃ સ્નાનાર્થમર્પિતમ્ ॥

ૐ ભૂર્ભુવઃ સ્વઃ ગણેશામ્બિકાભ્યાં નમઃ, પયઃસ્નાનં સમર્પયામિ । (દૂધથી સ્નાન કરાવો.)

દધિસ્નાન : ૐ દધિક્રાવ્ણો અકારિષં જિષ્ણોરશ્વસ્ય વાજિનઃ ।
સુરભિ નો મુખા કરત્પ્ર ણ આયૂઁ ષિ તારિષત્ ॥

(યજુ૦ ૨૩/૩૨)

પયસસ્તુ સમુદ્ભૂતં મધુરામ્લં શશિપ્રભમ્ ।
દધ્યાનીતં મયા દેવ સ્નાનાર્થં પ્રતિગૃહ્યતામ્ ॥

**************************************************

ૐ ભૂર્ભુવઃ સ્વઃ ગણેશામ્બિકાભ્યાં નમઃ, દધિસ્નાનં સમર્પયામિ ।
(દધિથી સ્નાન કરાવો.)

**ઘૃતસ્નાન :** ૐ ઘૃતં મિમિક્ષે ઘૃતમસ્ય યોનિર્ઘૃતે શ્રિતો ઘૃતમ્વસ્ય ધામ ।
અનુષ્વધમા વહ માદયસ્વ સ્વાહાકૃતં વૃષભ વક્ષિ હવ્યમ્ ॥
(યજુ૦ ૧૭/૮૮)

નવનીતસમુત્પન્નં સર્વસંતોષકારકમ્ ।
ઘૃતં તુભ્યં પ્રદાસ્યામિ સ્નાનાર્થં પ્રતિગૃહ્યતામ્ ॥

ૐ ભૂર્ભુવઃ સ્વઃ ગણેશામ્બિકાભ્યાં નમઃ, ઘૃતસ્નાનં સમર્પયામિ ।
(ઘૃતથી સ્નાન કરાવો.)

**મધુસ્નાન :** ૐ મધુ વાતા ઋતાયતે મધુ ક્ષરન્તિ સિન્ધવઃ । માધ્વીર્નઃ સન્ત્વોષધીઃ ।
મધુ નક્તમુતોષસો મધુમત્પાર્થિવઁ્ રજઃ । મધુ દ્યૌરસ્તુ નઃ પિતા ॥
(યજુ૦ ૧૩/૨૭-૨૮)

પુષ્પરેણુસમુદ્ભૂતં સુસ્વાદુ મધુરં મધુ ।
તેજઃ પુષ્ટિકરં દિવ્યં સ્નાનાર્થં પ્રતિગૃહ્યતામ્ ॥

ૐ ભૂર્ભુવઃ સ્વઃ ગણેશામ્બિકાભ્યાં નમઃ, મધુસ્નાનં સમર્પયામિ । મધુથી સ્નાન કરાવો.)

**શર્કરાસ્નાન :** ૐ અપાઁ્ રસમુદ્વયસઁ્ સૂર્યે સન્તઁ્ સમાહિતમ્ ।
અપાઁ્ રસસ્ય યો રસસ્તં વો ગૃહ્ણામ્યુત્તમમુપયામગૃહીતોઽ-
સીન્દ્રાય ત્વા જુષ્ટં ગૃહ્ણામ્યેષ તે યોનિરિન્દ્રાય ત્વા જુષ્ટતમમ્ ॥
(યજુ૦ ૯/૩)

ઈક્ષુરસસમુદ્ભૂતાં શર્કરાં પુષ્ટિદાં શુભામ્ ।
મલાપહારિકાં દિવ્યાં સ્નાનાર્થં પ્રતિગૃહ્યતામ્ ॥

ૐ ભૂર્ભુવઃ સ્વઃ ગણેશામ્બિકાભ્યાં નમઃ, શર્કરાસ્નાનં સમર્પયામિ ।
(શર્કરાથી સ્નાન કરાવો.)

**પઞ્ચામૃતસ્નાન :** ૐ પઞ્ચ નદ્યઃ સરસ્વતીમપિ યન્તિ સસ્રોતસઃ ।
સરસ્વતી તુ પઞ્ચધા સો દેશેઽભવત્સરિત્ ॥
(યજુ૦ ૩૪/૧૧)

*************************************************************

પઞ્ચામૃતં મયાનીતં પયો દધિ ઘૃતં મધુ ।
શર્કરયા સમાયુક્તં સ્નાનાર્થં પ્રતિગૃહ્યતામ્ ॥
ૐ ભૂર્ભુવઃ સ્વઃ ગણેશામ્બિકાભ્યાં નમઃ, પઞ્ચામૃતસ્નાનં સમર્પયામિ ।
(પંચામૃતથી સ્નાન કરાવો.)

ગન્ધોદકસ્નાન : ૐ અઁ્શુના તે અઁ્શુઃ પૃચ્યતાં પરુષા પરુઃ ।
ગન્ધસ્તે સોમમવતુ મદાય રસો અચ્યુતઃ ॥
(યજુ૦ ૨૦/૨૭)

મલયાચલસમ્ભૂતચન્દનેન વિનિઃસૃતમ્ ।
ઈદં ગન્ધોદકસ્નાનં કુઙ્કુમાક્તં ચ ગૃહ્યતામ્ ॥
ૐ ભૂર્ભુવઃ સ્વઃ ગણેશામ્બિકાભ્યાં નમઃ, ગન્ધોદકસ્નાનં સમર્પયામિ ।
(ગંધોદકથી સ્નાન કરાવો.)

શુદ્ધોદકસ્નાન : ૐ શુદ્ધવાલઃ સર્વશુદ્ધવાલો મણિવાલસ્ત આશ્વિનાઃ
શ્યેતઃ શ્યેતાક્ષોડરુણસ્તે રુદ્રાય પશુપતયે કર્ણા
યામા અવલિપ્તા રૌદ્રા નભોરૂપાઃ પાર્જન્યાઃ ॥
(યજુ૦ ૨૪/૩)

ગઙ્ગા ચ યમુના ચૈવ ગોદાવરી સરસ્વતી ।
નર્મદા સિન્ધુકાવેરી સ્નાનાર્થં પ્રતિગૃહ્યતામ્ ॥
ૐ ભૂર્ભુવઃ સ્વઃ ગણેશામ્બિકાભ્યાં નમઃ, શુદ્ધોદકસ્નાનં સમર્પયામિ ।
(શુદ્ધ જળથી સ્નાન કરાવો.)

આચમન : શુદ્ધોદકસ્નાનાન્તે આચમનીયં જલં સમર્પયામિ ।
(આચમન માટે જળ આપો.)

વસ્ત્ર : ૐ યુવા સુવાસાઃ પરિવીત આગાત્ સ ઉ શ્રેયાન્ ભવતિ જાયમાનઃ ।
તં ધીરાસઃ કવય ઉન્નયન્તિ સ્વાધ્યો ઉ મનસા દેવયન્તઃ ॥
(ઋગ્૦ ૩/૮/૪)

શીતવાતોષ્ણસંત્રાણં લજ્જાયા રક્ષણં પરમ્ ।
દેહાલઙ્કરણં વસ્ત્રમતઃ શાન્તિં પ્રયચ્છ મે ॥

*************************************************

## ૧૫. ઈન્દ્ર (શુક્રના જમણા ભાગે) આવાહન-સ્થાપન :

ૐ સજોષા ઈન્દ્ર સગણો મરુદ્ભિઃ સોમં પિબ વૃત્રહા શૂર વિદ્વાન્ ।
જહિ શત્રૂઁ ર રપ મૃધો નુદસ્વાથાભયં કૃણુહિ વિશ્વતો નઃ ॥

દેવરાજં ગજારૂઢં શુનાસીરં શતક્રતુમ્ ।
વજ્રહસ્તં મહાબાહુમિન્દ્રમાવાહયામ્યહમ્ ॥

ૐ ભૂર્ભુવઃ સ્વઃ ઈન્દ્રાય નમઃ, ઈન્દ્રમાવાહયામિ, સ્થાપયામિ ।

## ૧૬. યમ (શનિના જમણા ભાગે) આવાહન-સ્થાપન :

ૐ યમાય ત્વાઙ્ગિરસ્વતે પિતૃમતે સ્વાહા ।
સ્વાહા ઘર્માય સ્વાહા ઘર્મઃ પિત્રે ॥
ધર્મરાજં મહાવીર્યં દક્ષિણાદિક્પતિં પ્રભુમ્ ।
રક્તેક્ષણં મહાબાહું યમમાવાહયામ્યહમ્ ॥

ૐ ભૂર્ભુવઃ સ્વઃ યમાય નમઃ, યમમાવાહયામિ, સ્થાપયામિ ।

## ૧૭. કાલ (રાહુના જમણા ભાગે) આવાહન-સ્થાપન :

ૐ કાર્ષિરસિ સમુદ્રસ્ય ત્વા ક્ષિત્યા ઉન્નયામિ ।
સમાપો અદ્ભિરગ્મત સમોષધીભિરોષધીઃ ॥
અનાકારમનન્તાખ્યં વર્તમાનં દિને દિને ।
કલાકાષ્ઠાદિરૂપેણ કાલમાવાહયામ્યહમ્ ॥

ૐ ભૂર્ભુવઃ સ્વઃ કાલાય નમઃ, કાલમાવાહયામિ, સ્થાપયામિ ।

## ૧૮. ચિત્રગુપ્ત (કેતુના જમણા ભાગે) આવાહન-સ્થાપન :

ૐ ચિત્રાવસો સ્વસ્તિ તે પારમશીય ।
ધર્મરાજસભાસંસ્થં કૃતાકૃતવિવેકિનમ્ ।
આવાહયે ચિત્રગુપ્તં લેખનીપત્રહસ્તકમ્ ॥

ૐ ભૂર્ભુવઃ સ્વઃ ચિત્રગુપ્તાય નમઃ, ચિત્રગુપ્તમાવાહયામિ, સ્થાપયામિ ।

## પ્રત્યધિ દેવો[1]નું સ્થાપન :

ડાબા હાથમાં અક્ષત લઈને જમણા હાથેથી નવગ્રહોના ડાબા ભાગમાં મંત્રનું ઉચ્ચારણ કરતાં કરતાં આકૃતિ મુજબ નિયત સ્થાનોએ અક્ષત ચઢાવતાં એક એક પ્રત્યધિદેવનું આવાહ્ન-સ્થાપન કરો–

**૧૯. અગ્નિ (સૂર્યના ડાબા ભાગે) આવાહન-સ્થાપન :**

**ૐ અગ્નિં દૂતં પુરો દધે હવ્યવાહમુપ બ્રુવે । દેવાઁ ૨ આ સાદયાદિહ ॥**

**રક્તમાલ્યામ્બરધરં રક્તપદ્માસનસ્થિતમ્ ।**
**વરદાભયદં દેવમગ્નિમાવાહયામ્યહમ્ ॥**

**ૐ ભૂર્ભુવઃ સ્વઃ અગ્નેય નમઃ, અગ્નિમાવાહયામિ, સ્થાપયામિ ।**

**૨૦. અપ્(જળ)(ચન્દ્રમાના ડાબા ભાગે)આવાહન-સ્થાપનઃ**

**ૐ આપો હિ ષ્ઠા મયો ભુવસ્તા ન ઊર્જે દધાતન । મહે રણાય ચક્ષસે ॥**

**આદિદેવસમુદ્ભૂતજગચ્છુદ્ધિકરાઃ શુભાઃ ।**
**ઓષધ્યાપ્યાયનકરા અપ આવાહયામ્યહમ્ ॥**

**ૐ ભૂર્ભુવઃ સ્વઃ અદ્‌ભ્યો નમઃ, અપ આવાહયામિ, સ્થાપયામિ ।**

**૨૧. પૃથ્વી (મંગળના ડાબા ભાગે) આવાહન-સ્થાપન :**

**ૐ સ્યોના પૃથિવિ નો ભવાનૃક્ષરા નિવેશની । યચ્છા નઃ શર્મ સપ્રથાઃ ॥**

**શુક્લવર્ણાં વિશાલાક્ષીં કૂર્મપૃષ્ઠોપરિસ્થિતામ્ ।**
**સર્વશસ્યાશ્રયાં દેવીં ધરામાવાહયામ્યહમ્ ॥**

**ૐ ભૂર્ભુવઃ સ્વઃ પૃથિવ્યૈ નમઃ, પૃથિવીમાવાહયામિ, સ્થાપયામિ ।**

**૨૨. વિષ્ણુ (બુધના ડાબા ભાગે) આવાહન-સ્થાપન :**

**ૐ ઇદં વિષ્ણુર્વિ ચક્રમે ત્રેધા નિ દધે પદમ્ । સમૂઢમસ્ય પાઁ્સુરે સ્વાહા॥**

---

૧. અગ્નિરાપો ધરા વિષ્ણુઃ શક્રેન્દ્રાણી પિતામહાઃ ।
પન્નગાઃ કઃ ક્રમાદ્વામે ગ્રહપ્રત્યધિદેવતા ॥

'સૂર્યાદિ ગ્રહોના વામભાગમાં ક્રમાનુસાર અગ્નિ, જળ, પૃથ્વી, વિષ્ણુ, ઇન્દ્ર, ઇન્દ્રાણી, પ્રજાપતિ, સર્પ અને બ્રહ્મા – આ પ્રત્યધિદેવતાઓ સ્થાપિત કરવામાં આવે છે.

*****************************************************

શઙ્ખચક્રગદાપદ્મહસ્તં ગરુડવાહનમ્ ।
કિરીટકુણ્ડલધરં વિષ્ણુમાવાહયામ્યહમ્ ॥
ૐ ભૂર્ભુવઃ સ્વઃ વિષ્ણવે નમઃ, વિષ્ણુમાવાહયામિ, સ્થાપયામિ ।

૨૩. ઈન્દ્ર (બૃહસ્પતિના ડાબા ભાગે) આવાહન-સ્થાપન :

ૐ ઈન્દ્ર આસાં નેતા બૃહસ્પતિર્દક્ષિણા યજ્ઞઃ પુર એતુ સોમઃ ।
દેવસેનાનામભિભઞ્જતીનાં જયન્તીનાં મરુતો યન્ત્વગ્રમ્ ॥
ઐરાવતગજારૂઢં સહસ્રાક્ષં શચીપતિમ્ ।
વજ્રહસ્તં સુરાધીશમિન્દ્રમાવાહયામ્યહમ્ ॥
ૐ ભૂર્ભુવઃ સ્વઃ ઈન્દ્રાય નમઃ, ઈન્દ્રમાવાહયામિ, સ્થાપયામિ ।

૨૪. ઈન્દ્રાણી (શુક્રના ડાબા ભાગે) આવાહન-સ્થાપન :

ૐ અદિત્યૈ રાસ્નાઽસીન્દ્રાણ્યા ઉષ્ણીષઃ । પૂષાઽસિ ઘર્માય દીષ્વ ॥
પ્રસન્નવદનાં દેવીં દેવરાજસ્ય વલ્લભામ્ ।
નાનાલઙ્કારસંયુક્તાં શચીમાવાહયામ્યહમ્ ॥
ૐ ભૂર્ભુવઃ સ્વઃ ઈન્દ્રાણ્યૈ નમઃ, ઈન્દ્રાણીમાવાહયામિ, સ્થાપયામિ ।

૨૫. પ્રજાપતિ (શનિના ડાબા ભાગે) આવાહન-સ્થાપન :

ૐ પ્રજાપતે ન ત્વદેતાન્યન્યો વિશ્વા રૂપાણિ પરિ તા બભૂવ ।
યત્કામાસ્તે જુહુમસ્તન્નો અસ્તુ વયઁ સ્યામ પતયો રયીણામ્ ॥
આવાહયામ્યહં દેવદેવેશં ચ પ્રજાપતિમ્ ।
અનેકવ્રતકર્તારં સર્વેષાં ચ પિતામહમ્ ॥
ૐ ભૂર્ભુવઃ સ્વઃ પ્રજાપતયે નમઃ, પ્રજાપતિમાવાહયામિ, સ્થાપયામિ ।

૨૬. સર્પ (રાહુના ડાબા ભાગે) આવાહન-સ્થાપન :

ૐ નમોઽસ્તુ સર્પેભ્યો યે કે ચ પૃથિવીમનુ ।
યે અન્તરિક્ષે યે દિવિ તેભ્યઃ સર્પેભ્યો નમઃ ॥
અનન્તાદ્યાન્ મહાકાયાન્ નાનામણિવિરાજિતાન્ ।
આવાહયામ્યહં સર્પાન્ ફણાસપ્તકમણ્ડિતાન્ ॥
ૐ ભૂર્ભુવઃ સ્વઃ સર્પેભ્યો નમઃ, સર્પાનાવાહયામિ, સ્થાપયામિ ।

**************************************************************

**૨૭. બ્રહ્મા (કેતુના ડાબા ભાગે) આવાહન-સ્થાપન :**

**ૐ બ્રહ્મ જજ્ઞાનં પ્રથમં પુરસ્તાદ્વિ સીમતઃ સુરુચો વેન આવઃ ।**
**સ બુધ્ન્યા ઉપમા અસ્ય વિષ્ઠાઃ સતશ્ચ યોનિમસતશ્ચ વિવઃ ॥**

**હંસપૃષ્ઠસમારૂઢં દેવતાગણપૂજિતમ્ ।**
**આવાહયામ્યહં દેવં બ્રહ્માણં કમલાસનમ્ ॥**

**ૐ ભૂર્ભુવઃ સ્વઃ બ્રહ્મણે નમઃ, બ્રહ્માણમાવાહયામિ, સ્થાપયામિ ।**

નવગ્રહોની જેમ જ અધિદેવતા તથા પ્રત્યાધિદેવતાઓનું પણ પ્રતિષ્ઠાપૂર્વક પાદ્યાદિ ઉપચારોથી પૂજન કરવું જોઈએ.

~~■~~

# પંચલોકપાલ[1] પૂજા

નવગ્રહ મંડળમાં જ આકૃતિ અનુસાર નિર્દિષ્ટ સ્થળોએ ગણેશાદિ પંચલોકપાળોનું ડાબા હાથમાં અક્ષત લઈને જમણા હાથે ચઢાવતાં ચઢાવતાં આવાહન અને સ્થાપન કરો.

**૨૮. ગણેશજીનું આવાહન અને સ્થાપન :**

**ૐ ગણાનાં ત્વા ગણપતિઁ હવામહે પ્રિયાણાં ત્વા પ્રિયપતિઁ હવામહે નિધીનાં ત્વા નિધિપતિઁ હવામહે વસો મમ । આહમજાનિ ગર્ભધમા ત્વમજાસિ ગર્ભધમ્ ॥**

**લમ્બોદરં મહાકાયં ગજવક્ત્રં ચતુર્ભુજમ્ ।**
**આવાહયામ્યહં દેવં ગણેશં સિદ્ધિદાયકમ્ ॥**

**ૐ ભૂર્ભુવઃ સ્વઃ ગણપતે! ઈહાગચ્છ, ઈહ તિષ્ઠ ગણપતયે નમઃ, ગણપતિમાવાહયામિ, સ્થાપયામિ ।**

---

૧. ગણેશશ્ચામ્બિકા વાયુરાકાશશ્ચાશ્વિનૌ તથા ।
ગ્રહાણામુત્તરે પઞ્ચલોકપાલાઃ પ્રકીર્તિતાઃ ॥
(સ્કન્દપુરાણ)

**૨૯. દેવી દુર્ગાનું આવાહન અને સ્થાપન :**

ૐ અમ્બે અમ્બિકેઽમ્બાલિકે ન મા નયતિ કશ્ચન ।
સસસ્ત્યશ્વકઃ સુભદ્રિકાં કામ્પીલવાસિનીમ્ ॥
પત્તને નગરે ગ્રામે વિપિને પર્વતે ગૃહે ।
નાનાજાતિકુલેશાનીં દુર્ગામાવાહયામ્યહમ્ ॥

ૐ ભૂર્ભુવઃ સ્વઃ દુર્ગે ! ઈહાગચ્છ, ઈહ તિષ્ઠ દુર્ગાયૈ નમઃ, દુર્ગામાવાહયામિ, સ્થાપયામિ ।

**૩૦. વાયુનું આવાહન અને સ્થાપન :**

ૐ આ નો નિયુદ્ભિઃ શતિનીભિરધ્વરઁ સહસ્ત્રિણીભિરુપ યાહિ યજ્ઞમ્ ।
વાયો અસ્મિન્ત્સવને માદયસ્વ યૂયં પાત સ્વસ્તિભિઃ સદા નઃ ॥
આવાહયામ્યહં વાયું ભૂતાનાં દેહધારિણમ્ ।
સર્વાધારં મહાવેગં મૃગવાહનમીશ્વરમ્ ॥

ૐ ભૂર્ભુવઃ સ્વઃ વાયો ! ઈહાગચ્છ, ઈહ તિષ્ઠ વાયવે નમઃ, વાયુમાવાહયામિ, સ્થાપયામિ ।

**૩૧. આકાશનું આવાહન અને સ્થાપન :**

ૐ ઘૃતં ઘૃતપાવાનઃ પિબત વસાં વસાપાવનઃ પિબતાન્તરિક્ષસ્ય હવિરસિ સ્વાહા । દિશઃ પ્રદિશ આદિશો વિદિશ ઉદ્દિશો દિગ્ભ્યઃ સ્વાહા॥

અનાકારં શબ્દગુણં દ્યાવાભૂમ્યન્તરસ્થિતમ્ ।
આવાહયામ્યહં દેવમાકાશં સર્વગં શુભમ્ ॥

ૐ ભૂર્ભુવઃ સ્વઃ આકાશ ! ઈહાગચ્છ, ઈહ તિષ્ઠ આકાશાય નમઃ, આકાશમાવાહયામિ, સ્થાપયામિ ।

**૩૨. અશ્વિનીકુમારોનું આવાહન અને સ્થાપન :**

ૐ યા વાં કશા મધુમત્યશ્વિના સૂનૃતાવતી । તયા યજ્ઞં મિમિક્ષતમ્ ।
ઉપયામગૃહીતોઽસ્યશ્વિભ્યાં ત્વૈષ તે યોનિર્માધ્વીભ્યાં ત્વા ॥
દેવતાનાં ચ ભૈષજ્યે સુકુમારૌ ભિષગ્વરૌ ।
આવાહયામ્યહં દેવાવશ્વિનૌ પુષ્ટિવર્દ્ધનૌ ॥

ૐ ભૂર્ભુવઃ સ્વઃ અશ્વિનૌ ! ઈહાગચ્છતમ્, ઈહ તિષ્ઠતમ્ અશ્વિભ્યાં નમઃ, અશ્વિનાવાવાહયામિ, સ્થાપયામિ ।

*****************************************************

*પ્રતિષ્ઠા :* ત્યારબાદ **'ૐ મનો જૂતિ.'** મંત્રથી અક્ષત ચઢાવતાં પંચલોકપાળોની પ્રતિષ્ઠા કરો.

ત્યારબાદ **'ૐ પઞ્ચલોકપાલેભ્યો નમઃ'** એ નામ મંત્રથી ગંધાદિ ઉપચારો દ્વારા પૂજન કરી **'અનયા પૂજયા પંઞ્ચલોકપાલાઃ પ્રીયન્તામ્, ન મમ'** - કહીને અક્ષત ચઢાવી દો.

(યજ્ઞાદિ વિશેષ અનુષ્ઠાનોમાં વાસ્તોષ્પતિ અને ક્ષેત્રપાળ દેવતાઓનું પૃથક-પૃથક ચક્ર બનાવીને એમની વિશેષ પૂજા કરવામાં આવે છે. નવગ્રહ-મંડળના દેવગણોમાં પણ એમની પૂજા કરવાનું વિધાન છે, એટલે સંક્ષેપમાં તે પણ અહીં અપાઈ રહ્યું છે.)

### ૩૩. વાસ્તોષ્પતિ :

**ૐ વાસ્તોષ્પતે પ્રતિજાનીહ્યસ્માન્ત્સ્વાવેશો અનમીવો ભવા નઃ।**
**યત્ ત્વેમહે પ્રતિ તન્નો જુષસ્વ શં નો ભવ દ્વિપદે શં ચતુષ્પદે ॥**
**વાસ્તોષ્પતિં વિદિકકાયં ભૂશય્યાભિરતં પ્રભુમ્ ।**
**આવાહયામ્યહં દેવં સર્વકર્મફલપ્રદમ્ ॥**

**ૐ ભૂર્ભુવઃ સ્વઃ વાસ્તોષ્પતે ! ઈહાગચ્છ, ઈહ તિષ્ઠ વાસ્તોષ્પતયે નમઃ, વાસ્તોષ્પતિમાવાહયામિ, સ્થાપયામિ ।**

### ૩૪. ક્ષેત્રપાલનું આવાહન-સ્થાપન :

**ૐ નહિ સ્પશમવિદન્નન્યમસ્માદ્વૈશ્વાનરાત્પુર એતારમગ્નેઃ।**
**એમેનમવૃધન્નમૃતા અમર્ત્ય વૈશ્વાનરં ક્ષૈત્રજિત્યાય દેવાઃ॥**
**ભૂતપ્રેતપિશાચાદ્યૈરાવૃતં શૂલપાણિનમ્ ।**
**આવાહયે ક્ષેત્રપાલં કર્મણ્યસ્મિન્ સુખાય નઃ ॥**

**ૐ ભૂર્ભુવઃ સ્વઃ ક્ષેત્રાધિપતે ! ઈહાગચ્છ, ઈહ તિષ્ઠ ક્ષેત્રાધિપતયે નમઃ, ક્ષેત્રાધિપતિમાવાહયામિ, સ્થાપયામિ ।**

તત્પશ્ચાત્ **'ૐ મનો જૂતિ.'** એ મંત્રથી પ્રતિષ્ઠા કરીને **'ૐ ક્ષેત્રપાલાય નમઃ'** એ નામ મંત્ર દ્વારા ગંધાદિ ઉપચારોથી પૂજા કરો.

~~■~~

# દશ દિક્પાળ-પૂજન

નવગ્રહ-મંડળમાં પરિઘ બહાર પૂર્વાદિ દસે દિશાઓના અધિપતિ દેવો (દિક્પાળ દેવો)નું અક્ષત ચઢાવીને આવાહ્‌ન અને સ્થાપન કરો.

**૩૫. (પૂર્વમાં) ઈન્દ્રનું આવાહન અને સ્થાપન :**

ૐ ત્રાતારમિન્દ્રમવિતારમિન્દ્રँ હવે હવે સુહવँ શૂરમિન્દ્રમ્ ।
હ્‌વયામિ શક્રં પુરુહુતમિન્દ્રँ સ્વસ્તિ નો મઘવા ધાત્વિન્દ્રઃ ॥
ઈન્દ્રં સુરપતિશ્રેષ્ઠં વજ્રહસ્તં મહાબલમ્ ।
આવાહયે યજ્ઞસિદ્ધ્યૈ શતયજ્ઞાધિપં પ્રભુમ્ ॥

ૐ ભૂર્ભુવઃ સ્વઃ ઈન્દ્ર ! ઈહાગચ્છ, ઈહ તિષ્ઠ ઈન્દ્રાય નમઃ, ઈન્દ્રમાવાહયામિ, સ્થાપયામિ ।

**૩૬. (અગ્નિકોણમાં) અગ્નિનું આવાહન અને સ્થાપન :**

ૐ અગ્નિં દૂતં પુરો દધે હવ્યવાહમુપ બ્રુવે । દેવાँ ૨ આ સાદયાદિહ ॥
ત્રિપાદં સપ્તહસ્તં ચ દ્વિમૂર્ધાનં દ્વિનાસિકમ્ ।
ષણ્નેત્રં ચ ચતુઃશ્રોત્રમગ્નિમાવાહયામ્યહમ્ ॥

ૐ ભૂર્ભુવઃ સ્વઃ અગ્ને ! ઈહાગચ્છ, ઈહ તિષ્ઠ અગ્નેય નમઃ, અગ્નિમાવાહયામિ, સ્થાપયામિ ।

**૩૭. (દક્ષિણમાં) યમનું આવાહન અને સ્થાપન :**

ૐ યમાય ત્વાઙ્ગિરસ્વતે પિતૃમતે સ્વાહા । સ્વાહા ઘર્માય સ્વાહા ઘર્મઃ પિત્રે ॥
મહામહિષમારૂઢં દણ્ડહસ્તં મહાબલમ્ ।
યજ્ઞસંરક્ષણાર્થાય યમમાવાહયામ્યહમ્ ॥

ૐ ભૂર્ભુવઃ સ્વઃ યમ ! ઈહાગચ્છ, ઈહ તિષ્ઠ યમાય નમઃ, યમમાવાહયામિ, સ્થાપયામિ ।

**૩૮. (નૈર્ઋત્યકોણમાં) નિર્ઋતિનું આવાહન અને સ્થાપન :**

ૐ અસુન્વન્તમયજમાનમિચ્છ સ્તેનસ્યેત્યામન્વિહિ તસ્કરસ્ય ।
અન્યમસ્મદિચ્છ સા ત ઈત્યા નમો દેવિ નિર્ઋતે તુભ્યમસ્તુ ॥

*******************************************************

સર્વપ્રેતાધિપં દેવં નિર્ઋતિં નીલવિગ્રહમ્ ।
આવાહયે યજ્ઞસિદ્ધ્યૈ નરારૂઢં વરપ્રદમ્ ॥

ૐ ભૂર્ભુવઃ સ્વઃ નિર્ઋતે ! ઈહાગચ્છ, ઈહ તિષ્ઠ નિર્ઋતયે નમઃ, નિર્ઋતિમાવાહયામિ, સ્થાપયામિ ।

## ૩૯. (પશ્ચિમમાં) વરુણનું આવાહન અને સ્થાપન :

ૐ તત્ત્વા યામિ બ્રહ્મણા વન્દમાનસ્તદા શાસ્તે યજમાનો હવિર્ભિઃ ।
અહેડમાનો વરુણેહ બોધ્યુરુશઁ્સ મા ન આયુઃ પ્રમોષીઃ ॥

શુદ્ધસ્ફટિકસંકાશં જલેશં યાદસાં પતિમ્ ।
આવાહયે પ્રતીચીશં વરુણં સર્વકામદમ્ ॥

ૐ ભૂર્ભુવઃ સ્વઃ વરુણ ! ઈહાગચ્છ, ઈહ તિષ્ઠ વરુણાય નમઃ, વરુણમાવાહયામિ, સ્થાપયામિ ।

## ૪૦. (વાયવ્યકોણમાં) વાયુનું આવાહન અને સ્થાપન :

ૐ આ નો નિયુદ્ભિઃ શતિનીભિરધ્વરઁ્ સહસ્ત્રિણીભિરુપ યાહિ યજ્ઞમ્ ।
વાયો અસ્મિન્ત્સવને માદયસ્વ યૂયં પાત સ્વસ્તિભિઃ સદા નઃ ॥

મનોજવં મહાતેજં સર્વતશ્ચારિણં શુભમ્ ।
યજ્ઞસંરક્ષણાર્થાય વાયુમાવાહયામ્યહમ્ ॥

ૐ ભૂર્ભુવઃ સ્વઃ વાયો ! ઈહાગચ્છ, ઈહ તિષ્ઠ વાયવે નમઃ, વાયુમાવાહયામિ, સ્થાપયામિ ।

## ૪૧. (ઉત્તરમાં) કુબેરનું આવાહન અને સ્થાપન :

ૐ કુવિદઙ્ગ યવમન્તો યવં ચિદ્યથા દાન્ત્યનુપૂર્વં વિયૂય ।
ઈહેહૈષાં કૃણુહિ ભોજનાનિ યે બર્હિષો નમ ઉક્તિં યજન્તિ ॥
ઉપયામગૃહીતોઽસ્યશ્વિભ્યાં ત્વા સરસ્વત્યૈ ત્વેન્દ્રાય ત્વા સુત્રામ્ણ ।
એષ તે યોનિસ્તેજસે ત્વા વીર્યાય ત્વા બલાય ત્વા ॥

આવાહયામિ દેવેશં ધનદં યક્ષપૂજિતમ્ ।
મહાબલં દિવ્યદેહં નરયાનગતિં વિભુમ્ ॥

ૐ ભૂર્ભુવઃ સ્વઃ કુબેર ! ઈહાગચ્છ, ઈહ તિષ્ઠ કુબેરાય નમઃ, કુબેરમાવાહયામિ, સ્થાપયામિ ।

************************************************************

**૪૨. (ઈશાનકોણમાં) ઈશાનનું આવાહન અને સ્થાપન :**

**ॐ તમીશાનં જગતસ્તસ્થુષસ્પતિં ધિયઞ્જિન્વમવસે હૂમહે વયમ્ ।**
**પૂષા નો યથા વેદસામસદ્ વૃધે રક્ષિતા પાયુરદબ્ધઃ સ્વસ્તયે ॥**
**સર્વાધિપં મહાદેવં ભૂતાનાં પતિમવ્યયમ્ ।**
**આવાહયે તમીશાનં લોકાનામભયપ્રદમ્ ॥**

**ॐ ભૂર્ભુવઃ સ્વઃ ઈશાન ! ઈહાગચ્છ, ઈહ તિષ્ઠ ઈશાનાય નમઃ, ઈશાનમાવાહયામિ, સ્થાપયામિ ।**

**૪૩. (ઈશાન-પૂર્વની મધ્યમાં) બ્રહ્માનું આવાહન અને સ્થાપન :**

**ॐ બ્રહ્મ જજ્ઞાનં પ્રથમં પુરસ્તાદ્વિ સીમતઃ સુરુચો વેન આવઃ ।**
**સ બુધ્ન્યા ઉપમા અસ્ય વિષ્ઠાઃ સતશ્ચ યોનિમસતશ્ચ વિ વઃ ॥**
**પદ્મયોનિં ચતુર્મૂર્તિં વેદગર્ભં પિતામહમ્ ।**
**આવાહયામિ બ્રહ્માણં યજ્ઞસંસિદ્ધિહેતવે ॥**

**ॐ ભૂર્ભુવઃ સ્વઃ બ્રહ્મન્ ! ઈહાગચ્છ, ઈહ તિષ્ઠ બ્રહ્મણે નમઃ, બ્રહ્માણમાવાહયામિ, સ્થાપયામિ ।**

**૪૪. (નૈર્ઋત્ય-પશ્ચિમના મધ્યમાં) અનન્તનું આવાહન અને સ્થાપન :**

**ॐ સ્યોના પૃથિવિ નો ભવાનૃક્ષરા નિવેશની । યચ્છા નઃ શર્મ સપ્રથાઃ ।**
**અનન્તં સર્વનાગાનામધિપં વિશ્વરૂપિણમ્ ।**
**જગતાં શાન્તિકર્તારં મણ્ડલે સ્થાપયામ્યહમ્ ॥**

**ॐ ભૂર્ભુવઃ સ્વઃ અનન્ત ! ઈહાગચ્છ, ઈહ તિષ્ઠ અનન્તાય નમઃ, અનન્તમાવાહયામિ, સ્થાપયામિ ।**

**પ્રતિષ્ઠા :** આ પ્રમાણે આવાહ્ન કરી '**ॐ મનો.**' આ મંત્રથી અક્ષત ચઢાવતાં પ્રતિષ્ઠા કરો. તદ્ઉપરાંત, નિમ્નલિખિત નામ મંત્રોથી ઉપલબ્ધ યથા ઉપચારોથી પૂજન કરવું – '**ॐ ઈન્દ્રાદિદશદિક્પાલેભ્યો નમઃ ।**' ત્યારબાદ '**અનયા પૂજયા ઈન્દ્રાદિદશદિક્પાલા : પ્રીયન્તામ્, ન મમ**' - નું ઉચ્ચારણ કરી મંડળ પર અક્ષત ચઢાવી દેવા.

~~■~~

# ચતુઃષષ્ટિયોગિની-પૂજન

યજ્ઞાદિ અનુષ્ઠાનોમાં ચોસઠ યોગિનીઓ(જોગણીઓ)નું વિશેષ પૂજન મોટે ભાગે જુદી વેદીમાં ચક્ર બનાવીને કરવામાં આવે છે, પરંતુ સાધારણ પૂજામાં મોટે ભાગે ષોડશ-માતૃકા-મંડળ પર જ ચોસઠ યોગિનીઓનું આવાહન અને પૂજનાદિની પણ પરંપરા છે. તે મુજબ ડાબા હાથમાં અક્ષત લઈને જમણા હાથેથી ચઢાવતાં ચઢાવતાં નિમ્નલિખિત નામ-મંત્રો ભણીને ચોસઠ યોગિનિઓનું આવાહન કરો.

**આવાહન :**

**૧. ૐ દિવ્યયોગાયૈ નમઃ, ૨. ૐ મહાયોગાયૈ નમઃ, ૩. ૐ સિદ્ધયોગાયૈ નમઃ, ૪. ૐ મહેશ્વર્યૈ નમઃ, ૫. ૐ પિશાચિન્યૈ નમઃ, ૬. ૐ ડાકિન્યૈ નમઃ, ૭. ૐ કાલરાત્ર્યૈ નમઃ, ૮. ૐ નિશાચર્યૈ નમઃ, ૯. ૐ કંકાલ્યૈ નમઃ, ૧૦. ૐ રૌદ્રવેતાલ્યૈ નમઃ, ૧૧. ૐ હુઁકાર્યૈ નમઃ, ૧૨. ૐ ઊર્ધ્વકેશ્યૈ નમઃ, ૧૩. ૐ વિરૂપાક્ષ્યૈ નમઃ, ૧૪. ૐ શુષ્કાઙ્ગ્યૈ નમઃ, ૧૫. ૐ નરભોજિન્યૈ નમઃ, ૧૬. ૐ ફટ્કાર્યૈ નમઃ, ૧૭. ૐ વીરભદ્રાયૈ નમઃ, ૧૮. ૐ ધૂમ્રાક્ષ્યૈ નમઃ, ૧૯. ૐ કલહપ્રિયાયૈ નમઃ, ૨૦. ૐ રક્તાક્ષ્યૈ નમઃ, ૨૧. ૐ રાક્ષસ્યૈ નમઃ, ૨૨. ૐ ઘોરાયૈ નમઃ, ૨૩. ૐ વિશ્વરૂપાયૈ નમઃ, ૨૪. ૐ ભયઙ્કર્યૈ નમઃ, ૨૫. ૐ કામાક્ષ્યૈ નમઃ, ૨૬. ૐ ઉગ્રચામુણ્ડાયૈ નમઃ, ૨૭. ૐ ભીષણાયૈ નમઃ, ૨૮. ૐ ત્રિપુરાન્તકાયૈ નમઃ, ૨૯. ૐ વીરકૌમારિકાયૈ નમઃ, ૩૦. ૐ ચણ્ડ્યૈ નમઃ, ૩૧. ૐ વારાહ્યૈ નમઃ, ૩૨. ૐ મુણ્ડધારિણ્યૈ નમઃ, ૩૩. ૐ ભૈરવ્યૈ નમઃ, ૩૪. ૐ હસ્તિન્યૈ નમઃ, ૩૫. ૐ ક્રોધદુર્મુખ્યૈ નમઃ, ૩૬. ૐ પ્રેતવાહિન્યૈ નમઃ, ૩૭. ૐ ખટ્વાઙ્ગદીર્ઘલમ્બોષ્ઠ્યૈ નમઃ, ૩૮. ૐ માલત્યૈ નમઃ, ૩૯. ૐ મન્ત્રયોગિન્યૈ નમઃ, ૪૦. ૐ અસ્થિન્યૈ**

**નમઃ, ૪૧. ૐ ચક્રિણ્યૈ નમઃ, ૪૨. ૐ ગ્રાહાયૈ નમઃ, ૪૩. ૐ ભુવનેશ્વર્યૈ નમઃ, ૪૪. ૐ કણ્ટક્યૈ નમઃ, ૪૫. ૐ કારક્યૈ નમઃ, ૪૬. ૐ શુભ્રાયૈ નમઃ, ૪૭. ૐ ક્રિયાયૈ નમઃ, ૪૮. ૐ દૂત્યૈ નમઃ, ૪૯. ૐ કરાલિન્યૈ નમઃ, ૫૦. ૐ શઙ્ખિન્યૈ નમઃ, ૫૧. ૐ પદ્મિન્યૈ નમઃ, ૫૨. ૐ ક્ષીરાયૈ નમઃ, ૫૩. ૐ અસન્ધાયૈ નમઃ, ૫૪. ૐ પ્રહારિણ્યૈ નમઃ, ૫૫. ૐ લક્ષ્મ્યૈ નમઃ, ૫૬. ૐ કામુક્યૈ નમઃ, ૫૭. ૐ લોલાયૈ નમઃ, ૫૮. ૐ કાકદંષ્ટ્ર્યૈ નમઃ, ૫૯. ૐ અધોમુખ્યૈ નમઃ, ૬૦. ૐ ધૂર્જટ્યૈ નમઃ, ૬૧. ૐ માલિન્યૈ નમઃ, ૬૨. ૐ ઘોરાયૈ નમઃ, ૬૩. ૐ કપાલ્યૈ નમઃ, ૬૪. ૐ વિષભોજિન્યૈ નમઃ ।**

**આવાહયામ્યહં દેવીર્યોગિનીઃ પરમેશ્વરીઃ ।**
**યોગાભ્યાસેન સંતુષ્ટાઃ પરં ધ્યાનસમન્વિતાઃ ॥**
**દિવ્યકુણ્ડલસંકાશા દિવ્યજ્વાલાસ્ત્રિલોચનાઃ ।**
**મૂર્તિમતીર્હ્યમૂર્ત્તાશ્ચ ઉગ્રાશ્ચૈવોગ્રરૂપિણીઃ ॥**
**અનેકભાવસંયુક્તાઃ સંસારાર્ણવતારિણીઃ ।**
**યજ્ઞે કુર્વન્તુ નિર્વિઘ્નં શ્રેયો યચ્છન્તુ માતરઃ ॥**

**ૐ ચતુઃષષ્ટિયોગિનીભ્યો નમઃ, યુષ્માન્ અહમ્ આવાહયામિ, સ્થાપયામિ, પૂજયામિ ચ ।**

**પૂજન :** આવાહ્ન બાદ પ્રતિષ્ઠાપૂર્વક નિમ્નલિખિત નામમંત્રોથી ગંધાદિ ઉપચારો દ્વારા પૂજન કરો.

**'ૐ ચતુઃષષ્ટિયોગિનીભ્યો નમઃ ।'**

**પ્રાર્થના :** પૂજન બાદ હાથ જોડીને નિમ્નમંત્રથી પ્રાર્થના કરો.

**યજ્ઞે કુર્વન્તુ નિર્વિઘ્નં શ્રેયો યચ્છન્તુ માતરઃ ॥**

ત્યારબાદ હાથમાં અક્ષત લઈને **'અનયા પૂજ્યા ચતુઃષષ્ટિયોગિન્યઃ પ્રીયન્તામ્, ન મમ।'** કહીને મંડળ પર અક્ષત વેરી દો.

## રક્ષા-વિધાન

ડાબા હાથમાં અક્ષત, પીળી સરસવ, દ્રવ્ય અને ત્રણ તારની નાડાછડી લઈને જમણા હાથે ઢાંકીને નીચે દર્શાવેલા મંત્રથી અભિમંત્રિત કરો–

ૐ ગણાધિપં નમસ્કૃત્ય નમસ્કૃત્ય પિતામહમ્ ।
વિષ્ણું રુદ્રં શ્રિયં દેવીં વન્દે ભક્ત્યા સરસ્વતીમ્ ॥
સ્થાનાધિપં નમસ્કૃત્ય ગ્રહનાથં નિશાકરમ્ ।
ધરણીગર્ભસમ્ભૂતં શશિપુત્રં બૃહસ્પતિમ્ ॥
દૈત્યાચાર્યં નમસ્કૃત્ય સૂર્યપુત્રં મહાગ્રહમ્ ।
રાહું કેતું નમસ્કૃત્ય યજ્ઞારંભે વિશેષતઃ ॥
શક્રાદ્યા દેવતાઃ સર્વાઃ મુનીંશ્ચૈવ તપોધનાન્ ।
ગર્ગં મુનિં નમસ્કૃત્ય નારદં મુનિસત્તમમ્ ॥
વસિષ્ઠં મુનિશાર્દૂલં વિશ્વામિત્રં ચ ગોભિલમ્ ।
વ્યાસં મુનિં નમસ્કૃત્ય સર્વશાસ્ત્રવિશારદમ્ ॥
વિદ્યાધિકા યે મુનય આચાર્યાશ્ચ તપોધનાઃ ।
તાન્ સર્વાન્ પ્રણમામ્યેવં યજ્ઞ રક્ષાકરાન્ સદા ॥

હવે નિમ્નલિખિત મંત્રોથી દસે દિશાઓમાં અક્ષત તથા પીળી સરસવ ચઢાવો.

પૂર્વે રક્ષતુ વારાહ આગ્ન્યેય્યાં ગરુડધ્વજઃ ।
દક્ષિણે પદ્મનાભસ્તુ નૈર્ઋત્યાં મધુસૂદનઃ ॥
પશ્ચિમે પાતુ ગોવિન્દો વાયવ્યાં તુ જનાર્દનઃ ।
ઉત્તરે શ્રીપતી રક્ષેદૈશાન્યાં તુ મહેશ્વરઃ ॥
ઊર્ધ્વં ગોવર્ધનો રક્ષેદ્ હ્યધોઽનન્તસ્તથૈવ ચ ।
એવં દશ દિશો રક્ષેદ્ વાસુદેવો જનાર્દનઃ ॥
રક્ષાહીનં તુ યત્સ્થાનં રક્ષત્વીશો મહાદ્રિધૃક્ ।
યદત્ર સંસ્થિતં ભૂતં સ્થાનમાશ્રિત્ય સર્વદા ।
સ્થાનં ત્યક્ત્વા તુ તત્સર્વં યત્રસ્થં તત્ર ગચ્છતુ ।
અપક્રામન્તુ તે ભૂતા યે ભૂતા ભૂમિસંસ્થિતાઃ ॥
યે ભૂતા વિઘ્નકર્તારસ્તે નશ્યન્તુ શિવાજ્ઞયા ।
અપક્રામન્તુ ભૂતાનિ પિશાચાઃ સર્વતો દિશઃ ॥
સર્વેષામવિરોધેન પૂજાકર્મ સમારભે ॥

**************************************************

ત્યારબાદ હાથની નાડાછડીને ગણેશજી સન્મુખ મૂકી દો. પછી તે ઉપાડીને ગણપતિ આદિ આવાહિત દેવો પર ચઢાવો તથા તેમાંથી પહેલા પૂજક આચાર્યને અને આચાર્ય પૂજકને રક્ષા બાંધે.

**યજમાન દ્વારા રક્ષા બંધન :**

**ॐ વ્રતેન દીક્ષામાપ્નોતિ દીક્ષયાઽઽપ્નોતિ દક્ષિણામ્ ।**
**દક્ષિણા શ્રદ્ધામાપ્નોતિ શ્રદ્ધયા સત્યમાપ્યતે ॥**

હવે યજમાન આચાર્યને નિમ્નલિખિત મંત્રથી તિલક કરીને પ્રણામ કરે.

**યજમાન દ્વારા તિલક : નમો બ્રહ્મણ્યદેવાય ગોબ્રાહ્મણહિતાય ચ ।**
**જગદ્ધિતાય કૃષ્ણાય ગોવિન્દાય નમો નમઃ ॥**

**આચાર્ય દ્વારા રક્ષા બંધન :** ત્યારબાદ આચાર્ય યજમાનને રક્ષા બાંધે–

**ॐ યદાબધ્નન્ દાક્ષાયણા હિરણ્યઁ્ શતાનીકાય સુમનસ્યમાનાઃ ।**
**તન્મ આ બધ્નામિ શતશારદાયાયુષ્માઞ્જરદષ્ટિર્યથાસમ્ ॥**
**યેન બદ્ધો બલી રાજા દાનવેન્દ્રો મહાબલઃ ।**
**તેન ત્વામનુબધ્નામિ રક્ષે મા ચલ મા ચલ ॥**

હવે આચાર્ય યજમાનને નિમ્ન-મંત્રથી તિલક કરે–

**આચાર્ય દ્વારા તિલક :**

**ॐ સ્વસ્તિ ન ઈન્દ્રો વૃદ્ધશ્રવાઃ સ્વસ્તિ નઃ પૂષા વિશ્વવેદાઃ ।**
**સ્વસ્તિ નસ્તાર્ક્ષ્યો અરિષ્ટનેમિઃ સ્વસ્તિ નો બૃહસ્પતિર્દધાતુ ॥**

~~■~~

# શ્રીશાલિગ્રામ-પૂજન

શ્રી શાલિગ્રામ સાક્ષાત્ સત્યનારાયણ ભગવાન છે, નારાયણ સ્વરૂપ છે. માટે એમાં પ્રાણ-પ્રતિષ્ઠા આદિ સંસ્કારોની આવશ્યકતા જણાતી નથી. તેમની પૂજામાં આવાહન અને વિસર્જન પણ થતું નથી. તેમની સાથે દેવી ભગવતી તુલસીનો નિત્ય સંયોગ ગણાયો છે. શયન વખતે તુલસી-પત્રને

શાલિગ્રામ પરથી હટાવીને પાર્શ્વ ભાગે મૂકી દેવામાં આવે છે. જ્યાં શાલિગ્રામ હોય ત્યાં સર્વે તીર્થો અને ભુક્તિ-મુક્તિનો વાસ હોય છે. શાલિગ્રામનું ચરણોદક સર્વે તીર્થોથી અધિક પવિત્ર માનવામાં આવ્યું છે. શાલિગ્રામની પૂજા સમ-સંખ્યામાં સારી ગણાય છે, પણ સમ-સંખ્યામાં બે શાલિગ્રામોનો નિષેધ છે. વિષમમાં એક શાલિગ્રામની પૂજાનું વિધાન છે. શાલિગ્રામની સાથે દ્વારાવતી-શિલા પણ મૂકવામાં આવે છે. વ્રત, દાન, પ્રતિષ્ઠા તથા શ્રાદ્ધાદિ કાર્યોમાં શાલિગ્રામનું સાન્નિધ્ય વિશેષ ફળપ્રદ હોય છે. સ્ત્રી, અનુપનીત બ્રાહ્મણાદિએ શાલિગ્રામનો સ્પર્શ ન કરવો જોઈએ.

સત્યનારાયણ-પૂજા અથવા શાલિગ્રામની નિત્યપૂજામાં શાલિગ્રામની મૂર્તિને કોઈ પવિત્ર પાત્રમાં મૂકીને પુરુષ સૂક્તનો પાઠ કરતાં કરતાં પંચામૃત અથવા શુદ્ધ જળથી અભિષેક કરાવ્યા બાદ મૂર્તિને શુદ્ધ વસ્ત્રથી લૂછી ગંધયુક્ત તુલસીદળ સાથે કોઈ સિંહાસન અથવા યથાસ્થાને પાત્રાદિમાં બિરાજમાન કરાવીને જ પૂજા પ્રારંભ કરવામાં આવે છે.

## પૂજન-વિધિ

સંધ્યા-વંદનાદિ નિત્યકૃત્ય સંપન્ન કરી આચમન, પવિત્રી ધારણ, માર્જન, પ્રાણાયામ તથા પૂજનનો સંકલ્પ કરી હાથમાં પુષ્પ લઈને ગણપતિ-ગૌરી-સ્મરણપૂર્વક ભગવાન શાલિગ્રામનું આ પ્રમાણે ધ્યાન કરવું જોઈએ–

**ધ્યાન : નમોઽસ્ત્વનન્તાય સહસ્રમૂર્તયે સહસ્રપાદાક્ષિશિરોરુબાહવે ।**
**સહસ્રનામ્ને પુરુષાય શાશ્વતે સહસ્રકોટીયુગધારિણે નમઃ ॥**

**ૐ શ્રીમન્નારાયણાય નમઃ । ધ્યાનાર્થે પુષ્પાણિ સમર્પયામિ ।** (ભગવાન સન્મુખ પુષ્પ ચઢાવી દો.)

શાલિગ્રામથી ભગવાન વિષ્ણુનું નિત્ય સાન્નિધ્ય રહે છે, માટે તેમનું આવાહન થતું નથી, આવાહનને બદલે પ્રાર્થનાપૂર્વક પુષ્પ સમર્પિત કરવાં, અન્ય પ્રતિમાઓમાં પ્રતિષ્ઠાપૂર્વક આ પ્રમાણે આવાહન કરો.

*************************************************************

આવાહન : ॐ સહસ્રશીર્ષા પુરુષઃ સહસ્રાક્ષઃ સહસ્રપાત્ ।
સ ભૂમિઁ સર્વત સ્પૃત્વાઽત્યતિષ્ઠદ્દશાઙ્ગુલમ્ ॥
આગચ્છ ભગવન્ દેવ સ્થાને ચાત્ર સ્થિરો ભવ ।
યાવત્ પૂજાં કરિષ્યામિ તાવત્ ત્વં સંનિધૌ ભવ ॥

ॐ શ્રીમન્નારાયણ નમઃ। આવાહનાર્થે પુષ્પં સમર્પયામિ ।
(આવાહન માટે પુષ્પ ચઢાવો.)

આસન : ॐ પુરુષ એવેદઁ સર્વ યદ્ભૂતં યચ્ચ ભાવ્યમ્ ।
ઉતામૃતત્વસ્યેશાનો યદન્નેનાતિરોહતિ ॥
અનેકરત્નસંયુક્તં નાનામણિગણાન્વિતમ્ ।
ભાવિતં હેમમયં દિવ્યમાસનં પ્રતિગૃહ્યતામ્ ॥

ॐ શ્રીમન્નારાયણ નમઃ। આસનાર્થે પુષ્પાણિ સમર્પયામિ ।
(આસન માટે પુષ્પ સમર્પિત કરો.)

પાદ્ય : ॐ એતાવાનસ્ય મહિમાતો જ્યાયાઁશ્ચ પૂરુષઃ ।
પાદોઽસ્ય વિશ્વા ભૂતાનિ ત્રિપાદસ્યામૃતં દિવિ ॥
ગઙ્ગોદકં નિર્મલં ચ સર્વસૌગન્ધ્યસંયુતમ્ ।
પાદપ્રક્ષાલનાર્થાય દત્તં મે પ્રતિગૃહ્યતામ્ ॥

ॐ શ્રીમન્નારાયણ નમઃ। પાદયોઃ પાદ્યં સમર્પયામિ ।
(આચમનથી જળ મૂકવું.)

અર્ઘ્ય : ॐ ત્રિપાદૂર્ધ્વ ઉદૈત્પુરુષઃ પાદોઽસ્યેહાભવત્ પુનઃ ।
તતો વિષ્વઙ્ વ્યક્રામત્સાશનાનશને અભિ ॥
ગન્ધપુષ્પાક્ષતૈર્યુક્તમર્ઘ્યં સમ્પાદિતં મયા ।
ગૃહાણાર્ઘ્યં મયા દત્તં પ્રસન્નો વરદો ભવ ॥

ॐ શ્રીમન્નારાયણાય નમઃ। હસ્તયોરર્ઘ્યં સમર્પયામિ ।
(અર્ઘ્યનું જળ મૂકો.)

**************************************************

**આચમન :** **ૐ તતો વિરાડજાયત વિરાજો અધિ પૂરુષઃ।**
**સ જાતો અત્યરિચ્યત પશ્ચાદ્ભૂમિમથો પુરઃ॥**
**કર્પૂરેણ સુગન્ધેન વાસિતં સ્વાદુ શીતલમ્।**
**તોયમાચમનીયાર્થં ગૃહાણ પરમેશ્વર॥**

**ૐ શ્રીમન્નારાયણ નમઃ। મુખે આચમનીયં જલં સમર્પયામિ।** (આચમન માટે જળ સમર્પિત કરો.)

એક શુદ્ધ પાત્રમાં કંકુ આદિથી સ્વસ્તિકાદિ બનાવીને ચંદનયુક્ત તુલસીદળ ઉપર ભગવાનને સ્થાપિત કરી નિમ્નલિખિત વિધિથી સ્નાન કરાવો.

**સ્નાન :** **ૐ તસ્માદ્યજ્ઞાત્ સર્વહુતઃ સમ્ભૃતં પૃષદાજ્યમ્।**
**પશૂઁસ્તાઁશ્ચક્રે વાયવ્યાનારણ્યા ગ્રામ્યાશ્ચ યે॥**
**મન્દાકિન્યાસ્તુ યદ્ વારિ સર્વપાપહરં શુભમ્।**
**તદિદં કલ્પિતં દેવ સ્નાનાર્થં પ્રતિગૃહ્યતામ્॥**

**ૐ શ્રીમન્નારાયણાય નમઃ। સ્નાનીયં જલં સમર્પયામિ।** (જળથી સ્નાન કરાવો.)

**સ્નાનાઙ્ગ-આચમન : ૐ શ્રીમન્નારાયણાય નમઃ। સ્નાનાન્તે આચમનીયં જલં સમર્પયામિ।** (સ્નાન પછી આચમનીય જળ સમર્પિત કરો.)

**દુગ્ધસ્નાન : ૐ પયઃ પૃથિવ્યાં પય ઓષધીષુ પયો દિવ્યન્તરિક્ષે પયો ધાઃ।**
**પયસ્વતીઃ પ્રદિશઃ સન્તુ મહ્યમ્॥**
**કામધેનુસમુદ્ભૂતં સર્વેષાં જીવનં પરમ્।**
**પાવનં યજ્ઞહેતુશ્ચ પયઃ સ્નાનાર્થમર્પિતમ્॥**

**ૐ શ્રીમન્નારાયણાય નમઃ। પયઃસ્નાનં સમર્પયામિ।** (દૂધથી સ્નાન કરાવો, ફરી શુદ્ધ જળથી સ્નાન કરાવો.)

************************************************

દધિસ્નાન : ૐ દધિક્રાવ્ણો અકારિષં જિષ્ણોરશ્વસ્ય વાજિનઃ ।
સુરભિ નો મુખા કરત્પ્ર ણ આયૂઁ ષિ તારિષત્ ॥
પયસસ્તુ સમુદ્ભૂતં મધુરામ્લં શશિપ્રભમ્ ।
દધ્યાનીતં મયા દેવ સ્નાનાર્થં પ્રતિગૃહ્યતામ્ ॥

ૐ શ્રીમન્નારાયણાય નમઃ । દધિસ્નાનં સમર્પયામિ । (દહીંથી સ્નાન કરાવો, ફરી શુદ્ધ જળથી સ્નાન કરાવો.)

ઘૃતસ્નાન : ૐ ઘૃતં ઘૃતપાવાનઃ પિબત વસાં વસાપાવાનઃ
પિબતાન્તરિક્ષસ્ય હવિરસિ સ્વાહા । દિશઃ પ્રદિશ
આદિશો વિદિશ ઉદ્દિશો દિગ્ભ્યઃ સ્વાહા ।
નવનીતસમુત્પન્નં સર્વસંતોષકારકમ્ ।
ઘૃતં તુભ્યં પ્રદાસ્યામિ સ્નાનાર્થં પ્રતિગુહ્યતામ્ ॥

ૐ શ્રીમન્નારાયણાય નમઃ । ઘૃતસ્નાનં સમર્પયામિ । (ઘૃતથી સ્નાન કરાવીને શુદ્ધ જળ વડે સ્નાન કરાવો.)

મધુસ્નાન : ૐ મધુ વાતા ઋતાયતે મધુ ક્ષરન્તિ સિન્ધવઃ માધ્વીર્નઃ
સન્ત્વોષધીઃ ॥ મધુ નક્તમુતોષસો મધુમત્પાર્થિવઁ્ રજઃ ।
મધુદ્યૌરસ્તુ નઃ પિતા ॥ મધુમાન્નો વનસ્પતિર્મધુમાઁ ર
અસ્તુસૂર્યઃ । માધ્વીર્ગાવો ભવન્તુ નઃ ॥
પુષ્પરેણુસમુત્પન્નં સુસ્વાદુ મધુરં મધુ ।
તેજઃ પુષ્ટિકરં દિવ્યં સ્નાનાર્થં પ્રતિગૃહ્યતામ્ ॥

ૐ શ્રીમન્નારાયણ નમઃ । મધુસ્નાનં સમર્પયામિ । (મધથી સ્નાન કરાવીને ફરી શુદ્ધોદક સ્નાન કરાવો.)

શર્કરાસ્નાન : ૐ અપા ઁ્ રસમુદ્વયસ ઁ્ સૂર્યે સન્તઁ્ સમાહિતમ્ ।
અપાઁ્ રસસ્ય યો રસસ્તં વો ગૃહ્ણામ્યુત્તમમુપયામગૃહીતોઙ-
સીન્દ્રાય ત્વા જુષ્ટં ગુહ્ણામ્યેષ તે યોનિરિન્દ્રાય ત્વા જુષ્ટતમમ્ ॥
ઈક્ષુરસમુદ્ભૂતાં શર્કરાં પુષ્ટિદાં શુભામ્ ।
મલાપહારિકાં દિવ્યાં સ્નાનાર્થં પ્રતિગૃહ્યતામ્ ॥

ૐ શ્રીમન્નારાયણ નમઃ । શર્કરાસ્નાનં સમર્પયામિ । (સાકરથી સ્નાન કરાવી ફરીથી શુદ્ધ જળ વડે સ્નાન કરાવો.)

**પઞ્ચામૃતસ્નાન :** નીચે આપેલો મંત્ર ભણીને પંચામૃતથી સ્નાન કરાવો.

**ૐ પઞ્ચ નદ્યઃ સરસ્વતીમપિ યન્તિ સસ્રોતસઃ ।**
**સરસ્વતી તુ પઞ્ચધા સો દેશેઽભવત્સરિત્ ॥**
**પયોદધિઘૃતં ચૈવ મધુશર્કરયાન્વિતમ્ ।**
**પઞ્ચામૃતં મયાનીતં સ્નાનાર્થં પ્રતિગૃહ્યતામ્ ॥**

**ૐ શ્રીમન્નારાયણ નમઃ । પઞ્ચામૃતસ્નાનં સમર્પયામિ ।** (પંચામૃતથી સ્નાન કરાવ્યા બાદ શુદ્ધ જળથી સ્નાન કરાવો.)

**ગન્ધોદક સ્નાન : અઁ્શુના તે અઁ્શુઃ પૃચ્યતાં પરુષા પરુઃ ।**
**ગન્ધસ્તે સોમમવતુ મદાય રસો અચ્યુતઃ ॥**
**મલયાચલસમ્ભૂતચન્દનેન વિમિશ્રિતમ્ ।**
**ઈદં ગન્ધોદકસ્નાનં કુઙ્કુમાક્તં નુ ગૃહ્યતામ્ ॥**

**ૐ શ્રીમન્નારાયણ નમઃ । ગન્ધોદકસ્નાનં સમર્પયામિ ।** (કેસરમિશ્રિત ચંદનથી સ્નાન કરાવો.)

**શુદ્ધોદકસ્નાન : શુદ્ધવાલઃ સર્વશુદ્ધવાલો મણિવાલસ્ત આશ્વિનાઃ**
**શ્યેતઃ શ્યેતાક્ષોઽરુણસ્તે રુદ્રાય પશુપતયે કર્ણા યામા**
**અવલિપ્તા રૌદ્ર નભોરૂપાઃ પાર્જન્યાઃ ।**
**શુદ્ધં યત્સલિલં દિવ્યં ગઙ્ગાફલસમં સ્મૃતમ્ ।**
**સમર્પિતં મયા ભક્ત્યા શુદ્ધસ્નાનાય ગૃહ્યતામ્ ॥**

**ૐ શ્રીમન્નારાયણાય નમઃ । શુદ્ધોદકસ્નાનં સમર્પયામિ ।** (શુદ્ધ જળથી સ્નાન કરાવો.[૧] તત્પશ્ચાત્ આચમનીય જળ સમર્પિત કરો. પછી સ્વચ્છ વસ્ત્રથી (અંગ પ્રોક્ષણ કરી) લૂછીને તુલસીદળ અને ચંદનની સાથે શાલિગ્રામને કોઈ સિંહાસન આદિમાં બિરાજમાન કરી શેષ પૂજા કરવી જોઈએ. ભગવાનના

---

૧. યથાસંભવ પુરુષસૂક્તનો પાઠ કરતાં કરતાં ઘંટનાદ સાથે શુદ્ધ જળ અથવા ગંગાદિ તીર્થજળો દ્વારા ભગવાન શાલિગ્રામનો અભિષેક પણ કરવો જોઈએ, એનાથી એમની વિશેષ અનુકંપા પ્રાપ્ત થાય છે.

******************************************************

સ્નાનીય અથવા અભિષેકનું જળ પવિત્ર સ્થળે ઢાંકીને મૂકી દો. પૂજનના અંતે ચરણોદકરૂપે એને ગ્રહણ કરવું જોઈએ.)

**વસ્ત્ર :** **ૐ તસ્માદ્યજ્ઞાત્ સર્વહુત ઋચઃ સામાનિ જજ્ઞિરે ।**
**છન્દા ँ સિ જજ્ઞિરે જસ્માદ્યજુસ્તસ્માદજાયત ॥**
**શીતવાતોષ્ણસંત્રાણં લજ્જાયા રક્ષણં પરમ્ ।**
**દેહાલઙ્કરણં વસ્ત્રમતઃ શાન્તિં પ્રયચ્છ મે ॥**

**ૐ શ્રીમન્નારાયણ નમઃ । વસ્ત્રં સમર્પયામિ, આચમનીયં જલં ચ સમર્પયામિ ।** (વસ્ત્ર ચઢાવો, ફરીથી આચમનીય જળ આપો.)

**ઉપવસ્ત્ર :** **ઉપવસ્ત્ર પ્રયચ્છામિ દેવાય પરમાત્મને ।**
**ભક્ત્યા સમર્પિત દેવ પ્રસીદ પરમેશ્વર ॥**

**ૐ શ્રીમન્નારાયણાય નમઃ । ઉપવસ્ત્રં સમર્પયામિ, આચમનીયં જલં ચ સમર્પયામિ ।** (ઉપવસ્ત્ર ચઢાવો, તથા આચમનીય જળ સમર્પિત કરો.)

**યજ્ઞોપવીત : ૐ તસ્માદશ્વા અજાયન્ત યે કે ચોભયાદતઃ ।**
**ગાવો હ જજ્ઞિરે તસ્માત્તસ્માજ્જાતા અજાવયઃ ॥**
**નવભિસ્તન્તુભિર્યુક્તં ત્રિગુણં દેવતામયમ્ ।**
**ઉપવીતં મયા દત્તં ગૃહાણ પરમેશ્વર ॥**

**ૐ શ્રીમન્નારાયણ નમઃ । યજ્ઞોપવીતં સમર્પયામિ, યજ્ઞોપવીતાન્તે આચમનીયં જલં ચ સમર્પયામિ ।** (યજ્ઞોપવીત અર્પણ કરો, ફરીથી આચમનીય જળ આપો.)

**ગન્ધ :** **ૐ તં યજ્ઞં બર્હિષિ પ્રૌક્ષન્ પુરુષં જાતમગ્રતઃ ।**
**તેન દેવા અયજન્ત સાધ્યા ઋષયશ્ચ યે ॥**
**શ્રીખણ્ડં ચન્દનં દિવ્યં ગન્ધાઢ્યં સુમનોહરમ્ ।**
**વિલેપનં સુરશ્રેષ્ઠ ચન્દનં પ્રતિગૃહ્યતામ્ ॥**

**ૐ શ્રીમન્નારાયણાય નમઃ ।ચન્દનં સમર્પયામિ ।** (મલય ચંદન ચઢાવો.)

**અક્ષત :** શાલિગ્રામ પર અક્ષત ચઢાવવામાં આવતા નથી, માટે અક્ષતના બદલે શ્વેત તલ અર્પણ કરવા જોઈએ.

ૐ અક્ષન્નમીમદન્ત હ્યવ પ્રિયા અધૂષત । અસ્તોષત સ્વભાવનવો વિપ્રા નવિષ્ઠયા મતી યોજાન્વિન્દ્ર તે હરી ॥

અક્ષતાશ્ચ સુરશ્રેષ્ઠ કુંકુમાક્તાઃ સુશોભિતાઃ ।
મયા નિવેદિતા ભક્ત્યા ગૃહાણ પરમેશ્વર ॥

ૐ શ્રીમન્નારાયણાય નમઃ । અક્ષતસ્થાને શ્વેતતિલાન્ સમર્પયામિ । (શ્વેત તલ ચઢાવો.)

પુષ્પ : ૐ ઈદં વિષ્ણુર્વિ ચક્રમે ત્રેધા નિ દધે પદમ્ ।
સમૂઢમસ્ય પાઁ સુરે સ્વાહા ॥
માલ્યાદીનિ સુગન્ધીનિ માલત્યાદીનિ વૈ પ્રભો ।
મયાનીતાનિ પુષ્પાણિ ગૃહાણ પરમેશ્વર ॥

ૐ શ્રીમન્નારાયણ નમઃ। પુષ્પં પુષ્પમાલાં ચ સમર્પયામિ । (પુષ્પ અને પુષ્પમાળાઓથી અલંકૃત કરો.)

તુલસીપત્ર : ૐ યત્પુરુષં વ્યદધુઃ કતિધા વ્યકલ્પયન્ ।
મુખં કિમસ્યાસીત્ કિં બાહૂ કિમૂરૂ પાદા ઉચ્યેતે ॥
તુલસીં હેમરૂપાં ચ રત્નરૂપાં ચ મઞ્જરીમ્ ।
ભવમોક્ષપ્રદાં તુભ્યમર્પયામિ હરિપ્રિયામ્ ॥

ૐ શ્રીમન્નારાયણાય નમઃ । તુલસીદલં તુલસીમઞ્જરીં ચ સમર્પયામિ । (તુલસીદલ તથા તુલસીમંજરી અર્પણ કરો.)

દૂર્વા : ૐ કાણ્ડાત્કાણ્ડાત્ પ્રરોહન્તી પરુષઃ પરુષસ્પરિ ।
એવા નો દૂર્વે પ્ર તનુ સહસ્રેણ શતેન ચ ॥
દૂર્વાઙ્કુરાન્ સુહરિતાનમૃતાન્ મઙ્ગલપ્રદાન્ ।
આનીતાંસ્તવ પૂજાર્થં ગૃહાણ પરમેશ્વર ॥

ૐ શ્રીમન્નારાયણાય નમઃ । દૂર્વાઙ્કુરાન્ સમર્પયામિ । (દરો અર્પણ કરો.)

આભૂષણ : વજ્રમાણિક્યવૈદૂર્યમુક્તાવિદ્રુમમણ્ડિતમ્ ।
પુષ્પરાગસમાયુક્તં ભૂષણં પ્રતિગૃહ્યતામ્ ॥

**ૐ શ્રીમન્નારાયણાય નમઃ। અલઙ્કરણાર્થે આભૂષણાનિ સમર્પયામિ।**
(અલઙ્કૃત કરવા માટે આભૂષણ સમર્પિત કરો.)

**સુગન્ધિત તેલઃ** અહિરિવ ભોગૈઃ પર્યેતિ બાહું જ્યાયા હેતિં પરિબાધમાનઃ।
હસ્તઘ્નો વિશ્વા વયુનાનિ વિદ્વાન્ પુમાન્ પુમાઁ્સં પરિ પાતુ વિશ્વતઃ॥

**તૈલાનિ ચ સુગન્ધીનિ દ્રવ્યાણિ વિવિધાનિ ચ।**
**મયા દત્તાનિ લેપાર્થં ગૃહાણ પરમેશ્વર॥**

**ૐ શ્રીમન્નારાયણાય નમઃ। સુગન્ધિતતૈલાદિદ્રવ્યં સમર્પયામિ।**
(સુગન્ધિત તેલ, અત્તર વગેરે અર્પણ કરો.)

**ધૂપ :** **ૐ બ્રાહ્મણોઽસ્ય મુખમાસીદ્ બાહૂ રાજન્યઃ કૃતઃ।**
**ઊરૂ તદસ્ય યદ્વૈશ્યઃ પદ્ભ્યાઁ્ શૂદ્રો અજાયત॥**
**વનસ્પતિરસોદ્ભૂતો ગન્ધાઢ્યો ગન્ધ ઉત્તમઃ।**
**આઘ્રેયઃ સર્વદેવાનાં ધૂપોઽયં પ્રતિગૃહ્યતામ્॥**

**ૐ શ્રીમન્નારાયણા નમઃ। ધૂપમાઘ્રાપયામિ।** (ધૂપ કરો)

**દીપ :** **ૐ ચન્દ્રમા મનસો જાતશ્ચક્ષોઃ સૂર્યો અજાયત।**
**શ્રોત્રાદ્વાયુશ્ચ પ્રાણશ્ચ મુખાદગ્નિરજાયત॥**
**સાજ્યં ચ વર્તિસંયુક્તં વહ્નિના યોજિતં મયા।**
**દીપં ગૃહાણ દેવેશ ત્રૈલોક્યતિમિરાપહમ્॥**

**ૐ શ્રીમન્નારાયણાય નમઃ। દીપં દર્શયામિ।** (ઘૃત-દીપ દર્શાવો તથા હાથ ધોઈ નાખો.)

**નૈવેદ્ય :** ભગવાનના નૈવેદ્ય નિમિત્તે નૈવેદ્યમાં તુલસીદળ મૂકી પાંચ ગ્રાસ-મુદ્રા ધરાવો.

૧. **ૐ પ્રાણાય સ્વાહા** : કનિષ્ઠિકા, અનામિકા અને અઁગૂઠો મેળવો.

૨. **ૐ અપાનાય સ્વાહા** : અનામિકા, મધ્યમા અને અંગૂઠો મેળવો.

***

૩. **ૐ વ્યાનાય સ્વાહા** : મધ્યમા, તર્જની અને અંગૂઠા ભેગો કરો.

૪. **ૐ ઉદાનાય સ્વાહા** : તર્જની, મધ્યમા, અનામિકા અને અંગૂઠો ભેગો કરો.

૫. **ૐ સમાનાય સ્વાહા** : સર્વે આંગળીઓ ભેગી કરો.

ત્યારબાદ નિમ્નમંત્ર ભણીને નૈવેદ્ય ભગવાનને નિવેદિત કરો–

**ૐ નાભ્યા આસીદન્તરિક્ષ ँ શીર્ષ્ણો દ્યૌઃ સમવર્તત ।**
**પદ્ભ્યાં ભૂમિર્દિશઃ શ્રોત્રાત્તથા લોકાઁ ૨ અકલ્પયન્ ॥**

**ત્વદીયં વસ્તુ ગોવિન્દ તુભ્યમેવ સમર્પયે ।**
**ગૃહાણ સુમુખો ભૂત્વા પ્રસીદ પરમેશ્વર ॥**

**ૐ શ્રીમન્નારાયણાય નમઃ । નૈવેદ્યં નિવેદયામિ, મધ્યે પાનીયં જલં સમર્પયામિ, આચમનીયં જલં ચ સમર્પયામિ ।** (નૈવેદ્ય નિવેદિત કરો અને પીવાનું જળ અર્પણ કરી, ફરીથી આચમનીય જળ અર્પણ કરો.)

**અખંડ ઋતુફળ :** **ૐ યાઃ ફલિનીર્યા અફલા અપુષ્પા યાશ્ચ પુષ્પિણીઃ ।**
**બૃહસ્પતિપ્રસૂતાસ્તા નો મુઞ્ચન્ત્વ ँ હસઃ ॥**
**ઈદં ફલં મયા દેવ સ્થાપિતં પુરતસ્તવ ।**
**તેન મે સફલાવાપ્તિર્ભવેજ્જન્મનિ જન્મનિ ॥**

**ૐ શ્રીમન્નારાયણાય નમઃ । અખણ્ડઋતુફલં સમર્પયામિ ।** (અખંડ ઋતુફળ સમર્પિત કરો.)

**તામ્બૂલ :** **ૐ યત્પુરુષેણ હવિષા દેવા યજ્ઞમતન્વત ।**
**વસન્તોઽસ્યાસીદાજ્યં ગ્રીષ્મ ઈધ્મઃ શરદ્ધવિઃ ॥**
**પૂગીફલં મહદ્દિવ્યં નાગવલ્લીદલૈર્યુતમ્ ।**
**એલાલવઙ્ગસંયુક્તં તામ્બૂલં પ્રતિગૃહ્યતામ્ ॥**

**ૐ શ્રીમન્નારાયણાય નમઃ । એલાલવઙ્ગપૂગીફલયુતં તામ્બૂલં સમર્પયામિ ।** (એલચી, લવિંગ તેમજ પુંગીફળ યુક્ત તામ્બૂલ અર્પણ કરો.)

**************************************************

દક્ષિણા : **ॐ હિરણ્યગર્ભઃ સમવર્તતાગ્રે ભૂતસ્ય જાતઃ પતિરેક આસીત્ ।**
**સ દાધાર પૃથિવીં દ્યામુતેમાં કસ્મૈ દેવાય હવિષા વિધેમ ॥**
**દક્ષિણા પ્રેમસહિતા યથાશક્તિસમર્પિતા ।**
**અનન્તફલદામેનાં ગૃહાણ પરમેશ્વર ॥**

**ॐ શ્રીમન્નારાયણાય નમઃ । દ્રવ્યદક્ષિણાં સમર્પયામિ ।** (દ્રવ્ય-દક્ષિણા અર્પણ કરો.)

**આરતી :** કોઈ સ્વસ્તિકાદિ માંગલિક ચિહ્નોથી શોભાયમાન તથા પુષ્પ-અક્ષતાદિથી સુસજ્જિત થાળીમાં કપૂર અથવા ઘીની દિવેટોને પ્રજ્વલિત કરી જળથી પ્રોક્ષિત કરી લો. ફરીથી ઘંટનાદ કરતાં કરતાં પોતાના સ્થાને ઊભા રહીને ભગવાનની મંગળમય આરતી કરો. આરતીનું એ મુખ્ય વિધાન છે કે સર્વપ્રથમ ચરણોમાં ચાર વાર, નાભિમાં બે વાર, મુખ પર એક વાર આરતી કર્યા બાદ ફરીથી સમસ્ત અંગોની સાત વાર આરતી કરવી જોઈએ. પછી શંખમાં જળ લઈને ભગવાનની ચારે કોર ફેરવો તથા ભગવાનને નિવેદિત કરો.

**આરતી-મન્ત્ર : ॐ ઈદઁ હવિઃપ્રજનનં મે અસ્તુ દશવીરઁ સર્વગણઁ સ્વસ્તયે ।**
**આત્મસનિ પ્રજાસનિ પશુસનિ લોકસન્ય-ભયસનિ ।**
**અગ્નિઃ પ્રજાં બહુલાં મે કરોત્વન્નં પયો રેતો અસ્માસુ ધત્ત ॥**

**કદલીગર્ભસમ્ભૂતં કર્પૂરં તુ પ્રદીપિતમ્ ।**
**આરાર્તિકમહં કુર્વે પશ્ય મે વરદો ભવ ॥**

## શ્રી સત્યનારાયણજીની આરતી

**જય લક્ષ્મીરમણા, શ્રીલક્ષ્મીરમણા ।**
**સત્યનારાયણ સ્વામી જન-પાતક-હરણા ॥ જય૰ ॥ ટેક ॥**

********************************************************

રત્નજટિત સિંહાસન અદ્ભુત છબિ રાજૈ ।
નારદ કરત નિરાજન ઘંટા ધ્વનિ બાજૈ ॥ જય૦ ॥
પ્રકટ ભયે કલિ કારણ, દ્વિજકો દરસ દિયો ।
બૂઢ઼ે બ્રાહ્મણ બનકર કઞ્ચન-મહલ કિયો ॥ જય૦ ॥
દુર્બલ ભીલ કઠારો, જિનપર કૃપા કરી ।
ચન્દ્રચૂડ઼ એક રાજા, જિનકી બિપતિ હરી ॥ જય૦ ॥
વૈશ્ય મનોરથ પાયો, શ્રદ્ધા તજ દીન્હીં ।
સો ફલ ભોગ્યો પ્રભુજી ફિર અસ્તુતિ કીન્હીં ॥ જય૦ ॥
ભાવ-ભક્તિકે કારણ છિન-છિન રૂપ ધર્‌યો ।
શ્રદ્ધા ધારણ કીની, તિનકો કાજ સર્‌યો ॥ જય૦ ॥
ગ્વાલ-બાલ સઁગ રાજા વનમેં ભક્તિ કરી ।
મનવાઞ્છિત ફલ દીન્હોં દીનદયાલુ હરી ॥ જય૦ ॥
ચઢ઼ત પ્રસાદ સવાયો કદલીફલ, મેવા ।
ધૂપ-દીપ-તુલસીસે રાજી સત્યદેવા ॥ જય૦ ॥
(સત્ય) નારાયણજીકી આરતિ જો કોઈ નર ગાવૈ ।
તન-મન-સુખ-સમ્પતિ મન-વાઞ્છિત ફલ પાવૈ ॥ જય૦ ॥

સ્તુતિ-પ્રાર્થના : શાન્તાકારં ભુજગશયનં પદ્મનાભં સુરેશં
વિશ્વાધારં ગગનસદૃશં મેઘવર્ણં શુભાઙ્ગમ્ ।
લક્ષ્મીકાન્તં કમલનયનં યોગિભિર્ધ્યાનગમ્યં
વન્દે વિષ્ણું ભવભયહરં સર્વલોકૈકનાથમ્ ॥

નમોઽસ્ત્વનન્તાય સહસ્રમૂર્તયે સહસ્રપાદાક્ષિશિરોરુબાહવે ।
સહસ્રનામ્ને પુરુષાય શાશ્વતે સહસ્રકોટીયુગધારિણે નમઃ ॥

નમો બ્રહ્મણ્યદેવાય ગોબ્રાહ્મણહિતાય ચ ।
જગદ્ધિતાય કૃષ્ણાય ગોવિન્દાય નમો નમઃ ॥
આકાશાત્પતિતં તોયં યથા ગચ્છતિ સાગરમ્ ।
સર્વદેવનમસ્કારઃ કેશવમ્પ્રતિ ગચ્છતિ ॥

મૂકં કરોતિ વાચાલં પઙ્ગું લઙ્ઘયતે ગિરિમ્ ।
યત્કૃપા તમહં વન્દે પરમાનન્દમાધવમ્ ॥

ત્વમેવ માતા ચ પિતા ત્વમેવ ત્વમેવ બન્ધુશ્ચ સખા ત્વમેવ ।
ત્વમેવ વિદ્યા દ્રવિણં ત્વમેવ ત્વમેવ સર્વં મમ દેવદેવ ॥

પાપોઽહં પાપકર્માહં પાપાત્મા પાપસમ્ભવઃ ।
ત્રાહિ માં પુણ્ડરીકાક્ષ સર્વપાપહરો ભવ ॥
કૃષ્ણાય વાસુદેવાય દેવકીનન્દનાય ચ ।
નન્દગોપકુમારાય ગોવિન્દાય નમો નમઃ ॥

**શઙ્ખ-જલ :** ત્યારબાદ શંખનું જળ ભગવાન પર ફેરવીને પોતાના ઉપર તથા ભક્તજનો પર નિમ્ન મંત્ર બોલતાં બોલતાં છાંટો—

શઙ્ખમધ્યસ્થિતં તોયં ભ્રામિતં કેશવોપરિ ।
અઙ્ગલગ્નં મનુષ્યાણાં બ્રહ્મહત્યાં વ્યપોહતિ ॥

**પુષ્પાંજલિ :** હાથમાં પુષ્પ લઈને આ પ્રમાણે પ્રાર્થના કરો—

ૐ યજ્ઞેન યજ્ઞમયજન્ત દેવાસ્તાનિ ધર્માણિ પ્રથમાન્યાસન્ । તે હ નાકં મહિમાનઃ સચન્ત યત્ર પૂર્વે સાધ્યાઃ સન્તિ દેવાઃ ॥ ૐ રાજાધિરાજાય પ્રસહ્ય સાહિને નમો વયં વૈશ્રવણાય કુર્મહે । સ મે કામાન્ કામ કામાય મહ્યં કામેશ્વરો વૈશ્રવણો દદાતુ ॥ કુબેરાય વૈશ્રવણાય મહારાજાય નમઃ ।

ૐ સ્વસ્તિ સામ્રાજ્યં ભૌજ્યં સ્વારાજ્યં વૈરાજ્યં પારમેષ્ઠ્યં રાજ્યં મહારાજ્યમાધિપત્યમયં સમન્તપર્યાયી સ્યાત્ સાર્વભૌમઃ સાર્વાયુષાન્તા-દાપરાર્ધાત્ પૃથિવ્યૈ સમુદ્રપર્યન્તાયા એકરાડિતિ તદપ્યેષ શ્લોકોઽભિગીતો મરુતઃ પરિવેષ્ટારો મરુત્તસ્યાવસન્ ગૃહે । આવિક્ષિતસ્ય કામપ્રેર્વિશ્વેદેવાઃ સભાસદ ઇતિ ॥

ૐ વિશ્વતશ્ચક્ષુરુત વિશ્વતોમુખો વિશ્વતોબાહુરુત વિશ્વતસ્પાત્ । સં બાહુભ્યાં ધમતિ સં પતત્રૈર્દ્યાવાભૂમી જનયન્ દેવ એકઃ ।

તત્પુરુષાય વિદ્મહે નારાયણાય ધીમહિ તન્નો વિષ્ણુઃ પ્રચોદયાત્ ।

**********************************************************

**કાયેન વાચા મનસેન્દ્રિયૈર્વા બુદ્ધ્યાત્મના વાનુસૃતસ્વભાવાત્ ।**
**કરોતિ યદ્યત્ સકલં પરસ્મૈ નારાયણાયેતિ સમર્પયેત્તત્ ॥**

**ૐ શ્રીમન્નારાયણાય નમઃ । પુષ્પાઞ્જલિં સમર્પયામિ ।** (ભગવાનને પુષ્પાંજલિ સમર્પિત કરો.)

**પ્રદક્ષિણા : ૐ યે તીર્થાનિ પ્રચરન્તિ સૃકાહસ્તા નિષઙ્ગિણઃ ।**
**તેષા ँ સહસ્રયોજનેઽવ ધન્વાનિ તન્મસિ ॥**
**યાનિ કાનિ ચ પાપાનિ જન્માન્તરકૃતાનિ ચ ।**
**તાનિ સર્વાણિ નશ્યન્તુ પ્રદક્ષિણપદે પદે ॥**

**ૐ શ્રીમન્નારાયણાય નમઃ । પ્રદક્ષિણાં સમર્પયામિ ।** (ભગવાનની પ્રદક્ષિણા કરીને તેમને સાષ્ટાંગ પ્રણામ કરો, ત્યારબાદ ક્ષમા-પ્રાર્થના કરો)

**ક્ષમા-પ્રાર્થના : મન્ત્રહીનં ક્રિયાહીનં ભક્તિહીનં જનાર્દન ।**
**યત્પૂજિતં મયા દેવ પરિપૂર્ણં તદસ્તુ મે ॥**
**યદક્ષરપદભ્રષ્ટં માત્રાહીનં ચ યદ્ભવેત્ ।**
**તત્સર્વં ક્ષમ્યતાં દેવ પ્રસીદ પરમેશ્વર ॥**

**ચરણામૃત-ગ્રહણ :** ભગવાનનું ચરણોદક અતિ પુણ્યપ્રદ, કલ્યાણકારી છે અને સર્વે પાપ-તાપોનો જળ-મૂળથી નાશ કરી નાખે છે. માટે શ્રદ્ધા-ભક્તિપૂર્વક પૂજનના અંતે એને સર્વપ્રથમ ગ્રહણ કરવું જોઈએ. ગ્રહણ કરતી વખતે ભૂમિ પર ન પડવા દો. આ માટે ડાબા હાથ ઉપર સ્વચ્છ બેવડું વસ્ત્ર રાખીને તેના પર જમણો હાથ રાખો તથા જમણા હાથમાં લઈને ગ્રહણ કરો. ચરણોદક બાદ પંચામૃત લેવું જોઈએ.

**તુલસીગ્રહણ :** ત્યારબાદ ભગવાન શાલિગ્રામને અર્પણ કરેલું અને થાળમાં વાપરેલું તુલસીદળ નિમ્નમંત્ર દ્વારા લેવું જોઈએ–

**પૂજનાનન્તરં વિષ્ણોરર્પિતં તુલસીદલમ્ ।**
**ભક્ષયેદ્દેહશુદ્ધ્યર્થં ચાન્દ્રાયણશતાધિકમ્ ॥**

**પ્રસાદ-ગ્રહણ :** અંતે ભગવાનને ધરાવેલા નૈવેદ્યને પ્રસાદીરૂપે ભક્તોમાં વહેંચી સ્વયં પણ ગ્રહણ કરો.

~~■~~

# શ્રીમહાલક્ષ્મી-પૂજન

ભગવતી મહાલક્ષ્મી સ્થાવર અને જંગમ, દૃશ્ય અને અદૃશ્ય સર્વે સંપત્તિઓ, સિદ્ધિઓ અને નિધિઓનાં અધિષ્ઠાત્રી સાક્ષાત્ નારાયણી છે. ભગવાન શ્રીગણેશ સિદ્ધિ, બુદ્ધિના અને શુભ તથા લાભના સ્વામી તથા સર્વે અમંગળો તેમજ વિઘ્નોના નાશક છે. એ સત-બુદ્ધિ પ્રદાન કરનારા છે. માટે તેમના સમવેત-પૂજનથી સર્વે કલ્યાણ-મંગળ અને આનંદ પ્રાપ્ત થાય છે.

કારતક વદ અમાસે ભગવતી શ્રીમહાલક્ષ્મી અને ભગવાન ગણેશની નૂતન પ્રતિમાઓનું પ્રતિષ્ઠાપૂર્વક વિશેષ પૂજન કરવામાં આવે છે. પૂજન માટે બાજોઠ અથવા કપડાના પવિત્ર આસન ઉપર ગણેશજીના જમણા ભાગમાં માતા મહાલક્ષ્મીને સ્થાપિત કરવાં જોઈએ. પૂજનના દિવસે ઘરને સ્વચ્છ કરી પૂજન-સ્થાનને પણ પવિત્ર કરી લેવું જોઈએ અને સ્વયં પણ પવિત્ર થઈને શ્રદ્ધા-ભક્તિપૂર્વક સાંયકાળે તેમનું પૂજન કરવું જોઈએ. મૂર્તિમય શ્રીમહાલક્ષ્મીજીની પાસે જ કોઈ પવિત્ર પાત્રમાં કેસરયુક્ત ચંદનથી અષ્ટદળ કમળ બનાવીને તેના પર દ્રવ્ય-લક્ષ્મી(રૂપિયા)ને પણ સ્થાપિત કરીને એક સાથે જ બંનેની પૂજા કરવી જોઈએ. પૂજન-સામગ્રીને યથાસ્થાને મૂકી રાખો.

સર્વપ્રથમ પૂર્વાભિમુખ અથવા ઉત્તરાભિમુખ થઈ આચમન, પવિત્રી-ધારણ, માર્જન-પ્રાણાયામ કરીને પોતાના તથા પૂજા-સામગ્રી ઉપર નિમ્ન મંત્ર ભણીને જળ છાંટો–

**ૐ અપવિત્રઃ પવિત્રો વા સર્વાવસ્થાં ગતોઽપિ વા ।**
**યઃ સ્મરેત્ પુણ્ડરીકાક્ષં સ બાહ્યાભ્યન્તરઃ શુચિઃ ॥**

આસન-શુદ્ધિ અને સ્વસ્તિ-પાઠ (પા. નં. ૧૬૮ મુજબ) કરીને હાથમાં જળ-અક્ષત વગેરે લઈ પૂજનનો સંકલ્પ કરો–

**સંકલ્પ : ૐ વિષ્ણુઃ... (પૃ. સં. ૧૯ મુજબ) માસોત્તમે માસે કાર્તિકમાસે કૃષ્ણપક્ષે પુણ્યાયામમાવાસ્યાયાં તિથૌ અમુક વાસરે અમુક ગોત્રોત્પન્નઃ અમુક નામ શર્મા (વર્મા, ગુપ્તઃ, દાસઃ) અહં**

**********************************************************

**શ્રુતિસ્મૃતિપુરાણોક્તફલાવાપ્તિકામનયા જ્ઞાતાજ્ઞાતકાયિકવાચિક-માનસિકસકલપાપનિવૃત્તિપૂર્વકં સ્થિરલક્ષ્મીપ્રાપ્તયે શ્રીમહાલક્ષ્મી-પ્રીત્યર્થં મહાલક્ષ્મીપૂજનં કુબેરાદીનાં ચ પૂજનં કરિષ્યે । તદઙ્ગત્વેન ગૌરીગણપત્યાદિપૂજનં ચ કરિષ્યે ।**

આ સંકલ્પ વાક્ય ભણીને જળ-અક્ષતાદિ ગણેશજી પાસે મૂકી દેવા. હવે, સર્વપ્રથમ ગણેશજીનું પૂજન કરો. ગણેશ-પૂજન પૂર્વે એ નૂતન પ્રતિમાની નીચે દર્શાવેલ રીતે પ્રાણ-પ્રતિષ્ઠા કરી લો.

**પ્રતિષ્ઠા :** ડાબા હાથમાં અક્ષત લઈને નિમ્નમંત્રો ભણતાં ભણતાં જમણા હાથેથી એ અક્ષતો ગણેશજીની પ્રતિમા પર ચઢાવતા જાવ–

**ૐ મનો જૂતિર્જુષતામાજ્યસ્ય બૃહસ્પતિર્યજ્ઞમિમં તનોત્વરિષ્ટં યજ્ઞઁ્ સમિમં દધાતુ । વિશ્વે દેવાસ ઈહ માદયન્તામો ૩ મ્પ્રતિષ્ઠ ।**

**ૐ અસ્યૈ પ્રાણાઃ પ્રતિષ્ઠન્તુ અસ્યૈ પ્રાણાઃ ક્ષરન્તુ ચ ।**
**અસ્યૈ દેવત્વમર્ચાયૈ મામહેતિ ચ કશ્ચન ॥**

આ પ્રમાણે પ્રતિષ્ઠા કરીને ભગવાન ગણેશનું ષોડશોપચાર પૂજન (પા. નં. ૧૭૪-૧૮૫ મુજબ) કરો. તત્પશ્ચાત્ નવગ્રહ (પા. નં. ૨૧૦), ષોડશમાતૃકા (પા. નં. ૨૦૫) તથા કળશ-પૂજન (પા. નં. ૧૮૬) મુજબ કરો.

ત્યારબાદ મુખ્ય-પૂજનમાં ભગવતી મહાલક્ષ્મીનું પૂજન કરો. પૂજન પૂર્વે નૂતન પ્રતિમા તથા દ્રવ્યલક્ષ્મીની '**ૐ મનો જૂતિ.**' તથા '**અસ્યે પ્રાણાઃ**' ઈત્યાદિ મંત્રો ભણીને પૂર્વોક્ત રીતે પ્રાણ-પ્રતિષ્ઠા કરી લેવી. સર્વપ્રથમ ભગવતી મહાલક્ષ્મીનું હાથમાં પૂલ લઈને આ પ્રમાણે ધ્યાન કરવું–

**ધ્યાન :** **યા સા પદ્માસનસ્થા વિપુલકટિતટી પદ્મપત્રાયતાક્ષી**
**ગમ્ભીરાવર્તનાભિસ્તનભરનમિતા શુભ્રવસ્ત્રોત્તરીયા ।**
**યા લક્ષ્મીર્દિવ્યરૂપૈર્મણિગણખચિતૈઃ સ્નાપિતા હેમકુમ્ભૈઃ**
**સા નિત્યં પદ્મહસ્તા મમ વસતુ ગૃહે સર્વમાઙ્ગલ્યયુક્તા ॥**

*********************************************************

**ૐ હિરણ્યવર્ણાં હરિણીં સુવર્ણરજતસ્રજામ્ ।**
**ચન્દ્રાં હિરણ્મયીં લક્ષ્મીં જાતવેદો મ આ વહ ॥**

**ૐ મહાલક્ષ્મ્યૈ નમઃ । ધ્યાનાર્થે પુષ્પાણિ સમર્પયામિ ।** (ધ્યાન માટે પુષ્પ અર્પણ કરો.)

**આવાહન : સર્વલોકસ્ય જનનીં સર્વસૌખ્યપ્રદાયિનીમ્ ।**
**સર્વદેવમયીમીશાં દેવીમાવાહયામ્યહમ્ ॥**
**ૐ તાં મ આ વહ જાતવેદો લક્ષ્મીમનપગામિનીમ્ ।**
**યસ્યાં હિરણ્યં વિન્દેયં ગામશ્વં પુરુષાનહમ્ ॥**

**ૐ મહાલક્ષ્મ્યૈ નમઃ । મહાલક્ષ્મીમાવાહયામિ, આવાહનાર્થે પુષ્પાણિ સમર્પયામિ ।** (આવાહ્ન માટે પુષ્પ આપો.)

**આસન : તપ્તકાઞ્ચનવર્ણાભં મુક્તામણિવિરાજિતમ્ ।**
**અમલં કમલં દિવ્યમાસનં પ્રતિગૃહ્યતામ્ ॥**
**ૐ અશ્વપૂર્વાં રથમધ્યાં હસ્તિનાદપ્રમોદિનીમ્ ।**
**શ્રિયં દેવીમુપ હ્વયે શ્રીર્મા દેવી જુષતામ્ ॥**

**ૐ મહાલક્ષ્મ્યૈ નમઃ । આસનં સમર્પયામિ ।** (આસન માટે કમળ વગેરેનાં પુષ્પો અર્પણ કરો.)

**પાદ્ય : ગઙ્ગાદિતીર્થસમ્ભૂતં ગન્ધપુષ્પાદિભિર્યુતમ્ ।**
**પાદ્યં દદામ્યહં દેવિ ગૃહાણાશુ નમોઽસ્તુ તે ॥**
**ૐ કાં સોસ્મિતાં હિરણ્યપ્રાકારામાર્દ્રાં જ્વલન્તીં તૃપ્તાં તર્પયન્તીમ્ ।**
**પદ્મેસ્થિતાં પદ્મવર્ણાં તામિહોપ હ્વયે શ્રિયમ્ ॥**

**ૐ મહાલક્ષ્મ્યૈ નમઃ । પાદયોઃ પાદ્યં સમર્પયામિ ।** (ચંદન, પુષ્પાદિ યુક્ત જળ અર્પણ કરો.)

**અર્ઘ્ય : અષ્ટગન્ધસમાયુક્તં સ્વર્ણપાત્રપ્રપૂરિતમ્ ।**
**અર્ઘ્યં ગૃહાણ મદ્દત્તં મહાલક્ષ્મિ નમોઽસ્તુ તે ॥**
**ૐ ચન્દ્રાં પ્રભાસાં યશસા જ્વલન્તીં શ્રિયં લોકે દેવજુષ્ટામુદારામ્ ।**
**તાં પદ્મનીમીં શરણં પ્ર પદ્યેઽલક્ષ્મીર્મે નશ્યતાં ત્વાં વૃણે ॥**

***************************************************************

**ૐ મહાલક્ષ્મ્યૈ નમઃ । હસ્તયોરર્ઘ્યં સમર્પયામિ ।** (અષ્ટગન્ધમિશ્રિત[1] જળ દેવીના હાથમાં અર્ઘ્યપાત્રથી આપવું.)

**આચમન : સર્વલોકસ્ય યા શક્તિર્બ્રહ્મવિષ્ણવાદિભિઃ સ્તુતા ।**
**દદામ્યાચમનં તસ્યૈ મહાલક્ષ્મ્યૈ મનોહરમ્ ॥**

**ૐ આદિત્યવર્ણે તપસોઽધિ જાતો વનસ્પતિસ્તવ વૃક્ષોઽથ બિલ્વઃ ।**
**તસ્ય ફલાનિ તપસા નુદન્તુ યા અન્તરા યાશ્ચ બાહ્યા અલક્ષ્મીઃ ॥**

**ૐ મહાલક્ષ્મ્યૈ નમઃ । આચમનીયં જલં સમર્પયામિ ।** (આચમન માટે જળ ચઢાવો.)

**સ્નાન : મન્દાકિન્યાઃ સમાનીતૈર્હેમામ્ભોરુહવાસિતૈઃ ।**
**સ્નાનં કુરુષ્વ દેવેશિ સલિલૈશ્ચ સુગન્ધિભિઃ ॥**

**ૐ મહાલક્ષ્મ્યૈ નમઃ । સ્નાનં સમર્પયામિ ।** (સ્નાનીય જળ અર્પણ કરો.) **સ્નાનાન્તે આચમનીયં જલં સમર્પયામિ ।** (સ્નાન બાદ '**ૐ મહાલક્ષ્મ્યૈ નમઃ**'નું ઉચ્ચારણ કરી આચમન માટે જળ આપો.)

**દુગ્ધ-સ્નાન : કામધેનુસમુત્પન્નં સર્વેષાં જીવનં પરમ્ ।**
**પાવનં યજ્ઞહેતુશ્ચ પયઃ સ્નાનાર્થમર્પિતમ્ ॥**

**ૐ પયઃ પૃથિવ્યાં પય ઓષધીષુ પયો દિવ્યન્તરિક્ષે પયો ધાઃ ।**
**પયસ્વતીઃ પ્રદિશઃ સન્તુ મહ્યમ્ ॥**

**ૐ મહાલક્ષ્મ્યૈ નમઃ । પયઃસ્નાનં સમર્પયામિ । પયઃસ્નાનાન્તે શુદ્ધોદકસ્નાનં સમર્પયામિ ।** (ગાયના કાચા દૂધથી સ્નાન કરાવો. ફરીથી શુદ્ધ જળથી સ્નાન કરાવો.)

**દધિસ્નાન : પયસસ્તુ સમુદ્ભૂતં મધુરામ્લં શશિપ્રભમ્ ।**
**દધ્યાનીતં મયા દેવિ સ્નાનાર્થં પ્રતિગૃહ્યતામ્ ॥**

**ૐ દધિક્રાવ્ણો અકારિષં જિષ્ણોરશ્વસ્ય વાજિનઃ સુરભિ નો મુખા**
**કરત્પ્ર ણ આયૂઁ ્ષિ તારિષત્**

---

૧. અગર, તગર, ચંદન, કસ્તૂરી, લાલ ચંદન, કુમકુમ, દેવદારુ તથા કેસર એ અષ્ટગંધ કહેવાય છે.

**************************************************

ૐ મહાલક્ષ્મ્યૈ નમઃ। દધિસ્નાનં સમર્પયામિ। દધિસ્નાનાન્તે શુદ્ધોદકસ્નાનં સમર્પયામિ। (દધિથી સ્નાન કરાવો, પછી શુદ્ધ જળથી સ્નાન કરાવો.)

**ઘૃતસ્નાન :** નવનીતસમુત્પન્નં સર્વસંતોષકારકમ્।
ઘૃતં તુભ્યં પ્રદાસ્યામિ સ્નાનાર્થં પ્રતિગૃહ્યતામ્॥

ૐ ઘૃતં ઘૃતપાવાનઃ પિબત વસાં વસાપાવાનઃ પિબતાન્તરિક્ષસ્ય। હવિરસિ સ્વાહા। દિશઃ પ્રદિશ આદિશો વિદિશ ઉદ્દિશો દિગ્ભ્યઃ સ્વાહાઃ॥

ૐ મહાલક્ષ્મ્યૈ નમઃ। ઘૃતસ્નાનં સમર્પયામિ। ઘૃતસ્નાનાન્તે શુદ્ધોદકસ્નાનં સમર્પયામિ। (ઘૃતથી સ્નાન કરાવીને ફરીથી શુદ્ધ જળથી સ્નાન કરાવો.)

**મધુસ્નાન :** તરુપુષ્પસમુદ્ભૂતં સુસ્વાદુ મધુરં મધુ।
તેજઃ પુષ્ટિકરં દિવ્યં સ્નાનાર્થં પ્રતિગૃહ્યતામ્॥

ૐ મધુ વાતા ઋતાયતે મધુ ક્ષરન્તિ સિન્ધવઃ। માધ્વીર્નઃ સન્ત્વોષધીઃ॥
મધુ નક્તમુતોષસો મધુમત્પાર્થિવ ँ ્ રજઃ। મધુ દ્યૌરસ્તુ નઃ પિતા॥
મધુમાન્નો વનસ્પતિર્મધુમાઁ ૨ અસ્તુ સૂર્યઃ। માધ્વીર્ગાવો ભવન્તુ નઃ॥

ૐ મહાલક્ષ્મ્યૈ નમઃ। મધુસ્નાનં સમર્પયામિ। મધુસ્નાનાન્તે શુદ્ધોદકસ્નાનં સમર્પયામિ। (મધથી સ્નાન કરાવો, ફરીથી શુદ્ધ જળ વડે સ્નાન કરાવો.)

**શર્કરાસ્નાન :** ઈક્ષુસારસમુદ્ભૂતા શર્કરા પુષ્ટિકારિકા।
મલાપહારિકા દિવ્યા સ્નાનાર્થં પ્રતિગૃહ્યતામ્॥

ૐ અપા ँ ્ રસમુદ્વયસ ँ ્ સૂર્યે સન્ત ँ ્ સમાહિતમ્। અપા ँ ્ રસસ્ય યો રસસ્તં વો ગૃહ્ણામ્યુત્તમમુપયામગૃહીતોઽસીન્દ્રાય ત્વા જુષ્ટં ગૃહ્ણામ્યેષ તે યોનિરિન્દ્રાય ત્વા જુષ્ટતમમ્॥

ૐ મહાલક્ષ્મ્યૈ નમઃ। શર્કરાસ્નાનં સમર્પયામિ। શર્કરાસ્નાનાન્તે પુનઃ શુદ્ધોદકસ્નાનં સમર્પયામિ। (સાકરથી સ્નાન કરાવ્યા બાદ શુદ્ધ જળ વડે સ્નાન કરાવો.)

**પઞ્ચામૃતસ્નાન :** એકત્ર મિશ્રિત પંચામૃતથી એક તન્ત્ર દ્વારા નિમ્ન મંત્ર ભણીને સ્નાન કરાવો.

**પયો દધિ ઘૃતં ચૈવ મધુશર્કરયાન્વિતમ્ ।**
**પઞ્ચામૃતં મયાનીતં સ્નાનાર્થં પ્રતિગૃહ્યતામ્ ॥**
**ૐ પઞ્ચ નદ્યઃ સરસ્વતીમપિ યન્તિ સસ્રોતસઃ ।**
**સરસ્વતી તુ પઞ્ચધા સો દેશેઽભવત્ સરિત્ ॥**

**ૐ મહાલક્ષ્મ્યૈ નમઃ । પઞ્ચામૃતસ્નાનં સમર્પયામિ, પઞ્ચામૃતસ્નાનાન્તે શુદ્ધોદકસ્નાનં સમર્પયામિ ।** (પંચામૃત સ્નાન પછી શુદ્ધ જળ વડે સ્નાન કરાવો.)

(જો અભિષેક કરવો અભીષ્ટ હોય તો શુદ્ધ જળ કે દુગ્ધાદિથી **'શ્રીસૂક્ત'**નો પાઠ કરતાં કરતાં અખંડ જળધારાથી સ્નાન (અભિષેક) કરાવો. મૃણ્મય પ્રતિમા અખંડ જળધારાથી ક્ષરિત ન થઈ જાય એ આશયથી ધાતુની મૂર્તિ કે દ્રવ્યલક્ષ્મી પર અભિષેક કરવામાં આવે છે, આને પૃથક પાત્રમાં કરાવવો જોઈએ.)

**ગન્ધોદકસ્નાન : મલયાચલસમ્ભૂતં ચન્દનાગરુસમ્ભવમ્ ।**
**ચન્દનં દેવદેવેશિ સ્નાનાર્થં પ્રતિગૃહ્યતામ્ ॥**

**ૐ મહાલક્ષ્મ્યૈ નમઃ । ગન્ધોદકસ્નાનં સમર્પયામિ ।** [ગંધ (ચંદન) મિશ્રિત જળથી સ્નાન કરાવો.]

**શુદ્ધોદક-સ્નાન : મન્દાકિન્યાસ્તુ યદ્વારિ સર્વપાપહરં શુભમ્ ।**
**તદિદં કલ્પિતં તુભ્યં સ્નાનાર્થં પ્રતિગૃહ્યતામ્ ॥**

**ૐ મહાલક્ષ્મ્યૈ નમઃ । શુદ્ધૌદકસ્નાનં સમર્પયામિ ।** (ગંગાજળ અથવા શુદ્ધ જળથી સ્નાન કરાવો, ત્યારબાદ પ્રતિમા લૂછીને તેને યથાસ્થાને આસન ઉપર સ્થાપિત કરો અને નિમ્નરૂપે ઉત્તરાંગ-પૂજન કરો.)

**આચમન :** શુદ્ધોદક સ્નાન બાદ **'ૐ મહાલક્ષ્મ્યૈ નમઃ'** એમ કહીને આચમનીય જળ અર્પિત કરો.)

**************************************************

**વસ્ત્ર :** દિવ્યામ્બરં નૂતનં હિ ક્ષૌમં ત્વતિમનોહરમ્ ।
દીયમાનં મયા દેવિ ગૃહાણ જગદમ્બિકે ॥
ૐ ઉપૈતુ માં દેવસખઃ કીર્તિશ્ચ મણિના સહ ।
પ્રાદુર્ભૂતોઽસ્મિ રાષ્ટ્રેઽસ્મિન્ કીર્તિમૃદ્ધિં દદાતુ મે ॥

**ૐ મહાલક્ષ્મ્યૈ નમઃ । વસ્ત્રં સમર્પયામિ, આચમનીય જલં ચ સમર્પયામિ ।** (વસ્ત્ર અર્પણ કરો, આચમનીય જળ આપો.)

**ઉપવસ્ત્ર :** કઞ્ચુકીમુપવસ્ત્રં ચ નાનારત્નૈઃ સમન્વિતમ્ ।
ગૃહાણ ત્વં મયા દત્તં મઙ્ગલે જગદીશ્વરિ ॥

**ૐ મહાલક્ષ્મ્યૈ નમઃ । ઉપવસ્ત્રં સમર્પયામિ, આચમનીય જલં ચ સમર્પયામિ ।** (કંચુકી આદિ ઉત્તરીય વસ્ત્ર ચઢાવો, આચમન માટે જળ આપો.)

**મધુપર્ક :** કાંસ્યે કાંસ્યેન પિહિતો દધિમધ્વાજ્યસંયુતઃ ।
મધુપર્કો મયાનીતઃ પૂજાર્થં પ્રતિગૃહ્યતામ્ ॥

**ૐ મહાલક્ષ્મ્યૈ નમઃ । મધુપર્કં સમર્પયામિ, આચમનીય જલં ચ સમર્પયામિ ।** (કાંસાના વાસણમાં રાખેલું મધુપર્ક સમર્પિત કરીને આચમન માટે જળ આપો.)

**આભૂષણ :** રત્નકઙ્કણવૈદૂર્યમુક્તાહારાદિકાનિ ચ ।
સુપ્રસન્નેન મનસા દત્તાનિ સ્વીકુરુષ્વ ભોઃ ॥
ૐ ક્ષુત્પિપાસામલાં જ્યેષ્ઠામલક્ષ્મીં નાશયામ્યહમ્ ।
અભૂતિમસમૃદ્ધિં ચ સર્વાં નિર્ણુદ મે ગૃહાત્ ॥

**ૐ મહાલક્ષ્મ્યૈ નમઃ । નાનાવિધાનિ કુણ્ડલકટકાદીનિ આભૂષણાનિ સમર્પયામિ ।** (આભૂષણ સમર્પિત કરો.)

**ગન્ધ :** શ્રીખણ્ડં ચન્દનં દિવ્યં ગન્ધાઢ્યં સુમનોહરમ્ ।
વિલેપનં સુરશ્રેષ્ઠે ચન્દનં પ્રતિગૃહ્યતામ્ ॥
ૐ ગન્ધદ્વારાં દુરાધર્ષાં નિત્યપુષ્ટાં કરીષિણીમ્ ।
ઈશ્વરીં સર્વભૂતાનાં તામિહોપ હ્વયે શ્રિયમ્ ॥

************************************************

**ૐ મહાલક્ષ્મ્યૈ નમઃ । ગન્ધં સમર્પયામિ ।** (અનામિકાથી કેસર વગેરેથી મિશ્રિત ચંદન અર્પણ કરો.)

**રક્તચન્દન : રક્તચન્દનસમ્મિશ્રં પારિજાતસમુદ્ભવમ્ ।**
**મયા દત્તં મહાલક્ષ્મિ ચન્દનં પ્રતિગૃહ્યતામ્ ॥**

**ૐ મહાલક્ષ્મ્યૈ નમઃ । રક્તચન્દનં સમર્પયામિ ।** (અનામિકાથી રક્ત ચન્દન ચઢાવો.)

**સિન્દૂર : સિન્દૂરં રક્તવર્ણં ચ સિન્દૂરતિલકપ્રિયે ।**
**ભક્ત્યા દત્તં મયા દેવિ સિન્દૂરં પ્રતિગૃહ્યતામ્ ॥**

**ૐ સિન્ધોરિવ પ્રાધ્વને શૂઘનાસો વાત પ્રમિયઃ પતયન્તિ યહ્વાઃ ।**
**ઘૃતસ્ય ધારા અરુષો ન વાજી કાષ્ઠા ભિન્દન્નૂર્મિભિઃ પિન્વમાનઃ ॥**

**ૐ મહાલક્ષ્મ્યૈ નમઃ । સિન્દૂરં સમર્પયામિ ।** (દેવીને સિન્દૂર ચઢાવો.)

**કુઙ્કુમ : કુઙ્કુમં કામદં દિવ્યં કુઙ્કુમં કામરૂપિણમ્ ।**
**અખણ્ડકામસૌભાગ્યં કુઙ્કુમં પ્રતિગૃહ્યતામ્ ॥**

**ૐ મહાલક્ષ્મ્યૈ નમઃ । કુઙ્કુમં સમર્પયામિ ।** (કંકુ અર્પણ કરો.)

**પુષ્પસાર (અત્તર) : તૈલાનિ ચ સુગન્ધીનિ દ્રવ્યાણિ વિવિધાનિ ચ ।**
**મયા દત્તાનિ લેપાર્થં ગૃહાણ પરમેશ્વરિ ॥**

**ૐ મહાલક્ષ્મ્યૈ નમઃ । સુગન્ધિતતૈલં પુષ્પસારં ચ સમર્પયામિ ।** (સુગંધિત તેલ અને અત્તર ચઢાવો.)

**અક્ષત[૧] : અક્ષતાશ્ચ સુરશ્રેષ્ઠે કુઙ્કુમાક્તાઃ સુશોભિતાઃ ।**
**મયા નિવેદિતા ભક્ત્યા ગૃહાણ પરમેશ્વરિ ॥**

**ૐ મહાલક્ષ્મ્યૈ નમઃ । અક્ષતાન્ સમર્પયામિ ।** (કંકુવાળા અક્ષત અર્પણ કરો.)

---

૧. દેશાચારમાં ક્યાંક ક્યાંક મહાલક્ષ્મીને અક્ષતના બદલે હળદર કે ધાણા તથા નૈવેદ્યમાં ગોળનો પ્રસાદ ધરાવવામાં આવે છે.

**************************************************

**પુષ્પ અને પુષ્પમાળા : માલ્યાદીનિ સુગન્ધીનિ માલત્યાદીન વૈ પ્રભો ।
મયાનીતાનિ પુષ્પાણિ પૂજાર્થં પ્રતિગૃહ્યતામ્ ॥
ૐ મનસઃ કામમાકૂતિં વાચઃ સત્યમશીમહિ ।
પશૂનાં રૂપમન્નસ્ય મયિ શ્રીઃ શ્રયતાં યશઃ ॥**

**ૐ મહાલક્ષ્મ્યૈ નમઃ । પુષ્પં પુષ્પમાલાં ચ સમર્પયામિ ।** (દેવીને પુષ્પો તથા પુષ્પમાળાઓથી શણગારો, બને ત્યાં સુધી લાલ કમળથી પૂજા કરવી.)

**દૂર્વા : વિષ્ણવાદિસર્વદેવાનાં પ્રિયાં સર્વસુશોભનામ્ ।
ક્ષીરસાગરસમ્ભૂતે દૂર્વાં સ્વીકુરુ સર્વદા ॥**

**ૐ મહાલક્ષ્મ્યૈ નમઃ । દૂર્વાઙ્કુરાન્ સમર્પયામિ ।** (દરો અર્પણ કરો.)

## અંગપૂજા

કકુમિશ્રિત અક્ષત - પુષ્પોથી નિમ્નાકિંત એક એક નામમંત્ર ભણતાં ભણતાં અંગપૂજા કરવી.

**ૐ ચપલાયૈ નમઃ, પાદૌ પૂજયામિ ।**

**ૐ ચઞ્ચલાયૈ નમઃ, જાનુની પૂજયામિ ।**

**ૐ કમલાયૈ નમઃ, કટિં પૂજયામિ ।**

**ૐ કાત્યાયન્યૈ નમઃ, નાભિં પૂજયામિ ।**

**ૐ જગન્માત્રે નમઃ, જઠરં પૂજયામિ ।**

**ૐ વિશ્વવલ્લભાયૈ નમઃ, વક્ષઃસ્થલં પૂજયામિ ।**

**ૐ કમલવાસિન્યૈ નમઃ, હસ્તૌ પૂજયામિ ।**

**ૐ પદ્માનનાયૈ નમઃ, મુખં પૂજયામિ ।**

**ૐ કમલપત્રાક્ષ્યૈ નમઃ, નેત્રત્રયં પૂજયામિ ।**

**ૐ શ્રિયૈ નમઃ, શિરઃ પૂજયામિ ।**

**ૐ મહાલક્ષ્મ્યૈ નમઃ, સર્વાઙ્ગં પૂજયામિ ।**

****************************************************

## અષ્ટસિદ્ધિ પૂજન

આ પ્રમાણે અંગપૂજા બાદ પૂર્વાદિ-ક્રમાનુસાર આઠે દિશાઓમાં આઠે સિદ્ધિઓની પૂજા કંકુવાળા અક્ષતો વડે દેવી મહાલક્ષ્મીની પાસે નિમ્નાકિંત મંત્રોથી કરો.

**૧. ૐ અણિમ્ને નમઃ (પૂર્વે), ૨. ૐ મહિમ્ને નમઃ (અગ્નિકોણે), ૩. ૐ ગરિમ્ણે નમઃ (દક્ષિણે), ૪. ૐ લઘિમ્ને નમઃ (નૈર્ઋત્યે), ૫. ૐ પ્રાપ્ત્યૈ નમઃ (પશ્ચિમે), ૬. ૐ પ્રાકામ્યૈ નમઃ (વાયવ્યે), ૭. ૐ ઈશિતાયૈ નમઃ (ઉત્તરે) તથા ૮. ૐ વશિતાયૈ નમઃ (ઐશાન્યામ્)।**

## અષ્ટલક્ષ્મી - પૂજન

ત્યારબાદ પૂર્વાદિ ક્રમથી આઠે દિશાઓમાં મહાલક્ષ્મીની પાસે કંકુમાક્ત અક્ષત તથા પુષ્પોથી એક એક નામ મંત્ર ભણતાં ભણતાં આઠ લક્ષ્મીઓનું પૂજન કરો.

**૧. ૐ આદ્યલક્ષ્મ્યૈ નમઃ, ૨. ૐ વિદ્યાલક્ષ્મ્યૈ નમઃ, ૩. ૐ સૌભાગ્યલક્ષ્મ્યૈ નમઃ, ૪. ૐ અમૃતલક્ષ્મ્યૈ નમઃ, ૫. ૐ કામલક્ષ્મ્યૈ નમઃ, ૬. ૐ સત્યલક્ષ્મ્યૈ નમઃ, ૭. ૐ ભોગલક્ષ્મ્યૈ નમઃ ૮. ૐ યોગલક્ષ્મ્યૈ નમઃ ।**

**ધૂપ :** **વનસ્પતિરસોદ્ભૂતો ગન્ધાઢ્યઃ સુમનોહરઃ ।**
**આઘ્રેય સર્વદેવાનાં ધૂપોઽયં પ્રતિગૃહ્યતામ્ ॥**
**ૐ કર્દમેન પ્રજા ભૂતા મયિ સંભવ કર્દમ ।**
**શ્રિયં વાસય મે કુલે માતરં પદ્મમાલિનીમ્ ॥**

**ૐ મહાલક્ષ્મ્યૈ નમઃ, ધૂપમાઘ્રાપયામિ ।** (ધૂપ પ્રગટાવી અર્પણ કરો.)

**દીપ :** **કાર્પાસવર્તિસંયુક્તં ઘૃતયુક્તં મનોહરમ્ ।**
**તમોનાશકરં દીપં ગૃહાણ પરમેશ્વરિ ॥**
**ૐ આપઃ સૃજન્તુ સ્નિગ્ધાનિ ચિક્લીત વસ મે ગૃહે ।**
**નિ ચ દેવીં માતરં શ્રિયં વાસય મે કુલે ॥**

**ૐ મહાલક્ષ્મ્યૈ નમઃ । દીપં દર્શયામિ ।** (દીપક બતાવી પછી હાથ ધોઈ લેવા.)

